# Vaidak Toochaka Sangrah

OR

## A Collection of House-hold Native Medicines.



BY

SIR DINSHAW MANEKJI PETIT,

FIRST BART.



THIRD EDITION.



Bombay:

PRINTED AT THE "GUJARATI" PRINTING PRESS.

A. D. 1903. SAMVAT 1959.

Price Rs. 1-8-0.

# વૈદકટુચકાસંગ્રહ

અથવા,

## જુદાં જુદાં દરદો ઉપર અજમાવેલી દેશી દવાઓનો સંગ્રહ.

સંગ્રહ કરનાર

## સર દીનશાજી માણેકજી પીટીટ,

પેહેલા બારોનેટ.



આવૃત્તિ ત્રીજી.



મુંબઇ:
"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.

ઈ. સ. ૧૯૦૩ વિ. સં. ૧૯૫૯.

કિમ્મત રૂ ૧ાા.

# દીબાચો.

આ "વૈદક ટુચકા સંગ્રહ" નામનું દવાનું પુસ્તક બહાર પાડવાની મતલબ એ છે કે આગલા વખતમાં આપણા દેશી લોકો પોતાનાં ઘર મધ્યે કોઇબી માણસને મંદવાડ થયો હોય ત્યારે ઘણું કરીને ઝાડપાલા વનસ્પતીની, તથા ગામઠી કરીઆણાં વસાણાં ઘરમાં લાવીને પોતાને હાથે દવા બનાવીને દરદીને આપતા હતા અને તેમ કીધાથી લોકોનાં દરદોમાં થોડા પૈસા ખરચવે ટુંક વખતમાં ફાયદો થતો હતો પણ આજ કેટલુંક થયું તે ઝાડપાલા વનસ્પતી તથા કરીઆંણાની દવા ઘર મધ્યે બનાવી વાપરવાનો રીવાજ ઘણે ભાગે નીકળી ગયો છે. તે રીવાજ ચાલુ રાખવાના હેતુથી હમોએ દેશી દવાના ટુચકાઓ દેશી વૈદો તથા હકીમો તથા અનુભવી ગ્રહસ્થોમાં પુછપરછ કરી ભેગા કરેલા હતા તેનો સામટો સંગ્રહ કરી પુસ્તકના આકારમાં છપાવી બહાર પાડવા ઘણાક સાહેબોએ ખાહેશ બતાવ્યાથી હમોએ આ ગ્રંથ બહાર પાડ્યો છે.

એમાં લખેલી દવા કેમ વાપરવી તથા બનાવવી તથા મેળવવી તે ખુલાસાવાર તથા ખુલ્લા શબ્દોમાં દર્શાવવામાં આવેલુ છે.

ટુચકાઓનાં વસાણાં જે ગાંધીઓ બરાબર જાણતા હોય અથવા બરાબર પીછાનતા હોય ને તેનાં નામથી બરાબર વાકેફગાર હોય, તેવા ઘણીઓ પાસેથી ખાત્રી કરીને દવા કરનારે લેવાં જોઇએ.

ટુચકાઓમાં જેટલું વજન જેવી રીતે બનાવી વખતો વખત વાપરવા લખ્યું છે તેટલાજ પ્રમાણમાં અને તેટલીજ વખત વાપરવું. પણ વધારે નહીં લેવુ; કારણ કે તેમ કરવાથી વખતે દરદીને અવગુણ થાય; તેમજ ઓછું પણ નહીં લેવું; કારણ તેથી જોઇતો ફાયદો થશે નહી.

જો એક ઇલાજ કરવાથી ફાયદો નહી માલમ પડે તો તે બંધ કરીને તે દરદને લગતા બીજા ટુચકાઓ હોય તેના ઇલાજ અજમાવવા.

ટુકચકાઓ મધ્યેથી દવા બનાવતી વખતે બનાવનારે ચોકસી રાખવાની જરૂર એ છે કે જે દરદ ઉપર જે વનસ્પતી વાપરવા લખી છે તેને બદલે ભુલથી બીજી જણસ વપરાય નહીં.

આ દવા વાપરતાં પહેલાં દરદીને શું દરદ થયલું છે તેની પરીક્ષા ને ખાત્રી બરાબર કીધા પછી તેને લગતા ટુચકાઓમાંથી દવા કરવી.

દીનશા માણેકજી પીટીટ.

# દીબાચો ત્રીજી આવૃતિનો.



મરહુમ નામદાર મુરબ્બીજી સર દીનશાજી માણેકજી પીટીટ પેહેલા બારોનેટ સાહેબે પોતાની બોહોલી રોકાણ છતાં અવકાશ મેળવીને સંગ્રહ કરીને બાહાર પાડેલાં "વૈદક ટુચકા સંગ્રહ" નામનાં દેશી દવાઓ અને ટુચકાઓનાં પુસ્તકની ત્રીજી આવૃતિ થવા પામી છે એ, એ પુસ્તકનાં ઉપયોગીપણાંનો કાંઇક ખ્યાલ આપે છે. બે આવૃતિઓ મરહુમ નેકનામ શેઠ સર દીનશાજી માણેકજી પીટીટની હૈયાતીમાંજ પ્રકાશ પામી હતી અને બે આવૃતિઓ થવા છતાં તેની માંગણી એટલી બધી થતી રહેતી હતી, કે આ ત્રીજી આવૃતિ બાહાર પાડવાની ફરજ પડી છે. મરહુમ નેકનામ શેઠના જુના નોકરો તરીકે, તેમજ પેહેલી બે આવૃતિઓ બાહાર પાડવામાં સઘળી દેખરેખ તથા ગોઠવણ મરહુમની સુચનાઓ હેઠળ, હમેજ કરેલી હોવાથી ત્રીજી આવૃતિ સસ્તી કિમતે બાહાર પાડી લોકોની માંગણી શાંત કરવાનો અમને ખ્યાલ આવ્યો, પણ એકજીકયુટર સાહેબોની મંજુરિ વગર તે બને તેમ ન હોવાથી હમોએ, તે સાહેબોની મંજુરિ મેલવી આ પુસ્તક બાહાર પાડયું છે. એ મંજુરિ આપવા માટે હમો, તે ત્રણે સાહેબો, નેકનામો શેઠ બમનજી દીનશાજી પીટીટ, સર દીનશા માણેકજી પીટીટ બીજા બારોનેટ તથા શેઠ માણેકજી કાવસજી પીટીટ એમનો આ તકે ઉપકાર માન્યે છીયે. આ આવૃતિ બાહાર પડયાથી લોકોની માંગણી શાંત થશે તેમ બીજી તરફથી તે સંગ્રહ કરનાર સખીવજુદ શેઠનું નામ લોકોમાં વધુ ને વધુ માનની લાગણી સાથે યાદગાર રહી જશે.

**કાવસજી બમનજી કાત્રક.**
**ખંડુભાઈ લલુભાઈ દેસાઇ.**

મુંબઇ તા૦ ૨૦ જુન ૧૯૦૩.



# વૈદક ટુચકા સંગ્રહ માટે મળેલા અભિપ્રાયો.

Girgaum, *December 26, 1898.*

DEAR SIR,

I have much pleasure in acknowledging the kind present of your work "*Vaidyak Tuchka Sangharaha.*"

It is a very good collection and is calculated to be a book of household reference; in fact a *Vade-mecum* for those who cannot afford to consult qualified medical men very frequently and for ordinary complaints. For the poorer families it will be a boon, for it is written in simple and plain Gujarathi and will be intelligible to women and children of all classes who read and write Gujarathi.

It is a wonder that with all your heavy work which must be engaging your attention, you have been able to compile such a very useful book. May the choicest blessings of the Almighty light on you for this noble work.

Again thanking you for your kindness

I remain

Sir,

Yours sincerely,

BHALCHANDRA KRISHNA.

To

Sir Dinshajee M. Petit, Bart.

ગીરગામ તા૦ ૨૬ મી ડીસેમ્બર ૧૮૯૮.

**સર દીનશા માણેકજી પીટીટ, બારોનેટ.**

**મહેરબાન સાહેબ,**

તમારી કીમતી ચોપડી **વૈદક ટુચકા સંગ્રહની** પહોંચ સ્વીકારતાં મારે આનદ થાય છે.

આ તમારી ચોપડીમાં ઘણી અગત્યની બાબદો આમેજ કીધી છે, અને ગરીબ ગુરબાં કે જેઓ ડાકટરોની મદદ મેળવવાને અશક્ત છે, તેવાંઓને અડીઓપટીના વખતમાં ઘણી કીમતી થઇ પડશે. વળી તેની સહેલી ભાષાને લીધે નાના બાળકો તેમજ સ્ત્રીઓ પણ સહેલથી તેનો ઉપયોગ કરી શકશે.

તમારા ઓહોદા કારોબારના કામનાં રોકાણમાં આવી એક કીમતી ચોપડી લખવાની તમને નવરાસ કેમ મળી હશે તે સમજવુ કઠણ છે. આ તમારા પુન્યવાન કામને માટે ઇશ્વર તમને ઘણા આશીશ બક્ષે એવી મારી દુવા તમને આમીન.

તમારી કીમતી ભેટને માટે ફરી એકવાર તમારો ઉપકાર માનુ છું.

લી૦ તમારો દુઆગો સેવક,

**ભાલચંદ્ર કૃષ્ણ.**

---

*Girgaum, 15th Dec. 1898.*

DEAR Sir,

I am glad to acknowledge receipt of a copy of "**वैदक टुचका संग्रह.**" I must congratulate you on the patient labour and carefulness with which you have been able to publish such a valuable collection of practical receipts for the treatment of common ailments by ordinary Indian drugs. I will be glad to see it translated into Marathi as well.

Yours truly,

M. G. DESHMUKH.

૯

ગીરગામ, તા૦ ૧૫ મી ડીસેમ્બર ૧૮૯૮.

પ્યારા સાહેબ,

**વૈદક ટુચકા સંગ્રહની** એક નકલ મને મળી છે તેની પોંહોંચ ખુશી સાથે સ્વીકારૂં છું. સાધારણ દુઃખ દરદો સામાન્ય હિંદી કરિયાણાઓની મદદથી સાજાં કરવાના અજમાયશ કરેલા ટુચકાઓનો આવા એમુલો સગ્રહ પ્રસિદ્ધ કરવામાં તમોએ જે ધીરજ ભરેલી મહેનત અને કાળજી દેખાડી છે, તે માટે હુ તમને મુબારકબાદી આપું છું. એનું મરાઠીમાં ભાષાંતર થયલુ જોવાને હુ ખુશી થઇશ.

તમારો સ્નેહાધીન
**એમ. જી. દેશમુખ.**

---

*Monday 12-12-98.*
*Prabhuram Jivanram Aushadhalaya;*
*Bombay.*

To

Sir Dinshaw Manekji Petit, C.I.E.;
Bart.

SIR,

I went over with great pleasure your valuable collection of Arya Medical Prescriptions and am glad to say that these prescriptions are very useful. Many of them I have tried with full success in many patients and am satisfied that they generally give very good results. The prescriptions generally are composed of several drugs which assist the actions of one another and that makes these prescriptions very effectual. It is a matter of congratulations that you take so much interest in such useful work at the

expense of many other engagements. This little work, owing to the practicle bearing it has, is a boon to the public as well as the profession.

I remain

Yours &ca.,

POPAT P. VAIDYA,

Supt. Ayurved Vidyalaya.

---

**સોમવાર**, તા૦ ૧૨-૧૨-૯૮

પ્રભુરામ જીવણરામ ઔષધાલય.

મુબંઇ.

**સર દીનશા માણેકજી પીટીટ,** સી. આઇ. ઇ; બારોનેટ.

**સાહેબ,—**

આર્ય વૈદક ટુચકાઓના તમારા અમુલ્ય સગ્રહનું પુસ્તક ભારે હર્ષ સાથે હું વાંચી ગયો છું અને જણાવવાને ખુશી છું કે, આ ટુચકાઓ બહુ ઉપયોગી છે. તેમાંના ઘણાક ટુચકાઓ મેં મારા દર્દીઓમાં અજમાવ્યા છે અને તેમાં પુરતી ફતેહ મળી છે, અને મારી ખાત્રી થઇ છે કે, તે ટુચકાઓ સામાન્ય રીતે સારાં પરિણામ લાવે છે. આ ટુચકાઓ સામાન્ય રીતે જુદા જુદા કરિયાણાઓના બનેલા છે. જે વળી એક બીજાના કામમાં મદદ કરે છે અને તેમ હોઇને એ ટુચકાઓ ઘણા અસરકારક બને છે. બીજાં ઘણાંક કામના ભોગે, આપ આવાં ઉપયોગી કામ પાછળ આટલો બધો લાભ લ્યો છો તે મુબારકબાદી આપવા જોગ બાબત છે. આ નાનું પુસ્તક પ્રજાને તેમજ વૈદોનો ધંધો કરનારાને આશીર્વાદ રૂપ છે.

હું છું સાહેબ,

આપનો ઇત્યાદિ.

**પોપટ પ્રભુરામ વૈદ.**

આયુર્વેદ વિદ્યાલયનો સુપ્રિન્ટેન્ડંટ.

---

**ઓવાલીઆ તળાવ.**

**મુંબઇ તા૦ ૨૭ મી ડીસેમ્બર ૧૮૯૮**

સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે સંગ્રહ કરેલી ઘણીએક ગામઠી દવાઓના નુશકાવોની છપાવી પ્રસિદ્ધ કરેલી ચોપડી મારા જોવામાં આવીચ અને એ ચોપડી• ઘેર સંસારના રોજનાં ઉપયોગ માટે ઘણી કામની થઇ પડશે એમાં કશો સદેહ નથી, બલ્કે જે દાકતરોને દેશી દવાઓનો ઉપયોગ કરવાની ખાહેશ તથા સોખ હોશે તેવાને પણ એમાંથી ઘણાંએક કામના તેમજ અકસીર એલાજો મળી આવશે અને જે વાપરવા ઉપરથી તેવાની ખાતરી થશે. ઉપલો એલાજોનો સંગ્રહ સર દીનશાજીએ પોતાના ગાંમઠી દવાઓ ઉપરના અતીશય શોખ અને વીસવાસને લીધે કરેલો છે; અને તે એનાંવોની ઓલખ પીછાનમાં આવેલાં ઘણાએક અનુભવી દાકતરો વઇદો તથા યુનાની હકીમોને પુછીને એ સઘળી દવાઓની ખાતરી પુરવક વિગત મેલવેલી છે. દવાઓ કેટલા પ્રમાણમાં લેવી તેમજ તેની બનાવટ કેમ કરવી અને કયાં કયાં દરદો ઉપર વાપરવી તે સઘલુ બારીકીથી એ ચોપડીમાં દરશાવેલુ છે કે જેથી દવાઓની સહમજ નહીં ધરાવનાર શખશોને પણ તેમાં કશી પ્રકારની મુશકેલી નહીં નડે. આએ દવાઓ માંહેલી કેટલીએક દવાઓ મે વાપરેલી હોવાથી મને લખવાને ખુશી ઉપજેચ કે તેઓ ઘણી ફાયદાકારક માલમ પડીચ અને આએ ચોપડી સર દીનશાજીએ કેટલાએક દોસ્ત આસનાંવાની તરફથી એલતેમાસ થવાથી છપાવીને બાહેર પાડી છે•

**આરદેસર પેસતનજી કામા.**

---

**સોમવાર** તા૦ **૧૨-૧૨-૯૮.**

**પ્રભુરામ જીવનરામ ઔષધાલય-મુંબઇ.**

**મેહેરબાન શેઠજી,**

**સર દિનશાજી માણેકજી પિટિટ બેરોનેટ** સી. આઇ. ઇ.

આપના તરફથી મહેરબાનીની રાહે આપનો બનાવેલો **વૈદક ટુચકા સંગ્રહ** મોકલવામાં આવ્યો તેને માટે અતિપય આભાર માનું છું. **આ ટુચકા સંગ્રહ** વાંચતાં તેની અંદર લખવામાં આવેલા દરેક ટુચકાઓ ઘણાક

ઉપયોગી અને દરેક માણસથી અજમાવી શકાય તેવા માલમ પડે છે અને એ સર્વ ટુચકાઓનો ગુણ દોષ તપાસતાં તેની અંદર સમાયેલી ચીજો રોગીઓને અનુકૂલ આવે તેવી રીતે ગોઠવવામાં આવેલી જોવામાં આવે છે. દેશી વૈદોમાં આવું પુસ્તક પેહેલ વહેલુંજ છે અને તેનું વાંચન વૈદોને તથા બીજાં માણસોને ઘણુંજ ઉપયોગી થઇ પડશે એવો મારો અભિપ્રાય છે. દેશી વૈદકનો કોઇ પણ ગ્રથ આવી સાધારણ તથા દરેક માણસ સમજી શકે તેવી ઇબારતમાં લખાયલો ન હોવાથી આવા ઘરગતુ ટુચકાઓ વૈદ અથવા ડાકટરની ગેરહાજરીમાં બીજાં માણસોને પણ ઘણાજ ઉપયોગી થઇ પડશે. મને આશા છે કે આ પુસ્તકનો બોહોળો ફેલાવો જાહેર પ્રજાને ઘણો લાભકારક નિવડશે.

લી. આભારી

**પ્રભુરામ જીવનરામ વૈદ્યના**

માનપૂર્વક સલામ.

---

**શેઠજી સાહેબ,**

**સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટ;**

મુ૦ મુબઇ.

આપના તરફથી "**ટુચકા સંગ્રહ**" યાને જૂદા જૂદા રોગો ઉપર સાદા અને સહેલા અનુભવી ઉપાયોનો સંગ્રહ એ નામનું પુસ્તક જે મારા અભિપ્રાય માટે મોકલવામાં આવ્યુ તે મળ્યું છે; એ પુસ્તક વાંચતાં મને ઘણોજ આનંદ થયો છે; એટલા માટે કે શ્રીમાન્ ગૃહસ્થો, જેઓ અનેક કામોમાં તલ્લીન રહેવા છતાં આયુર્વેદ જેવા મહત્વવાળા વિષયપર પણ લક્ષ આપવું એ પોતાનું કર્તવ્ય સમજે છે. ગ્રંથ માટે મારો અભિપ્રાય આવો છેઃ—

જયાં આગળ વૈદ્ય ન હોય અને ઘરમાં કોઇ મનુષ્ય એકાએક બીમાર થઇ પડયું હોય તે વખતમાં આ ગ્રંથ એક આશીર્વાદ રૂપ થઇ પડે તેવો છેઃ એટલુંજ નહીં, પણ ગરીબ ગરબાંઓ ડાકટરોનો મોટો ખર્ચ ઉઠાવવાને અસક્ત હોય છે તેવાઓને પણ મંદવાડની વખતે આપનો વૈદક ગ્રંથ એક સારા વૈદની ગરજ સારે તેવો છે, એ ઉપરાંત આપના ગ્રંથમાં જે જે વસાણાં વાપરવાનાં લખ્યાં છે, તે દેશીઓમાં જાણીતાં છે અને ગાંધીની

દુકાનમાંથી સહજ મળી શકે તેવાં છે. એ વસાંણાંઓથી ઘણે ભાગે નુકસાન થવાનો સંભવ નથી; વૈદ્ય વિદ્યાના આચાર્યોએ ઔષધ અને વૈદ્યનું લક્ષણ દર્શાવતાં કહ્યું છે કે "જે રોગને મટાડે તે ઔષધ અને રોગનું યથાર્થ નિદાન કરે તે વૈદ્ય." આજ કાલના લોકો મોટી મોટી રંગ બેરંગી બાટલીઓ તથા તેના ઉપર લખેલાં મોટાં પ્રશંસાકારક નામો વાંચીને તેના ઉપર મોહી પડે છે, અને દેશી વસાણાંઓ તરફ અનાદર—અભાવ બતાવે છે, પરંતુ તેમાં તેઓની ભૂલ છે. હિંદનાં તાજા વસાણાં રોગોને હઠાડવા ઉપર જેવાં બળવાન નીવડયાં છે તેવાં પરદેશી કાઇકજ નીવડયાં છે. આસવ, ગોળ વિગેરે સીવાય સઘળી ઔષધીઓ જો તાજી વાપરવામાં આવે તોજ તે ફાયદો કરે છે: અને પ્રાચીનકાળમાં તેવી તાજી ઔષધીઓજ વાપરવામાં આવતી હતી. જે તક તમારા ગ્રંથની સહાયતા લીધાથી વધારે મળવાનો સંભવ છે.

ગ્રંથ મોટો દળદાર અને બહુ ઉપયોગી છે. તેમ તેની છપાઇ પણ ઘણી સરસ કરવામાં આવી છે. આપ જેવા એક ગર્ભશ્રીમંત ગ્રહસ્થ પોતાના બહોળા કામમાંથી પણ વખત મેળવીને આવાં એક પરોપકારી કામમાં ભાગ લ્યો અને પ્રાચીન વૈદ્યવિદ્યા તરફ મોટો શોખ ધરાવો એ માટે આપને ધન્યવાદ આપું છું

| તા૰ ૧૫ મી ડીસેમ્બર સને ૧૮૯૮. મુબઇ મહાજનવાડી | **વૈદ્ય જટાશંકર વિઠ્ઠલજીના** દુવા સલામ સ્વીકારશોજી. |
|---|---|



# સાંકળિયું.

ઝેર નાગ અથવા સાપના કરડવાથી લાગું હોય તેના ઇલાજ:—



તાપના ઇલાજ:—

શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.

# વૈદક ટુચકા સંગ્રહ.

## અજીરણ.

### અજીરણ (એટલે ખાધું પચે નહીં ને બદપહરેજીને લીધે પેટ ખોલાશે આવે નહીં ને પેટમાં પવન ભરાય તે) રોગ.

**કારણ**—ખોરાક વધારે ખાવાથી તથા વખત કવખતે ખાવાથી તથા પાણી વધારે પીવાથી તથા ઝાડો પીસાબ અનીયમીત થવાથી તથા વારંવાર અપવાસ કરવાથી, એ રોગ થાય છે. એ રોગ થાય ત્યારે ખાટા તથા ખરાબ ઓડકાર આવે છે અને માથું પિત્તના સબબથી ફરી જાય છે તથા શરીરને ઘણી બેચેની માલમ પડે છે તથા પેટમાં તથા પાંસળાંમાં શુળ પણ મારે છે, તેના ઇલાજ.

### ઇલાજ ૧ લો.

| | તોલા. | | તોલા. | | તોલા. |
|---|---|---|---|---|---|
| હરડાં ... | ૧ | બેડાં ... | ૧ | આંમળાં ... | ૧ |
| શુંઠ ... | ૧ | મરી ... | ૧ | પીપર... ... | ૧ |

એ સર્વે વસાણાંને કુટી, કપડછંદ કરી, તે ચુરણ એક શીશીમાં ભરી મુકવું. પછી તેમાંથી સવાર સાંજ તોલો (૦l) પા, પાણી સાથે ફાકવું. એ પ્રમાણે દીન ૬ ખાવાથી ફાયદો થશે.

**ખોરાક**—વાયડો પદાર્થ ખાવો નહીં.

## ઇલાજ ૨ જો.

ઘી આંમળાંનો રસ તોલો ... ... ૧
લીમડાનાં પાતરાંનો રસ તોલો... ... ૧

એ બંધેને એકરસ કરીને તેમાં આદાંનો રસ તોલો ૦I નાંખી, તેના બે ભાગ કરી, દહાડામાં બે વખત પીવો. બપોરે કુંવારનો રસ તોલો ૧ પીવો.

**ખોરાક**—ચાહે, રોટલી તથા સાબુચોખાની કાંજી પીવી.

## ઇલાજ ૩ જો.

લીંબુ ૧ આખું લઇને તેની (૨) બે ફાડ કરવી. તેમાંથી એક ફાડમાં જરાક કોતરીને તેમાં સિંધાલુણ બેઆનીભાર તથા સંચલની ભુકી સરખે ભાગે લઇને ભરવી, અને બીજી ફાડમાં સાકર તથા સુંઠની ભુકી ભરવી. પછી બેઉ ચીરોને જુદી જુદી અંગાર ઉપર મુકવી. તે ખુબ ખદખદ થઇને પાકયા પછી કાહાડી લઇ, પેલી સિંધાલુણવાલી ચીર થોડી ગરમ ગરમ ચુસવી અને તે ચુસી રહ્યા પછી, સૂંઠ તથા સાકરવાલી ચીર ચુસવી. એટલું કીધાથી જો પેટ નહીંજ બંધ થાય તો સૂંઠ સાકરવાળી ચીર ઉપર બાજરી બરોબર હીંગ તથા એટલુંજ અફીણ મુકી, અંગાર ઉપર મુકવી અને ખદખદ થયા પછી કહાડી લઇ જરા જરા સેહેવાય એવી રીતે ચુસવી. એ પરમાણે દીન ૩ સુધી એ દવા ચાલુ રાખવી એટલે ગમે તેવાં પેટ આવતાં બંધ થશે.

## ઇલાજ ૪ થો.

ધાણા તોલા... ૬ એલચી દાણા તોલો... ૧

એ બંધે વસાણાંને ખોખરાં કરી, તેમાં પાણી શેર ૦III (તોલા ૨૧) નાંખીને ઉકાળવાં ને પાણી નવટાંક (તોલા ૭) રહે, ત્યારે ઉતારી ગાળી કાઢી બચ્ચાંને ચમચો ચમચો દહાડામાં ત્રણ વખત પાવું. મોટા માણસને તેની ઉમરનાં પ્રમાણમાં તોલા ૩ થી ૪ સુધી પાવું. એ પ્રમાણે બે ત્રણ દિવસ ચાલુ રાખવાથી અજીરણ મટી જશે.

## ઇલાજ ૫ મો.

ખસખસ ૨ પઇસા ભાર લઇ, તેને ખુંદીને બારીક કરવી. પછી તેમાં દહીં ૩ પઇસાભાર નાંખીને મેળવવું. અને દહાડામાં બે વખત બચ્ચાંને ચમચી ચમચી પાવું એથી અજીરણ દુર થશે.

## ઇલાજ ૬ ઠ્ઠો.

| | | તોલા. | | tોલા. |
|---|---|---|---|---|
| નમકસંગ | ... | ૪ | સીનાઅનો સુકો પાલો... | ૩ |
| શુંઠ ... | ... | ૩ | દારીફીલફીલ.(પીપરીમૂલ) | ૩ |
| કાલાં મરી | ... | ૩ | ફુદીનો સુકો ... ... | ૩ |
| શાહજીરૂ. | ... | ૭ | હરડેદલ ... ... ... | ૩ |

પેહેલાં શાહજીરાંને એક કાચના વાસણમાં નાંખીને તે ડૂબે એટલો અંગુરી શરકો નાંખવો અને ત્રણ દહાડા ને ત્રણ રાત સુધી ભીજવેલું રહેવા દેવું. પછી તેને એક કપડાંથી ગાળી લેવું. પછી તે ગાળેલા શરકાને એક વાસણમાં નાંખીને, તેમાં તેનાથી ત્રણ ઘણી શાકરીઆ ખાંડ નાંખીને ચુલા ઉપર ઉકાળવા મુકવું. ને જરા જરા ચીકણું થાય એટલે નીચે ઉતારવું. અને ઠંડું થયા પછી એક શીશીમાં ભરી મુકવું. પછે તેમાંથી એક નાનો ચમચો ભરીને તે દવા લઇ, તેમાં તેનાં કરતાં બમણું એટલે બે ચમચા પાણી નાંખીને સવારના પાઇ દેવું. એજ પ્રમાણે બપોરે તથા સાંજે પણ પીવું. એ પ્રમાણે થોડા દહાડા પીવાથી ફાયદો નહીં થાય તો ઉપલી દવાનો પાક નીચે પ્રમાણે બનાવી ખાવો.

શાહજીરૂ અંગુરી શરકામાં ૩ દિવસ સુધી ભીંજવી રાખી, પછે તેને ગાળી લઇને એક ઠીકરાંના વાસણમાં નાંખીને જરા જરા સેકવું અને બિનાશ નીકળી જાય એટલે હેઠે ઉતારી, તેને તથા બીજાં બધાં વસાણાંને કુટીને કપડછંદ કરવાં. પછી એ બધાં વસાણાંથી તમણું મધ લઇ, એક વાસણમાં નાંખી, ચુલા ઉપર મુકવું ને નીચે ધીમી આંચ કરવી, ને હલાવતા જવું. જ્યારે બરાબર જોશ ખાઇને તૈયાર થાય એટલે ઉતારી, તેમાં પેલો થોડો થોડો ભુકો નાંખતાં જવું ને હલાવતાં જવું. એ પ્રમાણે તૈયાર કરી, તે પાક ઠંડા પાડી, કાચના ચપુમાં ભરવો, ને તેમાંથી તોલો ૦॥ સવારે, એટલોજ બપોરે તથા સાંજે ખાવો, એથી ફાયદો થશે.

## ઇલાજ ૭ મો.

પીપર મોટી નંગ ૨ લઇ, તેને માટીનાં નવાં વાસણમાં પાણી શેર ૦। માં ભીંજવી એક રાત રહેવા દેવી. પછે સવારના તે પીપરને બહાર કહાડીને

તેને થોડી થોડી છુંદી બારીક કરવી. પછે તેમાં ખાધાનું (નીમક) મોઠું વાલ ૧૦ ને આસરે નાંખીને પાછું થોડું છુંદવું. પછી તેની ગોળી એક વાળવી અને દરદીને દરરોજ સવારે ખાવા આપવી. જો પિત્તનું જોર ઘણુંજ વધારે હોય તો સાંજે ગોળી એક ઉપલા વજનની બનાવેલી ખાવી. એ પ્રમાણે થોડા દહાડા દવા ચાલુ રાખ્યાથી અજીરણનો રોગ મટી જશે.

## ઇલાજ ૮ મો.

| | તોલા | | તોલા | | તોલા |
|---|---|---|---|---|---|
| મોટી હરડે ... | ૨ | વઘારનું જીરૂં ... | ૧ | સુનામખી... ... | ૧ |
| ગુલાબનાં ફુલ ... | ૧ | વરીઆળી ... | ૧ | ઝીણી હરડે ... | ૧ |
| ધાણા (છાલ કહાડી સાફ કરેલા) ... | ૨ | હરડાંનો દલ ... | ૧ | બાબચીની ... | ૧ |
| | | આંમળાંનો દલ ... | ૧ | શુંઠ ... ... | ૧ |
| બેહેડાંનો દલ .. | ૧ | બદામનાં બીજ નંગ ૧૬ | | | |

ઉપલાં સર્વે વસાણાંને છુંદી ચુરણ કરી ૦॥ તોલો તે ચુરણ તથા ૦॥ તોલો ખડી ચીની સાકરની ભુંકી સાથે મેળવી, રાતના સુતી વખતે ઠંડા પાણીમાં ફાકવી, પણ જો ગરમ પાણીમાં ફાકે તો તેથી જલદી જોલાબ થાય યાને પેટ આવે ને આરામ થશે.

## ઇલાજ ૯ મો.

| | તોલો | | તોલો | | તોલો | | તોલો |
|---|---|---|---|---|---|---|---|
| શુંઠ ... | ૦॥ | કાલું જીરૂં... | ૦॥ | અજમો ... | ૦॥ | હીંગ ... | ૦॥ |
| પીપર ... | ૦॥ | મરી ... | ૦॥ | શીંધવ ... | ૦॥ | | |

એ સર્વેનું ચુરણ કરી દરરોજ સાંજના તોલો ૦। ખાવું, એથી અજી-રણ મટી ભુખ લાગશે.

---

# અતીસારના ઈલાજ.

કારણ—ભુખ કરતાં વધારે ખાવાથી તથા પાચન થયા શીવાય ફરીથી ખાવાથી તથા કાચું અનાજ ખાવાથી તથા અતિ મદ્યપાન કરવાથી આ

દરદ થાય છે. એથી માણસનાં હાથ પગ ગળી જાય છે, પેટ ફુલે છે. અન્ન પાચન થતું નથી ને તેથી વારે વારે ઝાડો આવ્યા કરે છે.

## ઇલાજ ૧ લો.

કાકડાશીંગ તોલો ૧ પીપર તોલો ૧ અતીવીખ તોલો ૧

એ બધાં વસાણાંને ચાર ઘશરકા મધમાં ઘશીને ચમચો ૧ સવારના તથા ચમચો ૧ સાંજના પાવાથી ફાયદો થશે.

## ઇલાજ ૨ જો.

નગોડની જડની છાલ, તથા ઝુંઝેટાની છાલ, તથા પીપરીમુળની છાલ

એ સર્વેને સરખે વજને લઇ છુંદીને તેમાંથી તોલો ૧ મોટા માણસને તથા તોલો ૦॥ નાનાં માણસને તથા તોલો ૦। બચ્ચાંને પાંણી સાથે દીવસમાં એક એક વખત દીન ૮ સુધી ખવરાવ્યાથી ફાયદો થશે.

## ઇલાજ ૩ જો.

વાળો તોલો ... ૧ ધાવરીનાં ફુલ તોલો ૧
એલકાચરી તોલો... ૧ ગજપીપર તોલો... ૧

એ સરવે વસાણાંને કુટી, કપડછંદ કરી, તેનું ચુરણ એક શીશીમાં ભરી મુકીને, તેમાંથી મોટાં માણસને એઆંની ભાર તથા મોટાં બચ્ચાંને વાલ ૧ થી ૩ સુધી તથા નાંનાં બચ્ચાંને વાલ ૦॥ થી ૧ સુધી મધમાં મેળવી ચાટવું. એ પ્રમાણે દીન ૧૦ સુધી એ દવા કરવાથી અતીસાર નરમ પડશે.

## ઇલાજ ૪ થો.

સુંઠ તોલો ૧ અતીવીખની કળી તોલો ૧ વાળો તોલો ૧
ઇન્દ્રજવ તોલો ૧ મોથ તોલો ૧

એ સરવે વસાણાંને ખોખરાં કુટીને તેમાં પાણી શેર ૨ નાંખીને ઉકાળવાં ને જ્યારે પાણી શેર ૧ રહે ત્યારે ઉતારી ગાળીને તે કાવો એક બાટલીમાં ભરી મુકવો, તેમાંથી ગલાસ ૧ ના બે ભાગ કરી મોટાં માણસે દહાડામાં બે વખત પીવું તથા બચ્ચાંઓને તેનાં કદ પ્રમાણે ગલાસ ૦॥ થી તે, ચમચી ૧ સુધી દહાડામાં બે વખત પાવું. એ પ્રમાણે દીન ૪ સુધી ચાલુ રાખવું.

## ઇલાજ ૫ મો.

મજીઠ તોલો ૧  લોધર તોલો ૧  પીપર તોલો ૧  વાળો તોલો ૧
નાગકેશર તોલો ૧

એ સરવે વસાણાંને કુટી, કપડછંદ કરીને તેનું ચુરણ એક શીશીમાં ભરી મુકવું. પછી તેમાંથી ઉમરે પુગેલા માણસને એક વખતમાં પાવલી ભાર તથા મોટાં બચ્ચાંને બે આની ભાર તથા નાનાં બચ્ચાંને ૩ થી ૫ ઘઉં ભાર મધ સાથે મેળવીને દહાડામાં ૩ વખત ચટાડવું. એ પ્રમાણે દીન ૧૫ સુધી એ દવા ચાલુ રાખવાથી અતિસાર નરમ પડશે.

## ઇલાજ ૬ ઠ્ઠો.

ધાવરી  મજીઠ  લોધર

એ સરવે વસાણાંને સરખે ભાગે લઇ, ખોખરાં કરીને તેમાં પાણી શેર ૦॥ નાંખીને ઉકાળવાં, ને પાણી શેર ૦। રહે એટલે ઉતારીને ગાળી કાઢી ઉમરે પુગેલાં માણસને ગલાસ ૧ (તોલા ૬) દહાડામાં એક વખત પાવુ અને બચ્ચાંને તેના કદ પ્રમાણે આપવાથી એ દરદવાળાને ફાયદો થશે.

## ઇલાજ ૭ મો.

| | તોલા | | તોલા |
|---|---|---|---|
| ઇંદ્રજવ... ... ... | ૦॥ | ત્રીકટુ (શુંઠ, મરી, પીપર) | ૦॥ |
| કરીઆઇતું ... ... | ૦॥ | કડાછાલ ... ... ... | ૦॥ |

એ સરવેને કુટી કપડછંદ કરીને ચુરણ બનાવવું. ને દરદીએ ૫ થી ૭ વાલને આસરે લઇને તે ચુરણ દીવસમાં એક વખત ફાકવું. અને ઉપર ગરમ પાણી થોડું પીવું. એ પ્રમાણે દીન ૧૬ સુધી એ દવા ખાવી.

## ઇલાજ ૮ મો.

| | તોલા | | તોલા |
|---|---|---|---|
| ધાવરીમુલ ... ... ... | ૨ | શુંઠ ... ... ... | ૨ |
| સતાવરીની છાલનો રસ... | ૨ | અજમો ... ... | ૨ |

એ સરવે વસાણાંને કુટી કપડછંદ કરીને સતાવરીની છાલના રસ-માં ખલ કરવાં. પછી સુકાઇને ભુકો થાય કે તે ભુકામાંથી તોલો ૦। સવારે

તથા તોલો ૦ા સાંજે ઠંડા પાણીમાં મેળવી, સાથે સાકર નાંખી પીવું. એ પ્રમાણે દીન ૧૪ સુધી એ દવા ચાલુ રાખવી. ઉપર ખાવાની પહરેજી રાખવી.

## ઇલાજ ૯ મો.

કેરીના મરવા જીણાં, કરમદાં જેવા લેવા અને તેને સુકવી કુટી કપડછંદ કરી તેમાં સાકર છુંદેલી બારોબાર નાંખીને તે દવા તોલો ૦ા ને આસરે લઇને ઠંડા પાણીમાં મેળવી પીવી. એ પ્રમાણે દીન ૫ સુધી, દહાડામાં બે વખત પીવાથી ફાયદો થશે.

## ઇલાજ ૧૦ મો.

કડાછાલ અતીવીશ બીલી મોથ

એ સરવે વસાણાંને સરખે ભાગે લઇ વાટીને તેની ભુકી તોલો ૦ા ને આશરે લઇને સવાર તથા સાંજના શાકર સાથે ફાકી ઉપર પાણી પીવું ખોરાકની પહરેજી રાખવી. એથી તુરત સારૂં થશે.

## ઇલાજ ૧૧ મો.

રાનતુલશીનાં બીજ જીરૂં ખંબાતી મરી કાળાં

એ સરવે વસાણાંને સરખે ભાગે લઇને કુટી કપડછંદ કરીને તેમાંથી તોલો ૦ા લઇ તેમાં ગાયની છાશ તોલા ૭ મેળવવી. બાદ તેમાં ઠીકરી તપાવી લાલ કરેલી નાંખવી અને ઠંડી થએથી કાઢી લઇ, તેના ત્રણ ભાગ કરી, દિવસમાં ત્રણ વખત પીવું. ઉપર તેલ, મરચું, ખાટું તથા વાએડું ખાવું નહીં.

## ઇલાજ ૧૨ મો.

| | તોલા | | તોલા | | તોલો | | તોલા |
|---|---|---|---|---|---|---|---|
| બલબીજ | ... ૨ | મોથ | ... ૨ | જાએફલ | ... ૧ | અતીવીખ | ... ૨ |

એ સરવે વસાણાંને કુટી, કપડછંદ કરવાં. ને તેની પડીકી વાલ ૫ એટલે બેઆની ભારની કરવી, ને તેમાંથી પડીકી ૧ સવારે તથા પડીકી ૧ સાંજે પાણી સાથે ખાવી. એ પ્રમાણે માસ ૧ સુધી ખાવાથી ફાયદો થશે.

ખોરાકમાં વાલ, વટાણા, તેલ, મરચું, ખાટું તથા મચ્છી બીલકુલ ખાવી નહીં.

## ઈલાજ ૧૩ મો.

ખેરશાલ ... ... તોલા ૨    મોચરશ ... ... તોલા ૨

એ સરવે વસાણાંને કુટી કપડછંદ કરીને તેને પાનનાં રસમાં દીન ૧ સુધી ખલ કરવી. પછી તેની ચણા જેવડી ગોળી વાળી હવામાં સુકવી, એક શીશામાં ભરી મુકવી. ને તેમાંથી ગોળી ૧ જીરાનાં ભુકા વાલ ૫ સાથે મેળવી સવારનાં ખાવી. અને બપોરનાં તથા સાંજના પણ એજ પ્રમાણે ખાવી. એ દવા મહીનો એક સુધી ચાલુ રાખવી. એટલા દીવસ તેલ, મરચું, ખાટું તથા વાએડી ચીજો ખાવી નહીં.

## ઈલાજ ૧૪ મો.

અતીસારથી પેટમાં મરડાતું હોય અને ઝાડા વાટે લોહી પડતું હોય તેની દવા.

હીંગળો તોલો ૧ અફીણ તોલો ૧ હીરાબોર તોલો ૧

પેહેલાં હીંગળાને ખલમાં નાંખીને બારીક કરવો. પછી તેમાં લીંબુનો રસ નીચવવો અને ખલ કર્યા કરવી. ખલાઈને જરા જાડું જેવું થાય એટલે ફરીથી લીંબુનો રસ નીચવવો અને ખલ કર્યા કરવી. એ પ્રમાણે દીન ૨ સુધી ખલ કર્યા પછી તે હીંગળાને કામમાં લેવો. પછી તેમાં અફીણ તથા હીરાબોર નાંખવુ અને બરાબર ખલાઈને ગોળી વળે એવું થાય એટલે તેની ગોળી ચણોઠી જેવડી કરવી અને તેમાંથી ગોળી ૧ દહાડામાં એક વખત મધમાં આપવી. ખાધાની પરેહજી રાખવી. તેલ, મરચું, ખાટું, મછી તથા વાયડા પદાર્થો ખાવા નહીં, ગોસનો સેરવો અને ચોખાની રોટલી ખાવા આપવી.

## ઈલાજ ૧૫ મો.

સફેદ હરડે મોટી તોલો ૧ પાણીમાં ઘસીને લેવી. હાથીના નખ પાણીમાં ઘસીને તેનો ઘસારો તોલો ૦॥.

ઉપલા બંને વસાણાંમાં પાસેર પાણી નાખી એક વાસણમાં ભરવું. પછી સુમારે એક બીલસ સમચોરસ કોરૂં કપડું લેવું ને તેને ધોઈ સાફ કરીને તેમાંની કાંજી કાઢી નાંખી બરાબર સુકવવું. પછી તેની ચાર ઘડી કરી, ઉપલાં પાણીમાં ચાર દીવસ સુધી ભીજવી રાખવું ને ચાર દીવસ થયા પછી તે કટકો બાહાર કાઢીને નીચવવો ને તે નીચવેલું પાણી દરદીને પાઈ દેવું એથી એ દરદ દુર થશે.

૯

# અલાઈ (ફોલ્લા)

**અલાઇ (ફોલ્લી) ઘણો ગરમ ખોરાક ખાનારને ગરમીનાં દીવસોમાં થાય છે ને આખું શરીર ભરાઇ જાય છે તેની દવા.**

## ઈલાજ ૧ લો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સુખડ | ... | તોલો ૧ | ધાણા | ... | તોલો ૧ |
| વાળો | ... | ,, ૧ | નાગરમોથ.. | | ,, ૧ |

એ સર્વે વસાણાંને ગોલાબનાં પાણીમાં અથવા ઠંડા પાણીમાં ઘસીને (વાટીને) તે દવા શરીર ઉપર ચોપડવી તેથી અલાઇ નરમ પડશે.

## ઈલાજ ૨ જો.

ચણાનો આટો (લોટ.)

થોડો લઇને તેને ઠંડા પાણી સાથે મેળવી પાતળો કરીને શરીર ઉપર ચોપડવો ને થોડો વાર શરીર સુકાવા દઇ પછી ઠંડા પાણીથી નહાવું. એથી અલાઇ નરમ પડશે.

## ઈલાજ ૩ જો.

પીપળાની છાલ તથા ઈંટ.

એ બંનેને ઠંડા પાણીમાં ઘસીને શરીર ઉપર લેપ કરવો. તેથી ફોલ્લા નીકળેલી કરમાઇ જઇ સારૂં થશે.

## ઈલાજ ૪ થો.

રતાંજલી તથા ખડી સફેદ.

એ બંનેને સરખે ભાગે લઇને વાટીને એક વાડકામાં નાંખી, તેમાં થોડું પાણી રેડી, ઉનું કરવું અને તે દવા શરીરને સહેવાય તેવી ચોપડી, કલાક ૪ સુધી રહેવા દઇ, પછી ધોઇ નાખવી. એ પ્રમાણે એ દવા બે ત્રણ વખત લગાડવાથી સારૂં થશે.

### ઈલાજ ૫ મો.

દાડમનું મુળીઉં તોલો ૧ જીરૂં તોલો ૧ સાકર તોલો ૧
ગોલાબના ઝાડનું મુળીઉં તોલો ૧ ધાણા તોલો ૧

એ સઘળી ચીજને ખોખરી કરી, પાણી શેર ૦। માં રાતે ભીજવી રાખવી ને સવારે તે પાણી ગાળી પાઇ દેવું. એથી બદન ઉપર જે ગરમી ફુટી નીકળી હશે, તે સાફ થઇ જશે.

---

## અગ્ની વાયુના ઈલાજ.

### ઇલાજ ૧ લો.

| | | | |
|---|---|---|---|
| રેવનચીની લાકડી ...... | તોલા ૨ | શુરો ખાર કલમી...... | તોલા ૨ |
| એલચી કાગદી ......... | ,, ૪ | પાખણભેદ લકડીઓ.... | ,, ૧ |
| ગોલાબનાં ફુલ......... | ,, ૩ | હીમજ હરડે ......... | ,, ૧ |

એ સરવે વસાણાંને કુટી કપડછંદ કરી, કેળના રસમાં ખલ કરવાં. એ રસ શેર ૦। ખલ કરવામાં લેવો, પણ કદાચ તેથી વધુ જોઇએ તો વાપરવો, ને ગોળી બંધાય તેવું થાય એટલે ચણા જેવડી ગોળી વાળવી ને દરરોજ સવારમાં એક ખાવી.

---

## આમવાયુ.

**આમવાયુ એટલે કમરમાં તથા બરડામાં તથા પીડુમાં દુઃખતું હોય તેને કહે છે તેના ઇલાજ.**

### ઇલાજ ૧ લો.

રાસ્ના તોલા ૨ ચવો તોલા ૨ સુંઠ તોલા ૨ દેવદાર તોલા ૨
ઇન્દ્રજવ તોલા ૨ વાવડીંગ તોલા ૨

એ સર્વ વસાણાને છુંદી ખોખરાં કરવાં ને તેનાં બે પડીકાં કરી તેમાંનું પડીકું ૧ પાણી શેર ૧ માં નાખીને ઉકાળવું ને જ્યારે પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારી ગાળી કાઢી તેમાં એરંડીઉં ઔંસ ૦॥ એટલે તોલો ૧॥ નાંખીને દહાડામાં ત્રણ વખત ગલાસ ગલાસ (તોલા ૬) પીવા આપવું. બીજી પડી બીજે દહાડે આપવી. એમ ૫)૬ દહાડા પીવાથી આમવાયુ સારો થશે.

## ઈલાજ ૨ જો.

ગોળ તોલો ૧ સુંઠ તોલો ૧ એરંડમુળ તોલો ૧ આસંધ તોલો ૧

એ સરવે વસાણાંને ખોખરાં કરીને તેમાં પાણી શેર ૧ નાંખીને ઉકાળવું ને પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારી ગાળી કાઢી દહાડામાં બે વખત એકેક ગલાસ ભરી પીવુ.

## ઈલાજ ૩ જો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| રાસ્ના ......... | તોલો | ૧ | ગરમાળાના ગર ... | તોલો | ૧ |
| દેવદાર ......... | ,, | ૧ | સુંઠ ............... | ,, | ૧ |
| ગળો........... | ,, | ૧ | સાટોડી ........... | ,, | ૧ |
| ગોખરૂ ......... | ,, | ૧ | એરંડમુળ.. ......... | ,, | ૧ |

એ સરવે વસાણાંને ખોખરાં કરીને તેમાં પાણી શેર ૧ નાંખીને ઉકાળવું, ને પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારી ગાળી કાઢી તેના ૩ ભાગ કરી, તે દરેક ભાગમાં એરંડીઉ તોલો એક નાંખી દહાડામાં ૩ વખત પીવું. ખોરાકની પરહેજી રાખવી. ચોખાની રોટલી તથા ઘઉની રોટલી ગોશના સેરવા સાથે ખાવા આપવી.

## ઈલાજ ૪ થો.

ગળો... ... તોલા ૨ સુંઠ... ... તોલા ૨

એ બન્ને વસાણાંને ખોખરાં કરીને પાણી શેર ૧ માં નાંખી ઉકાળવાં; ને પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારી ગાળી કાઢી, તેમાં સાજીખાર વાલ ૫ એટલે બે આની ભાર નાંખી તેમાંથી દહાડામાં ૩ વખત એકેક ગલાસ પીવું.

## ઈલાજ ૫ મો.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ચીત્રક...... | તોલા | ૨ | કડુ......... | તોલા | ૨ | પાહાડમુળ...... | તોલા | ૨ |
| ઈંદ્રજવ ... | ,, | ૨ | અતીવીશની કળી | ,, | ૨ | દેવદાર ......... | ,, | ૨ |
| મોથ ...... | ,, | ૨ | સુંઠ............ | ,, | ૨ | હીમજ......... | ,, | ૨ |

એ સર્વે વસાણાંને છુંદી કપડછંદ કરીને તે ચુરણને એક શીશીમાં ભરી મુકવું. પછી તેમાંથી ચુરણ વાલ ૧૦ અથવા પાવલી ભાર ગરમ પાણી સાથે સવારમાં ફાકવું.

**ખોરાક**—વાયડી ચીજ ખાવી નહીં.

### ઈલાજ ૬ ઠ્ઠો.

ખજુર શેર ૦ા ઠલીઆ કાઢેલું, ઠંડા પાણીમાં ચોળીને દીન ૭ સુધીપીવું.

**ખોરાક**—ગોસ, ચાવલ બપોરે ખાવા, રાત્રે ગોસનો રસ ને ચોખાની રોટલી ખાવી, તેલ, મરચું, ખાટું, ખાવું નહીં.

### ઈલાજ ૭ મો.

સુંઠ તોલા ૨ મોથ તોલા ૨ વરીઆળી તોલા ૦ાા બીલી તોલા ૨
વાળો તોલા ૨ ધાવરીનાં ફુલ તોલા ૨ લવંગ દાણા ... ૧૦

એ સઘળાં વસાણાંને ખોખરાં કરીને તેની ૪ પડી કરવી. તેમાંથી પડી ૧ પાણી શેર ૧ માં નાંખી ઉકાળવી ને પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારી ગાળી કાઢી તેમાંથી દહાડામાં બે વખત ત્રણ ત્રણ તોલા પીવા આપવું. એજ કાવો બીજે દહાડે વાપરવો, ને પછી નત્રો લેવો.

ખાધાની પહરેજી રાખવી. દાળ અને ભાત ખાવાં.

---

## આમણનું દરદ.

**આમણ જે માણસને નબળાઈથી અથવા તાપ આવવાથી તથા મરડાનું અગર ઝાડાનું દરદ થવાથી આમણ સફરામાંથી બહાર નીકળે છે ને તેથી ઘણુ દરદ થાય છે તેને પાછું બેસાડવાના ઈલાજ.**

### ઈલાજ ૧ લો.

ગાયનાં છાણને ઉનું કરી, તેનો સેક આમણ ઉપર અવારનવાર કરવાથી આમણ સફરામાંથી બહાર નીકળતું અટકી સારૂં થશે.

## ઈલાજ ૨ જો.

કાટાસાવરીનો ગુંદ એટલે તેનો હગાર.　　ચીકણી સોપારીનું ચુરણ.

એ બન્નેને સરખે ભાગે લઈને તેને પાણી સાથે ખલ કરીને તેની લેપડી કરવી. તે લેપડીને આમણ ઉપર મુકી દાબી દેવું અને સવારે લગાડેલી લેપડીને બપોર સુધી રાખી ધોઈ નાખવી ને બપોરે બીજી તાજી લગાડવી તે સાંજ સુધી રહેવા દઈ સાંજે પાછી ધોઈ નવી લગાડવી અને તે સવાર સુધી રહેવા દેવી. એમ અવાર નવાર કરવાથી આમણ સફરામાંથી બહાર નીકળતું બંધ થશે.

## ઈલાજ ૩ જો.

વાંઝકંટોલી નામનો વેલો જેના ઉપર ફળ થતાં નથી, પણ તેનાં મુળમાં કદ થાય છે. તેમાંથી તોલા ૫ લીલો કંદ લઈ વાટી તેનો સફરા (આમણ) ઉપર લેપ કરવો, તેથી આમણ બેસી જશે.

## ઈલાજ ૪ થો.

મતલીના પાલાને ગરમ પાણીમાં ઉકાળી તે પાણીથી સફરો જે બહાર નીકળી આવ્યો હોય તેના ઉપર ફડકા મારી ગરમ સેક કરવો; અને જો એ દરદથી પેટમાં અમરઈને ઘણુંજ દુ:ખતુ હોય તો એજ પાલાનાં પાણીનો પેટ ઉપર સેક કરવાથી આરામ થશે.

## ઈલાજ ૫ મો.

કેવડાની જડ અથવા મૂલીઆંને છુંદી તેનો માવો એક કપડાંમાં નાંખી નીચોવી રસ કાઢવો ને તેમાંથી ચમચો ૧ લઈ તેટલાંજ સોજાં ઘી સાથે મેળવીને તેનો મલમ બનાવી આમણને લગાડવાથી આમણ ઉપર ચઢી જશે.

# આધાસીસી.

(એટલે અરધું માથું દુઃખે છે તેનાં ઇલાજ.)

## ઇલાજ ૧ લો.

| ગળો | કરીઆતુ | હરડાં | બેડાં | આમળાં |
|---|---|---|---|---|
| હલદર | દારૂહલદર | આંબાહલદર | કડુ | |

એ સર્વે વસાણાંને સરખે ભાગે લઇને ખોખરાં કરવાં. ને તેમાં પાણી શેર ૧ા નાખીને ઉકાળવું, ને જ્યારે પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારીને ગાળી કાઢી તેમાં જરા ગોળ નાખીને દહાડામાં ૩ વખત પીવું. એ પ્રમાણે પીધાથી આધાસીસી ( અરધું માથું દુખતું ) હશે તેને ફાયદો કરશે.

## ઈલાજ ૨ જો.

વજ એટલે ઘોડાવજ તથા પીપર. પીપરીમુલ. સુંઠ.

એ સઘળાં વસાણાંને પાણીમાં ઘસીને કપાળ ઉપર દીન ૩ સુધી ચોપડવાં.

## ઇલાજ ૩ જો.

અરીઠાંનો ઠળીઓ કાઢી નાંખી તેની છાલને પાણીમાં ઘસી તે ઘસારાનો નાકમાં નાશ લેવો એથી માથું દુઃખતું નરમ પડશે.

## ઈલાજ ૪ થો.

કડવી પંડોળીનું મુળ પાણીમાં ઘશીને માથે લગાડવાથી નરમ પડશે.

## ઇલાજ ૫ મો.

મરીના દાણા ૩ તથા તુલશીનાં પાતરાં ૩ ને વાટવાં ને તેની પોટલી ઝીણા કપડામાં બાંધવી. પછી તે પોટલી પાણીમાં બોળી શુંઘવાથી માથું દુઃખતું નરમ પડશે.

## ઇલાજ ૬ ઠો.

વંશલોચન તથા પીપરને ગાયનાં ઘીમાં ઘશી નાકમાં સુંઘવાથી આધાશીશી નરમ પડશે.

### ઇલાજ ૭ મો.

નગોડના લીલાં પાતરાં ૩ હીંગ ચોખ્ખી વાલ ૨

એ બેઉને પાણી સાથે વાટી તેની કપડામાં પોટલી કરી નાકમાં ટીપાં પાડીએ તો આધાશીશી નરમ પડશે.

## ઓડકાર અથવા અડગરી.

**માણસનાં મોહોડાંમાંથી અવાજ નીકલે છે અને તે અવાજ છાતીમાંથી આચકો ખાઇને આવે છે તેને અડગરી કહે છે. કોઇ માણસને અડગરી કુતરાંના ભુંકવાના અવાજના જેવી થાય છે.**

### ઇલાજ ૧ લો.

રેણુંકબીજ તોલા ૨ પીપર તોલા ૨

એ બંને વસાણુંને ખોખરાં કરી તેમાં પાણી શેર ૧ નાંખીને ઉકાળવાં ને પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારીને તેમાં હીંગ વાલ ૫ નાંખીને દહાડામાં ૩ વખત એકેક વાઇન ગલાસ (તોલા ૬) પાવાથી તુરત નરમ પડશે.

### ઇલાજ ૨ જો.

પીપર તોલા ૫ ને કુટી કપડછંદ કરી મેદા જેવી કરવી. તે ભુકીમાંથી વાલ ૩ ને આસરે લઇને સાકરનાં ૧ ચમચા સરબત સાથે દહાડામાં બે વખત ખવરાવવાથી ફાયદો થશે.

### ઇલાજ ૩ જો.

મોરનાં પીછાંને બાળીને તેની રાખ તોલો ૧ તથા પીપર તોલો ૧, એ બંનેને એકઠાં કરીને તેમાંથી ચુરણ વાલ ૧૦ લઇ, મધ સાથે મેલવી દીવસમાં ત્રણ વખત ચાટવું.

### ઇલાજ ૪ થો.

બીજોરાંનો રસ ગલાસ ૦॥–તોલા ૨॥ મધ ચમચો ૧–તોલો ૧ સંચળ વાલ ૨

એ ત્રણે ચીજને સાથે મેલવી, તેના ત્રણ ભાગ કરી, દીવસમાં ત્રણ વખત પાવાથી ઓડકાર મટશે.

**ઈલાજ ૫ મો.**

ધમાશો શેર ૦। માં પાણી શેર ૧ નાંખીને ઉકાળવું ને પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી, તેમાં મધ ગલાસ એક નાંખીને તેનાં ત્રણ ભાગ કરી દીવસમાં ત્રણ વખત પીવાથી અડગરી નરમ પડશે.

**ઈલાજ ૬ ઠ્ઠો.**

ભાંગરાનાં મુળને છુંદી, કપડછંદ કરી, તેમાંથી તોલો ૦। શાકરનાં શરબત ચમચા ૧ માં મેળવી દીવસમાં એક વખત ખાવાથી સારૂં થશે.

---

# આંકડાંના ઈલાજ.

**પગના ટેટાંમાં અથવા નલામાં અથવા પાટલીમાં અથવા હાથમાં નબળાઈથી અથવા સરદીથી અથવા નળામાં પવન ભરાયાથી આંકડાં આવતા હોય તથા પેટમાં વાનો બુક પકડે તથા બોચીમાં દુખારો થાય તે ઉપર ભરવાની દવા.**

**ઈલાજ ૧ લો.**

મીઠું તેલ... ... ... શેર ૧।। રાઈ છુંદેલી... ... ...શેર ૦।
કપુર (આરતી કપુર) તોલા ૨ છુંદવો.
મીઠી બદામનાં બીજ દાણા ૩૦ છુંદી બારીક કરવાં.

એ ચારે જણસને કલઈ કરેલી તપેલીમાં તેલ સાથે હાથે ચોળી મેળવીને બાર કલાક ભીંજવી રાખવી. પછી ચુલા ઉપર મુકી ગરમ કરવી ને પાંચ ઉભરા આવે ત્યાં સુધી ઉકાળી નીચે ઉતારી થંડું પાડવું. પછી હાથેવતી એકરસ ચોળીને મેળવવું ને તે તેલ એક કાચનાં વાસણમાં કુંચા સાથે ભરી રાખવું એટલે ઠરીને તેલ ઉપર આવશે. તે તેલ જ્યારે કોઈને આંકડાં આવે અથવા પવનના સબબથી કમર દુખે અથવા વાની અસરથી પેટમાં કે કોઈ ભાગમાં દુખે ત્યારે તે ઉપર ખુબ મસળી ભરવું અને નરમ પડતાં સુધી ભર્યાં કરવું. કોલેરાના હુમલા વખતે આંકડાં આવતાં હોય ત્યારે પણ એ તેલ શરીરના તે ભાગ ઉપર ચોળવાથી આંકડાં નરમ પડશે.

## ઇલાજ ૨ જો.

સુંઠ તોલો ૧ ઉપલેટ તોલો ૧ જાયફળ તોલો ૧ કપુર તોલો ૦ાા
કંટોલ તોલો ૧ પાનની જડ તોલો ૧ લવંગ તોલો ૦ાા

એ બધાંને છુંદી બારીક આટો કરી સઘળાંને દારૂ વેલાતી બરાંનડી અથવા રમ અથવા મોવડાના દારૂની બાટલી એકમાં મેળવી તેમાં બદામનું તેલ તોલો ૧ મેળવી એક કાચની શીશીમાં ભરી રાખવું અને જ્યારે કામ પડે ત્યારે તેમાંથી થોડું કાઢી ગરમ કરી જ્યાં આંકડાં આવતાં હોય ત્યાં મસલી ભરવું. એથી આંકડાં આવતાં નરમ પડશે.

## ઇલાજ ૩ જો.

માલકાંકણીનું તેલ.

જ્યાં દુઃખતું હોય ને દરદ થતું હોય ને આંકડાં આવતાં હોય તો પચનું પચતુ કલાક ૦ા સુધી ભરવું ને તે પછી ઉપર ગરમ પાણીનો સેહેવાય તેવો સેક કરવો. એથી આંકડાં બંધ થશે.

## ઇલાજ ૪ થો.

ઇંટનો ભુકો સોપારી જેવડો કરવો શેર ૧ ચોખા છાલાં સાથનાં (કરડ) શેર ૧
પાકાં મીઠાંના ગાંગડા... ... ... „ ૧ લશણની કલી ... ... ... „ ૧

એ ચારે ચીજોને ભેગી કરી લોખંડના તવા ઉપર સેકવી ને તે ગરમ થયા પછી ખાદીનાં જાડાં કપડામાં તેની નાની નાની પોટરડીઓ બનાવી સેક કરવો, એથી આંકડાં આવવાથી જે દુખારો થતો હશે તે નરમ પડશે.

## ઇલાજ ૫ મો.

બકરીનાં દુધનું માખણ અથવા ઘી ચોપડવું ને ખુબ પચાવવું જેથી આંકડાં આવતાં નરમ પડશે. વધુ વખત એ દવા ચાલુ રાખવાથી આંકડાં આવતાં નાબુદ થશે.

## ઇલાજ ૬ ઠ્ઠો.

રાઇનું તેલ કોલનવાટર

એ બેઉને સરખે ભાગે લઇ સાથે મેલવી જે ભાગ ઉપર સાંધા દુખતા હોય અથવા આંકડાં આવતાં હોય ત્યાં સારી પેઠે મસળી અવાર નવાર ભરવાથી આરામ થશે.

## ઈલાજ ૭ મો.

લવંગનું તેલ    જુના આદુનો રસ    કપુર.

એ ત્રણે ચીજને સરખે ભાગે લઇ મેલવી નાખવી અને દરદવાળા ભાગ ઉપર ખુબ મસળવાથી તુરત ફાયદો થશે.

## ઈલાજ ૮ મો.

ચલમોગરાનું તેલ તથા ચીનાઇ સુકી લીલા રંગની ચાહેનું તેલ.

એ બેઉને સરખે ભાગે લઇ મેળવી આંકડાંનાં દરદ ઉપર પચાવવાથી સારૂં થશે, માટે આરામ થતાં સુધી ચાલુ રાખવું.

## ઈલાજ ૯ મો.

જુના આદુના રસ તોલા ૪ ને, કોપરેલ તોલા ૨ માં મેળવી, આંકડાંવાળી જગાએ મસળી ભરવાથી આંકડાં આવતાં નરમ પડશે.

## ઈલાજ ૧૦ મો.

બ્રાન્ડી બાટલી ૧

| | તોલા | | તોલા | | તોલો |
|---|---|---|---|---|---|
| કાજુનો દારૂ... ... | ૧૦ | અજમાનો દારૂ ... | ૫ | કપુર ચીનાઇ છુંદી મેળવવો... ... | ૧ |
| મીઠી બદામનું તેલ. | ૧૦ | એસેન્સ ઓફ જીન-જર (સુંઠનો અરક) | રાા | જાયફળનું તેલ ... | ૧ |
| દ્રાખીનું તેલ... ... | ૧૦ | પેપરમીટનું તેલ... | રાા | લવંગનું તેલ. ... | ૦ાા |
| કાયાકુટીનું તેલ ... | ૧૦ | કડવી બદામનું તેલ. | રાા | તજસેલાનીનું તેલ. | ૦ાા |
| અફીણનો અરક... | રાા | | | | |

ઉપરની સઘળી ચીજ બ્રાન્ડી દારૂમાં મેળવીને શીશીમાં ભરી રાખવી ને જ્યારે વાપરવું હોય ત્યારે ઘણું જોરથી હીલવી સફેદ જેવું થાય ત્યારે લગાડવુ.

## ઈલાજ ૧૧ મો.

કાજુનો દારૂ તથા તાડનાં ઝાડની તાડીનો દારૂ.

એ બેઉને સરખે ભાગે લઇને જ્યાં આંકડું આવ્યું હોય, તે ઠેકાણે ભરવું જેથી તુરત નરમ પડશે.

## ઈલાજ ૧૨ મો.

અફીણનું તેલ ચોપડવાથી આંકડાં આવતાં બંધ થશે.

## ઈલાજ ૧૩ મો.

આદાંનો રસ તોલો ૧ાા   કાંદાનો રસ તોલો ૧ાા   હીંગ વાલ ૫ (બેઆની ભાર)

ત્રણે ચીજને સાથે મેળવીને તેના બે ભાગ કરવા અને દરદીને સવાર સાંજ બે વખત પાવા. એજ દવામાંથી થોડી લઇ આંકડાવાળા ભાગો ઉપર ચોપડવી. એથી તુરત ફાયદો થશે.

જો પાંચ વરસની ઉમરનાં બચ્ચાંને એ દરદ થાય તો એ દવામાંથી તોલો ૦ા (પા) પાવું પણ પાંચ વરસની અંદરની ઉમરનાંને એ દવા આપવી નહી.

## ઈલાજ ૧૪ મો.

આંકડી નાનાં બચ્ચાંને થાય તેનો ઇલાજ.

પાંચ વરસની અંદરનાં બચ્ચાંને એ દરદ થાય ત્યારે કુતરીનું દુધ તોલો ૦ા (પા) લઇ દીવસમાં બે વખત પાવું એથી સારૂં થશે.

## ઈલાજ ૧૫ મો.

પીપળાની વડવાઇ લઇ તે બચ્ચાંની માનાં દુધમાં અથવા હરેક બીજી ઓરતનાં દુધમાં ચાર ધસરકા ઘસીને દીવસમાં એક વખત પાવાથી ફાયદો થશે.



# આંખનું દરદ.



### આંખનું તેજ ગરમીના સબબથી નરમ થયું હોય અને તેથી બરાબર દેખી શકાતું નહીં હોય તેના ૧ થી ૧૩ સુધી ઇલાજો.

## ઈલાજ ૧ લો.

ચીનાઇ પાસાદાર શાકરનો કટકો ૧ લઇ, તેને એક ચમચા પાણીમાં પીગળાવી તે પાણીનાં બે ચાર ટીપાં હરરોજ સાંજનાં સુતી વખતે આંખમાં નાંખી થોડો વાર આંખ બંધ રાખીને સૂઇ રહેવાથી આંખની ગરમી તુટી સારૂં દેખાશે.

## ઇલાજ ૨ જો.

શાકર ચીનાઇ. રતાંજલી લાલ. હળદરનો ગાંઠીઓ.

એ ત્રણે ચીજને સાફ કરેલા પથ્થરપર સરખે ભાગે સાથે ઘસી મેળવી આંખની આસેપાસે સુતી વખત ભરી બે ચાર કલાક રહેવા દેવું. બીજે દહાડે બીજી દવા બનાવી ચોપડવી અને થોડા દહાડા ચાલુ રાખવી, એથી આંખે ઝાંખ મારતી હશે તે મટશે.

## ઇલાજ ૩ જો.

ફટકી આતશ ઉપર શેકી તેનો આટો કરી તેમાંથી વાલ ૫ (બેઆની ભાર) લઇ, તેમાં, છ મહિનાની અંદરનાં બચ્ચાંની માનું દુધ ચમચી ૧ મેળવી રાત્રે સુતી વખતે આંખમાં અંજન કરવું. એથી આંખની ગરમી મટી સાફ દેખાશે.

## ઈલાજ ૪ થો.

બેહેડાંની છાલને મધમાં ઘસી, તેમાં નીમક વાલ ૧ મેળવી આંખમાં અંજન કરવાથી આંખની ઝાંખ દુર થશે.

## ઇલાજ ૫ મો.

બેહેડાંની છાલને મધમાં ઘસી, દહાડામાં ૩ વખત આંખમાં અંજન કરવાથી આંખની ગરમી તુટી સારૂં થશે.

## ઈલાજ ૬ ઠ્ઠો.

કાગદી પાકું લીંબુ હાથમાં રાખી, આંખનાં પોપચાં ઉપર ફેરવ્યા કરવું જેથી ગરમી દુર થશે.

## ઈલાજ ૭ મો.

બરાસ કપુર ઉંચો ચીનાઇ અરધા ઘઉં ભાર લઇ, તેને વાટી, બારીક કરી બેઉ આંખમાં આંજવો.

એ દવા મહીનામાં ત્રણ વખત દશ દીવસને આંતરે આંજવી. દરરોજ આંજવી નહીં.

## ઈલાજ ૮ મો.

ઉંચુ મધ ટીપાં ૧૫ એક વાઇન ગલાસમાં નાંખી તેને આંગળી વડે ખુબ હીલવી, આંખમાં રાત્રે સુતી વખતે આંજવું અને પા (૦।) કલાક સુધી

રહેવા દીધા પછી થંડા પાણીએ ધોઇ નાંખવું. એ પ્રમાણે ૫–૭ દીવસ દહાડામાં એક વખત આંજવાથી આંખ સારી થશે.

## ઈલાજ ૯ મો.

ઓણી હીમજી હરડે ૧ લઇ તેને સાફ કરેલા કાળા પથ્થર ઉપર ચીનાઇ સાકરના ૧ કટકા સાથે જરા મધમાં ઘસી આંખમાં આંજવી.

એ અંજન દીવસમાં એક વખત. આંજવું. પણ એક મહીનામાં લાગલાગટ ત્રણ દીવસજ આંજ્યા પછી આંજવું નહી.

## ઇલાજ ૧૦ મો.

સફેદ મરીના દાણા ૭ (વાટી વસ્ત્રગાળ કરવા.)
માખણ ગાયનું તોલા ૩ શાકર તોલો ૧

એ ત્રણે ચીજને સાથે મેળવી દરરોજ સવારમાં નરણે કોઠે ખાવાથી ગરમી દુર થશે ને આંખે દેખાશે.

## ઇલાજ ૧૧ મો.

ખાટાં લીંબુ કાગદી પાકેલાં મોટાં નંગ ૪ લઇને, તે દરેક ઉપર માખણ તાજું ગાયનું તોલો ૦॥। કાચની સળી વડે ચોપડવું. પછી તે લીંબુઓને. કાચના મોટા એક બાટલામાં પાણી શેર ૫ નાંખી તરતાં મુકવાં ને બાટલાને બુચ મારી દીવસ ૮ સુધી લીંબુ અંદર રહેવા દેવાં. નવમે દિવસે તે લીંબુ-ઓને પાણીમાંથી બહાર કહાડી, તે ઉપરનું માખણ કહાડી લેવું અને તેજ માખણ બીજાં પાકેલાં લીંબુ નગ ૪ ઉપર, ઉપર મુજબ લગાડી પાણીનાં બાટલામાં મુકી બાટલો બંધ કરવો ને આઠ દીવસ રાખી નવમે દીવસે મા-ખણ કહાડી લેવું. એ પ્રમાણે ૬ વખત જુદાં જુદાં લીંબુઓ લઇ તેનું તેજ માખણ ચોપડયા કરવું. છેવટે તે માખણ એક કાચના બુચની શીશીમાં ભરી રાખવું ને રાતે સુતી વખતે કાચની સળીવડે જરા જરા આંખમાં તે પોંહોંચે તેટલા દીવસ આંજ્યા કરવું. એથી આંખમાં તેજ આવશે ને માણસ બરાબર દેખતો થશે.

## ઇલાજ ૧૨ મો.

ફટકી ૨ ચણા જેટલી લઇ, તેને બે ગલાસ જેટલા પાણીમાં ભીજવીને તે બરાબર પીગળી જાય એટલે પાણી ગાળી કાઢી તે પાણીએ આંખ ફટકાવીને અવારનવાર ધોવી.

## ઈલાજ ૧૩ મો.

માંથું ભોડાવ્યા પછી નાહીને એરંડી (દીવેલા) નાં પાંદડાં બે લઇ માથા ઉપર હમેશ મુકવાં. તે માથાની ગરમી ચુસી લેશે ને આંખને ઘણો ફાયદો થશે.

## ઈલાજ ૧૪ મો.

### ગરમી અથવા કાંઇ પણ વાગ્યાથી આંખ લાલ થઇ હોય અથવા ડોળાની આસપાસ લોહી બંધાયું હોય તેનો ઇલાજ.

લીલી હળદર તોલો ૧ શેરડી સફેદ મીઠી તોલો ૧
ચીનાઇ શાકર ,, ૧ જીરૂં........... ,, ૧

એ ચારે જણસોને ખોખરી કરી, તેની એક કપડાંમાં પોટલી બાંધી, તે પોટલી બકરીનાં દુધમાં ભીંજવી, આંખની આસપાસ લગાડવી, સહેજ આંખમાં જાય તો કાંઇ હરકત નહીં. એથી લોહી તુટી આંખ સાફ થશે.

## ઈલાજ ૧૫ મો.

આંખમાં મોતીઆ થતા હોય તેનો ઉપાય.

મોટી હરડે જે વજનમાં તોલા ૨ થી ૪ સુધીની આવે છે ને જેની છાલ કાળા રંગની હોય છે, તેમાંથી ઠળીઓ કાઢી નાંખી તેને છુંદી, તેમાંથી તોલો ૦। થી ૦॥ દરરોજ સાંજે સુતી વખતે મોઢામાં રાખી રસ ચુસ્યા કરવો. જો હરડેનો એકલો ભુકો ખાવા નહીં ફાવે તો થોડી શાકર નાંખી ખાવો. એમ એ દવા એક માસ કરવાથી મોતીઓ થશે નહીં.

## ઈલાજ ૧૬ મો.

### આંખ લાલ થઈ આવી હોય, આંખમાં આગ બળતી હોય ને ગરમી થયલી હોય, તેથી પાણી ગળતું હોય ને ઝાંખું દેખાતું હોય તેના ઇલાજ ૧૮ સુધી.

કીમજી હરડેના ૧૦-૧૫ દાણા પાણીમાં ધોઇ સાફ કરીને મીઠાં પાણીમાં ભીંજવવા ને તેને કલાક બાર પંદર રહેવા દેવા. તેથી તે ઉપરની છાલ પીગળશે. તેને હાથે ચોળીને તેનાપરની છાલનો થડો પાણીમાં એકઠો કરવો. એ પ્રમાણે કીધા પછી તે થડા સાથે મળેલું પાણી હીલવીને ધોયલા

મલમલનાં કપડાંથી બીજાં વાસણમાં ગાળી કાઢવું. પછી તે ગાળી કાઢેલાં નીતરાં પાણીમાં મલમલનું કપડું બોળી, તેનું પોળીઉં બનાવી આંખનાં પોપચાં ઉપર મુકવું. તેથી આંખની ગરમી ચુસાઇને આંખમાં થંડક થશે. આરામ થતાં સુધી એ ઇલાજ ચાલુ રાખવો.

## ઈલાજ ૧૭ મો.

કાળી મટોડી મીઠાં પાણીની અંદર પીગળાવવી તેથી તેનો માવો થશે. તે માવાને મલમલના કટકા ઉપર મુકીને લેપડી કરવી ને તે બેઉ આંખનાં પોપચાં ઉપર મુકવી ને તે સુકાય ત્યાંસુધી રહેવા દેવી. એથી આંખની ગરમી હશે તે ચુસાઇ જશે ને થંડક વળશે ને આંખ ખોલ્લી થશે માટે નરમ પડતાં સુધી કર્યા કરવું.

## ઈલાજ ૧૮ મો.

ફટકીને આતશ ઉપર કાદવનાં ઠીકરાંમાં ફુલવવી, તે ફુલાયા પછી તેને છુંદી, તેનો પાઉડર (આટો) બનાવવો ને તે આટાને અરધી બાટલી મીઠા પાણીમાં મેળવી પીગળાવવો. પછી તે પાણી કપડાંથી ૫–૭ વખત ગાળી કાઢી તેમાં કપડું ભીજવી પોળીઆં બનાવી આંખનાં પોપચાં ઉપર મુકવાં ને પાણી સુકાય તેટલોવાર રાખવાં. એ પ્રમાણે ૨–૪ વખત કરવાથી આંખમાં થંડક થશે ને ગરમી ચુસાઇ જશે ને સાફ દેખાશે. જો એ પાણી આંખમાં જાય તો કાંઇ હરકત થશે નહીં.

## ઇલાજ ૧૯ મો.

### આંખની અંદર પરૂ આવતું હોય જેને ભીચડ કહે છે તેનો તથા આંખ લાલ થાય તેનો ઇલાજ.

ગલગોટાનાં પાતરાંને શોજી પથરની ખલમાં વાટી તેના માવાની એક મલમલના ઝીણાં કપડાંમાં પોટલી બનાવવી અને તેનું એક ટીપું આંખમાં સવાર સાંજ નીચોવવું અને પોટલીને આંખ ઉપર દબાવવી.

એ પોટલી એક વખત વાપર્યા પછી બીજી વખત મુકવી હોય તો તાજા પાલાની પોટલી બનાવી મુકવી.

## ઇલાજ ૨૦ મો.

### આંખમાં ફુલું પડયું હોય તેના ઇલાજ.

ચીનાઇ શાકર તથા સાબરશીંગડુના પાંચ સાત ઘશારા લીંબુના રસમાં ઘશી દરરોજ આંખમાં આંજ્યાથી ફુલું કપાઇ જશે.

## ઇલાજ ૨૧ મો.

ઘંઘેડાનાં દાંત શાકરના પાણી સાથે ઘશી આંજવાથી ફુલું કપાઇ જશે.

## ઈલાજ ૨૨ મો.

### રતાંધલાંનો ( રાતના નહીં દેખાય તેનો ) ઈલાજ.

ભુરાં કોરાના વેલાના મુળનો રસ કાઢી, દીન ૨૧ સુધી આંખમાં આંજવાથી રતાંધળાપણું મટશે.

## ઇલાજ ૨૩ મો.

### આંખમાંથી પાણી ગળતું હોય તેનો ઇલાજ.

શાટોડીનું મૂળ પાણીમાં ઘશીને આંખમાં આંજવાથી આંખ ગળતી બંધ પડશે.

## ઇલાજ ૨૪ મો.

### આંખે ઝાંખ મારતી હોય ને દુરનું બરાબર દેખાતું નહીં હોય તેને સાફ દેખાવાનો ઇલાજ.

કાગડાનાં ઈંડાં ૨ લઇને તે બે ઈંડાંને ભાંજીને તેની દાર આખી કાઢવી ને સફેદી તદન કાઢી નાખવી. પછી તે દારની ઉપરની પતરીને ટાંચણીવતે ફોડી નાંખવી ને અંદરનો પીળો ભાગ રકાબીમાં કાઢવો ને તેમાં ઘી ગાયનુ તોલો એક મેળવી એ મેળવણી એક કોડીઆમાં મુકવી; ને તેમાં રૂઉનો કાકંડા સળગાવી તે કોડીઆને, જમીન ઉપર ઈંટ મુકી તે ઉપર મુકવું. ને પછી તે કોડીઆ ઉપર એક બીજું કોડીઉં ઢાંકવું ને તે ઉપર ગાયનું છાણ મશળીને લેપડી મુકવી. તેથી તે ઉપરનાં કોડીઆંમાં મેસ બંધાશે તેને કાઢી લેવી. તથા નીચેનાં કોડીઆમાં જે કાકડાની ગુળ બળેલી રહેલીને પણ પેલી મેશમાં મેળવી નાંખવી. પછી તે મેશને વાટવી ને તેની અંદર એક વાલ બરાશકપુર નાંખી તેને ખલમાં મેળવવી ને તે મેશ શીશીમાં ભરી રાખવી. પછી એક રૂપાંની શળી ગુલાબમાં બીજવી તેને મેશમાં બોળીને આંખમાં રોજ ૧ વખત આંજવી એથી આંખે ઝાંખ મારતી હશે તે દુર થશે.

### ઈલાજ ૨૫ મો.

### આંખે ઝાંખ મારતી હોય તેનો ઈલાજ.

ફટકી ૧ થી ૨ ચણા જેટલી લેવી ને તેને સારાં સોજાં કુવાનાં પાણી ગલાસ ૨ માં ભીંજવીને તે બરાબર પીગળી પાણી જેવી થયા પછી ગાળી લઇ તે પાણીએ આંખ ફટકાવીને ધોવી. એમ અવારનવાર કરવાથી આંખની ઝાંખ દુર થશે.

---

## આંટણનો ઈલાજ.

**એ દરદ પગનાં આંગળાં ઉપર ઘણા સાંકડા જોડા પહેરવાથી થાય છે.**

### ઈલાજ ૧ લો.

પીલોરીનાં ઝાડનાં પાંદડાંનો રસ કહાડી તેમાં જરા સીંધવ નાંખી આંટણ ઉપર ઘસીને લગાડયા કરવું એટલે તે નાબુદ થશે.

---

## ઉપલિયું.

આંબાનાં ઝાડની ઉપર લાલ કીડી થાય છે તે કીડીને બે ચમચા પાણીમાં ચોળી નાખી તે પાણી જરાજરા ઉપલિયું નરમ પડતાં સુધી પાવું. એથી સસની તથા હાથ પગ ખેચાતા હશે તે પણ નરમ પડશે.

---

## ઉલટી અથવા ઓકારી થતી હોય તેનો ઈલાજ.

તુલશીનો રસ તોલો ૦। માં ગોપીચંદન એઆની ભાર મેળવી પાવાથી ઉલટી મટશે. આરામ થતાં સુધી ત્રણ ત્રણ કલાકે પીવું.

---

# ઉંદરનાં વિષનું દરદ.

ઉંદરના કરડવાથી જેને સોજો ચઢે છે, તે સોજો ઉતારવાનો ઈલાજ.

## ઈલાજ ૧ લો.

કુકડવેલાનાં ફળ.—અજમો.

એ બેઉ જણસને સરખે વજને લઇ ગાયનાં મુત્રમાં વાટવાં. તે પછી ગરમ કરી દીવસમાં ૩ વખત જ્યાં સોજો હોય ત્યાં ચોપડવું. તેથી સોજો ઉતરી જશે.

---

# ઉંઘ આવવાના ઈલાજ.

કોઇ પણ કારણથી ઉંઘ નહીં આવતી હોય તેણે સુવા આગમચ નીચે લખેલી દવા કરવાથી ઉંઘ આવશે ને તબીયત સારી રહેશે.

## ઈલાજ ૧ લો.

ભાંગ સારી સોજી તોલો ૧ લેવી ને તેમાં જે સફેદ બીઆં હોય તે કાઢી નાંખવાં. પછી તે ભાંગને પાંચ વખત પાણીએ ધોઇને સાફ કરવી ને તેને સુકવી એક ખાંડણીમાં છુંદી ઝાજરાં કપડાંમાં ચાળી કહાડવી ને એક શીશામાં ભરી રાખી જેને ઉંઘ નહીં આવતી હોય તેને નીચે મુજબ સાંજનાં સુતી વખત આપવી:—

| | | | |
|---|---|---|---|
| વરસ | ૨ થી ૫ | નાને બે | ઘઉં ભાર |
| ,, | ૬ થી ૧૦ | ,, ચાર | ,, |
| ,, | ૧૦ થી ૧૫ | ,, છ | ,, |
| ,, | ૧૫ થી ૫૦ | ,, આઠ | ,, |

એ મુજબ આપવાથી ઉંઘ આવશે ને તબીયત સારી રહેશે.

### ઇલાજ ૨ જો.

સંમદર (સનદર) ફુલને બકરીનાં તાજાં દુધમાં ઘસીને આંખનાં તોપચાં જેને પાંપણ કહે છે, તેના ઉપર ભરવું તથા કપાળ ઉપર પણ પાતળું ભરવું એથી ઉંઘ આવશે.

### • ઇલાજ ૩ જો.

બદામનાં બીજ તોલો ૦। ખસખસ તોલો ૦॥ દોધીનાં બીજ તોલો ૦।

એ ત્રણેને છુંદી પીસવાં ને તેને બે ગલાસ પાણીમાં મેળવી તે પાણી ગાળી કહાડવુ. પછી તેમાં સાકર તોલો ૦। નાંખીને ગલાસ ૧ સુતી વખતે પીધાથી ઉંઘ આવશે.

---

# કરમના ઉપાય.

**ઘણા મીઠા પદાર્થો ખાવાથી, ખાધેલું પાચન થયા આગમચ પાછું ખાધાથી તથા શાકર, ખાંડ, ગોળ ખાવાથી કરમ થાય છે. બચ્ચાંને કરમ થાય છે ત્યારે પાણી ઘણું પીયે છે, તાવ આવે છે અને ઊલટી થાય છે.**

### તેના ઇલાજ.

### ઇલાજ ૧ લો.

કુલીજન શાપશુન લોધર કરીઆતું વાયવરંણ

ઉપલી દરેક જંણસ ૧ દોહોડીઆની ગાંધીની દુકાન ઉપરથી લાવવી ને તેને સાફ કરી દરેકને પાણીમાં જુદી જુદી ઘસવી. પછી તેને કલાઇ કરેલા કાંસીઆમાં નાખીને ઇંગાર ઉપર મુકી ગરમ કરવી, ને જરા સેહેતી સેહેતી બચ્ચાંના પેટ ઉપર ભરવી. એમ કીધાથી પેટ આવશે ને કરમ તુટી પડશે ને પેટનો દુખાવોબી દફે થાશે.

### ઇલાજ ૨ જો.

કાચકાના છોડ ઉપર જુણાં પાંદડાં થાય છે તે પાંદડાં ૨ થી પાંચ લાવીને તેને પથરના ઓરસીઆ ઉપર મુકી થોડુંક પાણી નાંખીને માવા જેવાં

પીસી નાંખવાં. પછી તે પીસેલો માવો એક કપડામાં મુકીને તેને દાબીને તેનું પાણી કહાડવું ને એક ગલાસમાં ઝીલી લેવું. પછી બચ્ચાંને તેની ઉમ્મર જોઇને એ પાણીમાંથી બેઆનીભારથી તે પાવલીભાર સુધી લઇને સવારના પોહોરમાં અથવા પાછલી રાતના પાવું. એવી રીતે એકજ વખત પાવું. બીજે દહાડે સવારનાં જો અગત્ય જણાએ તો પાવું. એથી કરમ હશે તે પડશે ને બચ્ચાંને ફાયદો થાશે.

(ઉપલા કાચકાનાં ઝાડને શાગરગોટાનાં ઝાટ પણ કેહે છે—સાગરગોટા એ મરાઠી ભાષાનો શબ્દ છે.)

## કરમનો કાહાવો છોકરાંઓ સારૂ.

## ઇલાજ ૩ જો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કરમાંણી | ... તોલો ૧ | મરી | ... તોલો ૦॥ | ધાણા | ... તોલો ૦॥ |
| વાવડીંગ | ... તોલો ૧ | સબજો | ... તોલો ૧ | લવંગ | ... તોલો ૧ |
| વરીઆળી | ... તોલો ૦॥ | દાડમનો પાલો | તોલો ૦॥ | માલુંગાનાં બીજ | તો. ૧ |
| તજ | ... તોલો ૧ | અજમોદ | ... તોલો ૦॥ | શુંઠ | ... તોલો ૦॥ |
| એલચી | ... તોલો ૧ | એરવાદશ | ... તોલો ૧ | ફુદનો | ... તોલો ૧ |

એરંડાનું મુલ...તોલો ૦॥.

એ સર્વેને ખોખરાં કરી પાણી શેર ત્રણ નાંખીને ઉકાળવાં ને પાણી શેર ૧ ને આશરે રહે ત્યારે ઉતારી થંડું પાડી ગાળી કાઢવું, ને તેમાં કપુરનો ૧ ગાંગડો મોટો નાંખવો ને તે કાહાવો બાટલીમાં ભરી રાખવો. પછી છોકરાંઓને તેની ઉમ્મરના પ્રમાણમાં તોલો ૦॥ થી ૩ સુધી ત્રણ ત્રણ દહાડે દીવસમાં એક વખત પાવું.

## ઇલાજ ૪ થો.

| | તોલો. | | તોલો. | | તોલો. | | તોલો. |
|---|---|---|---|---|---|---|---|
| મોથ | ... ૧ | પીપરીમુળ | ... ૧ | કરમાણી | ... ૧ | કાચકા | ... ૧ |
| વાવડીંગ | ... ૧ | અજમોદ. | ... ૧ | ત્રીફલાં. | ... ૧ | પલશપાપડો એ | |
| ઈંદ્રજવ | ... ૧ | અતીવીશની કળી | ૧ | પીપર.. | ... ૧ | ટલે (કેશુડીના | |
| જટામાંશી. | ૧ | દેવદાર... | ... ૧ | કરીઆઇતું | ... ૧ | ઝાડનાં બી) | ... ૧ |

પેહેલે પલશપાપડાને તથા કાચકાને અંગાર ઉપર મુકીને ભુજવો. પછે

કામમાં લેવો. પછી સઘળાં વસાણાંને ભોખરાં કરીને તેને પાણી શેર ૧ાા માં નાંખીને ઉકાળવાં ને જ્યારે પાણી શેર ૦ાા રહે એટલે ઉતારીને ગાળી કાડીને મોટાં માણસને દહાડામાં ત્રણ વખત ગલાશ એક પીવા આપવું ને બચ્ચાંને દહાડામાં ત્રણ વખત ચમુચી ચમચી પીવા આપવું.

## ઇલાજ ૫. મો.

| | તોલો. | | તોલો. | | |
|---|---|---|---|---|---|
| મોથ. ... | ... ૧ | પીપલી ... | ... ૦ાા | નીબની છાલ તોલા | ૨ |
| અતીવીશ... | ... ૧ | પલશપાપડો | ... ૧ | અજમો ... તોલો | ૦ાા |

પેહેલાં પલશપાપડાને અંગાર ઉપર ભુંજવો; પછે કામમાં લેવો. પછી સંધાં વસાણાંને કુટી કપડછંદ કરીને એક સીસીમાં ભરી મુકવાં. પછી તેમાંથી વાલ ૫ એટલે બેઆનીભારને આસરે ભુકી લઇને થંડા પાણી સાથે દહાડામાં બે વખત ફાકવી.

## ઇલાજ ૬ ઠો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| એલચી... | ...તોલા ૨ | શુંઠ... ...... | તોલા ૨ | અજમો | ...તોલો ૧ |
| મોચરસ. | ...તોલા ૨ | કરીઆતું ... | તોલા ૨ | ઇન્દ્રજવ | ...તોલા ૨ |
| કરમાંણી | ...તોલો ૧ | દાડમની છાલ | તોલા ૨ | કાકડાશીંગ | ... ,, ૨ |
| દસમુળ. | ... તોલા ૫ | | | | |

એ સરવે વસાણાંને કુટી કપડછંદ કરીને સીસીમાં ભરી મુકવાં. પછી તેમાંથી તોલો ૧ લઇને તેને દહાડામાં ત્રણ વખત ગરમ પાણી સાથે ફાકવા આપવું. એ પ્રમાણે જ્યાંસુધી સારૂં થાય ત્યાંસુધી આપ્યા જવું.

## ઇલાજ ૭ મો.

અજમોદ. વાવડીંગ. બાવળની છાલ.

એ સરવે વસાણાંને સરખે ભાગે લઇને તેને કપડછંદ કરીને તેની ભુકીની ૪ વાલની પડીકી કરવી અને તે સવાર, બપોર તથા સાંજના એકેક પડીકી ઠંડા પાણી સાથે ખાવી અને એજ ભુકી ઠંડા પાણી સાથે મેળવીને દરદીનાં કપાળ ઉપર લેપ ચોપડવો.

## ઈલાજ ૮ મો.

| | તોલા. | | તોલા. | | તોલા. |
|---|---|---|---|---|---|
| ખેરશાલ... ... | ૫ | નીબછાલ... ... | ૫ | વેખણ ... ... | ૫ |
| સુંઠ ... ... | ૫ | મરી ... ... | ૫ | પીપળી ... ... | ૫ |
| હરડાં ... ... | ૫ | બેડાં .. ... | ૫ | આમળાં... ... | ૫ |
| નીસોતર ... | ૫ | ફુલ કરીઆતું... | ૫ | વાવડીંગ ... ... | ૫ |

એ સરવે વસાણુંને ખોખરાં કરીને પાણી શેર ૧ માં નાંખીને ઉકાળવાં ને પાણી શેર ૦। રહે એટલે કરમવાળા માણસને સાંજ સવાર અગર દહાડામાં ૩ વખત ૧ તોલો પીવા આપવું, તથા નાના માણસને એકેક ચમચો આપવું. તથા છેક નાનાં બચ્ચાંઓને નાની ચમચી ચમચી પીવા આપવું.

## ઈલાજ ૯ મો.

કરૂદીમુળ કરંજની છાલ અતીવીશ કરીઆતું કીડામારી

એ સરવે વસાણુંને સરખે ભાગે લઇને છુંદવાં. પછી તેમાં પાણી શેર ૧ નાંખીને ઉકાળવું ને પાણી શેર ૦॥ રહે એટલે ઉતારીને ગાળી કાઢી કરમવાળાં બચ્ચાંને દહાડામાં ત્રણ વખત ચમચો ચમચો પીવા આપવું.

## ઈલાજ ૧૦ મો.

ખાખરાનાં બી તોલા ૪ કાઢી પાશેર પાણીમાં પલાળવાં ને તે પાણી ગાળી કાઢી તેમાં મધ સોજું ગલાશ નાંખવું. ને તે બરાબર મેળવીને દહાડામાં ૩ વખત ઉમ્મરના પ્રમાણમાં તોલા ૩) સુધી પીવા આપવું.

**ખોરાક**—મીઠાશ તથા દુધ જાહાજું આપવું નહીં.

## ઈલાજ ૧૧ મો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ખેરની છાલ | તોલો ૧ | ઇન્દ્રજવ ... | તોલો ૧ | વજ... ... | તોલો ૧ |
| ત્રીકટુ ... | ,, ૧ | કડાછાલ ... | ,, ૧ | લીમડાની છાલ | ,, ૧ |
| નીશોતર ... | ,, ૧ | ત્રીફલાં ... | ,, ૧ | | |

એ સરવે વસાણુંને ખોખરાં છુંદીને તેમાં પાણી શેર ૧ નાખીને ઉકાળવું ને પાણી શેર ૦। રહે ત્યારે ઉતારીને ગાળી કાઢવું ને તેમાં (ગૌમુત્ર) ગાયનું મુતર તોલો ૧ નાખીને દહાડામાં ત્રણ વખત મોટો ચમચો ૧ ભરીને પીવા આપવો. નાનાં બચ્ચાંને નાની ચમચી ભરીને દહાડામાં બે વખત પીવા આપવું.

## ઈલાજ ૧૨ મો.

નાગરમોથ... તોલો. ૧ દેવદાર ... તોલો ૧ ઉંદરકાની... તોલો ૧
સરગવાની છાલ „ ૧ ત્રીફલાં ... „ ૧

એ સરવે વસાણુાંને• ખોખરાં કરીને તેમાં પાણી શેર ૧॥ નાખીને ઉકાળવું, ને જ્યારે પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારીને તેમાં પીપર તોલો ૧ તથા વાવડીંગ તોલો ૧ એ બંને વસાણુાંને કુટીને તેનું ચુરણ કરીને તેમાંથી વાલ ૧૦ ને આશરે ભુકી ઉપલા કાવામાં નાખીને દહાડામાં બે વખત તોલા ૩ સુધી પીવા આપવી.

## ઈલાજ ૧૩ મો.

ત્રીકટુ ... તોલો ૧ ત્રીફલાં ... તોલો ૧ ઇન્દ્રજવ ... તોલો ૧
કરીઆતું ... „ ૧ વજ... ... „ ૧ વાવડીંગ ... „ ૧

એ સરવે વસાણુાંને છુંદી ખોખરાં કરીને તેમાં પાણી શેર ૧ નાખીને ઉકાળવું ને પાણી શેર ૦। રહે એટલે ઉતારીને તેમાં ગાયનું મુતર તોલો ૦॥ નાખીને દહાડામાં ૩ વખત તોલા ૩ સુધી પીવા આપવું. એ પ્રમાણે થોડા દહાડા પીધાથી ફાયદો થશે.

## ઈલાજ ૧૪ મો.

વાવડીંગ તોલા ૪ નો ઉકાળો પાણી શેર ૧ નાખીને કરવો ને પાણી શેર ૦। રહે એટલે ઉતારી તેમાં ગોળ તોલા ૨ નાખીને દહાડામાં બે ત્રણ વખત તોલા ૨ સુધી પીવા આપવું.

## ઈલાજ ૧૫ મો.

કપુર............ તોલો ૧ કેસર........ તોલો ૦॥

એ બંનેને ખલ કરી ગોળમાં મેળવી વાલ ૪ ને આસરે સવારના ખાવા આપવું. એજ પ્રમાણે સાંજના પણ ખવરાવવું અને આરામ થતાં સુધી એ દવા આપ્યા કરવી.

## ઈલાજ ૧૬ મો.

ફુદનાનો રસ તોલો ૧, તેમાં ઇંદ્રજવનો બારીક ભુકો વાલ ૫ નાખવો અને તે રસ સાથે મલ્યા પછી તેમાં હીંગ ત્રણ વટાણાને વજને નાખીને ખલમાં ખુબ મેળવવું અને દહાડામાં બે વખત મોટો ચમચો ૧ ભરીને ખાવું. બચ્ચાંને નાની ચમચી ભરીને પાવું.

## ઈલાજ ૧૭ મો.

સબજાનો રસ... તોલો ૧ ફુદનાનો રસ... તોલો ૧

એ બનેને એકત્વત કરીને ચમચો ૧ સવાર તથા સાંજે પાવો.

**ખોરાક**—મીઠાસ તથા દુધ તથા તેલવાળા પદાર્થો ખાવા આપવા નહીં.

## ઈલાજ ૧૮ મો.

બીજોરાંની છાલ શેર ૦। લાવીને, તેને ખોખરી કરીને, તેમાં પાણી શેર ૧॥ નાખીને ઉકાળવું, ને પાણી શેર ૦॥ રહે એટલે ઉતારીને તેમાંથી એકથી ત્રણ તોલા સુધી દીવસમાં બે વખત પાવું; એમ દીવસ ૧૪ સુધી પાવું.

## ઈલાજ ૧૯ મો.

વાવડીંગનાં દાણા નંગ ૧૮ ઈંદ્રજવ દાણા નંગ ૧૦ અજમો તોલો ૦॥

એ સરવેને ઠંડાં પાણી સાથે ખલ કરવાં. પછે મોટી હરડે–બેડું ઉના પાણીમાં ઘસીને તોલા ૨ ને આશરે લેવું અને ઉપલાં ત્રણે વસાણાંની સાથે મેળવીને કપડાંથી ગાળી કાડવું. તેમાંથી બચ્ચાંને નાની ચમચી ૧ સવાર સાંજ પીવા આપવી તથા મોટાં બચ્ચાંને દહાડામાં ત્રણ વખત ચમચી ચમચી પાવું. એ દવા દીન ૧૦ સુધી કરવી.

## ઈલાજ ૨૦ મો.

મોટી હરડે–બેડું.

એ બને વસાણાંને સરખે ભાગે ઉંના પાણીમાં ઘસીને તેને એક ગલાસમાં ભરી મુકવું. પછી તેમાં એક ચણાભાર સીંધાલૂણનો ભુકો તથા મધ ચમચો ૧ નાખીને બચ્ચાંને તોલા ૦। ને આશરે ચટાડવું. જો બચ્ચું ચાટે નહીં તો તેમાં થોડું થંડું પાણી નાખીને પાતલું જેવું થાય એટલે પાઇ દેવું. મોટાં બચ્ચાંને તોલા ૦॥ ને વજને પીવા આપવું; ને દહાડામાં બે વખત મળીને પુરૂં કરવું. એ પ્રમાણે થોડા દહાડા એ દવા આપ્યા કરવી.

## ઈલાજ ૨૧ મો.

એરંડીઉં સોજું ચમચી ૧ ઉંનાં પાણીમાં પાવું. જો નજર પોહોંચે તો એ એક ચમચી એરંડીઆના બે ભાગ કરવા અને તેમાંથી એક ભાગ સવારે તથા એક ભાગ સાંજે આપવો; અગર એકજ વખત ચમચી આપવી ઘટે તો આપવી. મોટાં બચ્ચાંને બેથી ત્રણ ચમચી ઉંના પાણીમાં પીવા આપવું.

## ઈલાજ ૨૨ મો.

કાચકાના પાન આસરે ૧૦, પીતપાપડીનાં બીજ દાણા ૧૦, ધાણા આસરે દાણા ૩૦, વાવડીંગ તોલો ૦I, વાકુમરૂ તોલો ૦I.

એ સરવે વસાણુંને અધકચરાં છુંદીને તેને એક વાસણમાં ભરીને રાતે તેમાં થંડુ પાણી શેર ૦I થી જરા વધારે નાખીને બીજવી રાખવાં. સવારનાં તે વસાણુંને હાથે પાણી સાથે ચોળીને કપડાંથી ગાળી કાડવાં અને તે પાણી એક શીશીમાં ભરી મુકવું, અને તેમાંથી નાનાં બચ્ચાંને દહાડામાં બે વખત એક એક ચમચી જરા શાકર નાંખી પાવું, મોટાં બચ્ચાંને એક ચમચો ભરીને માંહે શાકરનો થોડો ભુકો નાંખી, દહાડામાં ત્રણ વખત પાવું; અને એમ સારૂં થતાં સુધી પાયા કરવું.

## ઈલાજ ૨૩ મો.

કપુર ૧ વટાણા બરોબર લઇને તેને બારીક કરીને ગોળના પાણીમાં બરાબર મેળવીને તેમાંથી ચમચી ૦II સવારે નાના બચ્ચાંને પાવી, અને મોટાં બચ્ચાંને ચમચો ૧ સવારે તથા ચમચો ૧ સાંજે આપવો.

## ઈલાજ ૨૪ મો.

ધાણા ૧ મુંઠી અથવા થોડા વધારે લઇ તેને ખોખરા કરીને પાણી શેર ૦II માં રાત્રે બીજવી રાખવા અને સવારે કપડાંથી ગાળી કાડી તે પાણી એક શીશીમાં ભરી રાખવું. પછી તેમાંથી ચમચો ૧ લઇ, તેમાં સીતાબનાં પાતરાનાં રસનાં ટીપાં ૫ નાખી પાવું.

## ઈલાજ ૨૫ મો.

સીતાબનો પાલો—સુરપીણનો પાલો—અરકુસાનો પાલો.

એ ત્રણે જાતના પાલાને સરખે ભાગે લઇને, છુંદીને, તેનો રસ કાઢી, તેને કપડાંથી ગાળી કાઢવો, અને એક ગલાસમાં ભરી મુકવો. પછે તેમાંથી નાનાં બચ્ચાંને ચમચી ૦II માં સાકરની ગાંગડી નાખી દહાડામાં બે વખત પાવો; તથા મોટાં બચ્ચાંને ચમચો ૧ લઇ દહાડામાં બે વખત પાવો. એમ દીન ૩ સુધી એ દવા પાવી એથી ફાયદો થશે.

### ઇલાજ ૨૬ મો.

### સેવરી કરમ બચ્ચાંને થાય છે તેનો ઇલાજ.

અખરોટ બસરાઇ અથવા મસકતી નવી લઇ, તેને ભાંજી, તેમાંનું સોજું બીજ એક લઇ, બચ્ચાંને એક વખત સવારે તથા એક બીજ બપોરે તથા એક બીજ સાંજે ખવરાવવું એથી કરમ મરીને પડી જશે.

જો અખરોટ ખાધા પછી ૪–૫ કલાકમાં પેટ નહીં આવે તો એરંડીઉં તેલ ચમચી ૧, અમથું અથવા એક ચમચો ચાહાના ગરમ પાણીમાં મેળવી પાવું.

### ઇલાજ ૨૭ મો.

### કરમ થયાં હોય ને તાપ આવતી હોય તેનો ઇલાજ.

કાચકીના છોડ જેને મરાઠીમાં સાગરગોટા કહે છે અને તે ઉપર ફળ ગોટામાં સોપારી જેવડાં લીલાં થાય છે, તેને ભેભતમાં ભુંજી, તેમાંની બીજ બેઆની ભાર વજનમાં લઇ, તેટલાજ વજનનું નીમક મેળવી, સવારમાં ખવરાવવું. એ પ્રમાણે બે ચાર દિવસ વાપરવાથી કરમ નીકળી જશે ને તાવ આવતો હશે તે નરમ પડશે.



## કફવાયુના ઈલાજ.



### ઇલાજ ૧ લો.

સોપારી................. તોલો ૦॥
સુવા...................... તોલો ૧
સંચળ .................... તોલો ૦।
પાન માંડવાના ખાવાનાં મોટાં નગ ૨
અજમો............ તોલો ૦॥
રંગવાનાં હરડાં (તેમાંનો ઠળીઓ કહાડી નાંખી કામમાં લેવાં)........... તોલો ૦॥

એ સર્વે વસાણાંને પાણી સાથે ખુબ વાટીને તેનો રસ કપડાંથી ગાળી લેવો. પછી તેમાંથી નાની ચમચી ૧ ભરીને દહાડામાં ૩ વખત પીવી. બચ્ચાંને પાવાથી કફ તથા વાયુથી થનારા વીકારો દુર થશે.

એ દરદવાળાએ તેલ, મરચું, આમલી ખાવી નહીં.

## ઈલાજ ૨ જો.

આદાંનો રસ તોલો ૦॥, મધ તોલો ૦॥, તાજું ઘી તોલો ૦॥, ખાંડ તોલો ૦॥.

એ સર્વેને એકત્ર કરીને તેના ૩ ભાગ કરી, દહાડામાં ૩ વખત પીવું. એમ દિન ૧૦ પીવાથી ફાયદો થશે.

## ઈલાજ ૩ જો.

કુંવારનો અંદરનો ગર તોલા ૩, સીંધાલુણ તોલો ૦॥, હળદર તોલો ૦॥.

એ ત્રણે ચીજને મેળવી, એકરસ કરવી, અને તેના ૩ ભાગ કરી, દહાડામાં ૩ વખત ખાવી; અને તે પછી પણ દીન ૭ સુધી એ દવા ખાવી.

## ઈલાજ ૪ થો.

જેઠીમધની લાકડી તોલા ૨. એડાં તોલા ૨.

એ બને વસાણાંને ગાયનાં તાજાં મુતરમાં ઘસીને એક ભાગ સવારે તથા એક ભાગ સાંજે પીવો; અને તે પછી પણ દીન ૧૦ સુધી એ દવા ખાવી.

## ઈલાજ ૫ મો.

ગાયનું મુતર તાજું તોલો ૧ લઇ, તેમાં હળદર ઘસીને વાલ ૧૦ ને વજને નાંખી એકત્ર કરવી. પછી કફવાળાં માણસને સવારે તથા સાંજે પાવી અને પછી પણ થોડા દહાડા એ દવા ચાલુ રાખવી.

## ઈલાજ ૬ ઠ્ઠો.

એડાં શેર ૧ ના ઠળીઆ કાઢી નાંખી, ખાખરાં કરવાં, તેમાં શાકર શેર ૦॥ મેળવી, પાણી શેર ૨ માં ઉકાળવાં, ને પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારીને દહામાં ૩ વખત પાવું. દરેક વખતે વાઇન ગલાસ ૧ ભરીને પાવું. એ પ્રમાણે થોડા દહાડા ચાલુ રાખવું.

## ઈલાજ ૭ મો.

સીંધાલુણ તોલો ૧ એલચીદાણા તોલો ૦॥

એ બંનેને છુંદીને બારીક કરવાં; પછી તેમાં મધ તોલો ૧ નાંખીને મેળવીને સવારમાં ખાવું.

## ઈલાજ ૮ મો.

સુંઠ તોલા ૪ શાકર તોલા ૧૦

એ બંનેને પાણી શેર ૦॥॥ માં ઉકાળવાં, ને પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારી, ગાળી કાઢી, તેના ૩ ભાગ કરી, દહાડામાં ૩ વખત પાવાં; અને એજ પ્રમાણે દીન ૧૦ સુધી પીવાથી કફ નરમ પડશે.

## ઈલાજ ૯ મો.

ગળો શેર ૦၊ લાવી ખોખરો કરવો ને પાણી શેર ૧ માં નાંખી ઉકાળવો, ને પાણી શેર ૦။ રહે એટલે ઉતારીને તેને કપડાંથી ગાળી લેવો. પછી તેમાં શાકર તોલા ૫ નાંખી, તેના ૩ ભાગ કરવા અને તે દહાડામાં ત્રણ વખત પીવો. એ પ્રમાણે દીન ૧૦ સુધી એ દવા કરવાથી ફાયદો થશે.

## ઈલાજ ૧૦ મો.

જેઠીમધની લાકડી તોલા ૬ ને ખોખરી કરીને તેમાં પાણી શેર ૧ નાંખીને ઉકાળવી, ને જ્યારે પાણી ૧။ પાશેર જેટલુ રહે એટલે, ઉતારી, તેમાં મધ તોલા ૨ નાંખીને, મેળવીને દહાડામાં બે વખત પીવું. જો મધ નહીં મળે તો શાકર તોલા ૩ નાંખીને પીવું. એ પ્રમાણે દીન ૨૦ સુધી એ દવા કરવાથી કફ નરમ પડશે.

## ઈલાજ ૧૧ મો.

પીપરનું ચુરણ કરીને એક શીશીમાં ભરી મુકવું, તેમાંથી વાલ ૪ લઇ, મધમાં મેળવીને દહાડામાં ૩ વખત ચાટવું. એમ ઘણા દહાડા ચાટવાથી ઘણો ફાયદો થશે.

## ઈલાજ ૧૨ મો.

ધાણા, વરીઆળી, સુંઠ, મરી કાળાં, પીપર, જેઠીમધ.

એ સર્વે વસાણાંને સરખે ભાગે લઇને, ખોખરાં કરીને, તેઓનો પાણી શેર ૧ માં ઉકાળો કરવો; ને જ્યારે પાણી શેર ૦။ રહે ત્યારે ઉતારીને ગાળી કાઢી, તેમાં શાકર તોલો ૧ તથા સીંધાલુણ વાલ ૩ નાંખીને તેમાંથી દહાડામાં ત્રણ વખત એકેક વાઇન ગલાસ ભરીને પાવું.

## ઈલાજ ૧૩ મો.

અરડુસાનો રસ તોલો ૧ ઉની ચાહા ગલાસ ૧ માં નાંખીને તેમાં મધ તોલો ૦။ તથા ૩ ચણોઠીભાર સંચળ નાંખી મેળવી પીવું.

## ઈલાજ ૧૪ મો.

મુગલાઇ બેદાણા, જેઠીમધ, ધાણા.

એ ઓસડો રાતે જૂદાં જૂદાં ટંડા પાણીમાં ભીજવી મુકવાં; અને સવારે દાતણ કર્યાં પછી તે ઓસડ હાથે ચોળી તેમાંનું પાણી ગાળી કાઢવું.

અને તે પાણીમાં થોડી શાકર નાંખી, દહાડામાં ૩ વખત ગલાસ એક ભરીને પીવું. એથી ફાયદો થશે.

### ઈલાજ ૧૫ મો.

જેઠીમધની લાકડી તોલા ૨ ને ખોખરી કરી, તેમાં પાણી શેર ૦II નાંખીને ઉકાળવી; ને પાણી શેર ૦I રહે ત્યારે ઉતારી, ગાળી કાઢી દહાડામાં ૨ વખત પીવું; અંદર થોડી શાકર નાંખવી.

### ઈલાજ ૧૬ મો.

એ પૈસાભાર ઘી ઉનાં પાણીમાં નાખવું, તેમાં મધ તોલો ૧ તથા, શાકર તોલો ૦II તથા સીંધાલુણ તોલો ૦I, એ બધાં મેળવી પાવું. એ પ્રમાણે એ ચાર વખત પાવાથી ફેર પડશે.



# કમરનાં દરદો.



## કમર સરદીથી દુખે ને રહી જાય જેને ગુજરાતીમાં ટચકીઉં તથા અંગ્રેજીમાં LUMBAGO કહે છે તેના ઉપાય.

### ઈલાજ ૧ લો.

"યુકલીપતસ" (Eucalyptus Oil).

એ નામે તેલ વેલાતથી આવે છે. એ અંગ્રેજી દવાઇ વેચનારની દુકાને મળે છે. તે લાવી જે ઠેકાણે દુખતું હોય, તે ઠેકાણે ખુબ મસળીને લગાડવું, ને ત્યારપછી ફલાનલના કટકાથી ગરમ પાણીનો શેક કરવો. એમ અવારનવાર તેલ લગાડી શેક કરવાથી દરદીને આરામ થાય છે.

### ઈલાજ ૨ જો.

સુંઠ તોલો ૧, જેઠી મધ તોલો ૧, વતાલુનો કંદ તોલો ૧, કુલીજન તોલો ૧, કાળાંમરી તોલો ૧, મેથી „ ૧, દાલચીની „ ૧, હલીમ „ ૧.

ઉપલાં સઘળાં વસાણાંને સાફ કરી લોખંડની ખલમાં છુંદવાં, ને મેદા જેવાં બારીક કરવાં, ને કપડાંએ ચાળી લઇને એક શીશીમાં ભરી રાખવાં, ને જ્યારે ખપ પડે તે વખતે તોલો એક લઇને તેમાં ૦I તોલો શાકર

ભેળીને ખાવું, ને ઉપરથી પાણી પીવું. એ પ્રમાણે દરરોજ સવારે ૧ વખત ખાવુ. એ દવા ૪ દીવસ ખાવાથી આરામ થશે.

### ઈલાજ ૩ જો.

સેકટાની સીંગના ઝાડનું છોડું લીલું લેવુ. જો લીલુ નહીં મળે તો સુકું લેવુ, ને તેને બ્રાન્ડી દારૂમાં અથવા મોવડાનાં દારૂમાં ઘસવુ, ને ત્યાર-પછી એજ છોડાંના ઘસારામાં સાબર સીંગડું ઘસવુ, ને જે ઠેકાણે દુ:ખતું હોય તે ઠેકાણે સારી પેઠે ચોળી ચોળીને લગાડવું. એમ લગાડતાં જો ફરક નહીં લાગે તો એ ઘસારામાંથી ૪ આની ભાર જેટલું લઇ, તેમાં પાણી ભેળી. દરદીને ૧ વખત પાવાથી ફાયદો થશે.



## કમળાના ઈલાજ.



**કારણ**—ઘણી તીખી તથા ખટાશવાળી ચીજો ખાવાથી લોહીમાં બગાડો થઇ ચામડી, આંખ તથા નખ પીળા થાય છે, અને નીર્બળતા થતી. જાય છે. ખાધેલુ પચતું નથી, અરૂચી રહે છે, તેને કમળો થયો જાણવો

### ઈલાજ ૧ લો.

પાપડીઓ ખાર ૧ વાલ લઇ, તેને આતસ ઉપર મુકી, બરાબર ફુલવીને પછી બહાર કહાડવો. તે પછી ખાટાં લીંબુની એક ચીર લઇને તેની ઉપર એ ફુલવેલી ભુકી બધી ભભરાવવી, અને તે ચીર દરદીને એમની એમ ચુસવા આપવી. એ મુજબ ૩ દિવસ સુધી રોજ ૧ વખત ખાવા આપવી.

ખોરાકમાં તેલ, મરચું, ખટાશ વગેરે કાંઇ ખાવુ નહીં.

### ઈલાજ ૨ જો.

આપતા નામનાં ઝાડની છાલને દોરાથી બાંધવી ને તે દોરો કમરે બાંધવા, તેથી કમળો આસ્તે આસ્તે ઉતરી જશે.

જેમ જેમ કમળો ઉતરતો જશે તેમ તેમ કમર ઉપરની દોરી ઢીલી થતી જશે.

### ઈલાજ ૩ જો.

કડવાં તુરીઆં જે જંગલમાં થાય છે અને સુમારે ૫ થી ૭ ઈંચ જેટલાં લાંબાં થાય છે; અને તે ઝેરી છે. તેમાંનું એક સુકું તુરીઉં ગાંધીને

ત્યાંથી લાવીને અડધા ઈંચ જેટલું ભાંગી, ખલમાં ખાંખરૂં કરી, તેનો ભુકો એક કોરીનાં અથવા કાચના વાસણમાં નાંખીને તેમાં (પા) ૦। શેર પાણી રેડી, આખી રાત ભીજવી રાખવુ. સવારે એ પાણી કપડાંથી ગાળી લઇને બધું દરદીને પીવા આપવું. એ પાણી પીધાથી દરદીને ઉલટી થશે ને બે ચાર ઝાડા પણ ખખરીને આવશે તેની ચિંતા કરવી નહીં.

ખાવામાં ફકત બાફેલા ચાવલ, બાફેલી તુવરની દાળ, અથવા ચોખાની કાંજી વીગેરે બાફેલુંજ ખાવુ, પણ ચીકાશવાળું કાંઇ ખાવુ નહીં.

નીમક, હળદર અથવા કોઇ પણ જાતનો મસાલો મુદલ ખાવો નહીં, પણ હળદર તથા નીમક વગરનુંજ ખાવું.

## ઇલાજ ૪ થો.

કાચી ફટકડીને છુંદી, તેની મેદા જેવી ભુકી કરી, તેમાંથી તોલો ૦। (પા) લઇને એક વાઇન ગલાસ (તોલા ૫) પાણીમાં મેળવીને દરદીને પાવુ.

ઉપલી ભુકી ખાધાથી ઉલટી થશે તથા કદાચ ત્રણ ચાર ઝાડા પણ થશે, તેની ચિંતા કરવી નહી. એ પ્રમાણે બબે દિવસને આંતરે આપવુ.

## ઇલાજ ૫ મો.

ઘઉના થોડા દાણા એક સફાઇદાર ટેબલપર મુકીને તે પછી એક લોખંડનો તવાથો ગરમ કરી, તેવડે એ દાણા ચોળવા. એમ ચોળવાથી તેલ નીકલશે. તે તેલ જમાવ કરીને એક ગલાસમાં ભરી રાખવુ, ને તે કમળાના દરદીની બંને આંખમાં આંજવુ. એ પ્રમાણે બે દીવસ સુધી કરવુ.

## ઇલાજ ૬ ઠ્ઠો.

ભુતુ ખસાનાં પાંદડાં લાવીને તેને સુકવવાં. સુકાયા પછી તેને મેદા જેવાં બારીક વાટવાં ને તેની ભુકી કપડાંથી ચાળી, એક સીસીમાં ભરી રાખવી. ને ખપ પડે ત્યારે તે ભુકીમાંથી ૧ ચપટી જેટલી લઇને જે પ્રમાણે તપકીર સુંઘીએ તે પ્રમાણે દરદીને સુંઘવા આપવી. એ સુંઘવાથી સળેખમની માફક સરદી થઇને નાક ગળશે, તેની ચિંતા નહીં. પણ એમ થયા પછી નાકમાંથી પીળું પાણી નીકળશે ને કમળાનું દરદ મટી જશે.

## ઇલાજ ૭ મો.

કરૂ શીરવલ (એને મરાઠી બોલીમાં "કરૂલ દોડકાં." કહે છે ને એ કડવાં તુરીઆં જેવાં આવે છે તે)નો સુકો ગર ૧ કલાક સુધી પાણીમાં

ભીજવી રાખવો. અને તે પછી તે પાણી લઇને તેમાંથી ૪–૫ ટીપાં કમળાનાં દરદીનાં નાકમાં નાંખવાં, જેથી નાકમાંથી પીળું પાણી પડશે; ને દરદ નાબુદ થશે. અગર જો એ ટીપાં મુકવા પછી કમળાની કાંઇ અસર રહી ગયલી જણાય તો એ દિવસ પછી પાછાં ઉપલાંજ પાણીનાં ૪–૫ ટીપાં નાંખવાં પણ એક વખત પ્રથમ એ ટીપાં નાંખવા પછી બીજાં ટીપાં એજ પાણીનાં જરૂર વગર નાકમાં નાંખવાં નહીં.

ઉપલાં પાણીનાં ટીપાં દરદીનાં નાકમાં જે વખતે નાખવામાં આવે તે વખતે કાંઇ પણ ચીજ દરદીને ખાવા આપવી નહીં; પણ ઓછામાં ઓછા ૫–૬ કલાક પછી તે દરદીને ખીચડી ને ઘી ખવડાવવું.

### ઈલાજ ૮ મો.

પીતફ્લને (જે ગાંધીની દુકાને મળે છે, તેને) ૩ કલાક સુધી પાણીમાં ભીંજવી રાખવાં ને તે પાણીમાંથી ૪–૫ ટીપાં દરદીનાં નાકમાં નાંખવાં. ઉપલો ઇલાજ કીધા પછી ૪–૫ કલાક પછી તે દરદીને ખીચડી ને ઘી ખાવા આપવું. તેની આગમચ કાંઇ પણ ખાવાની વસ્તુ મુદલ આપવી નહીં.

## કરોળીઓ અથવા કરારીઓ.

### મોઢાં ઉપર તથા બદનના બીજા કોઇ ભાગની ચામડી ઉપર ધોળા ધોળા ડાઘ પડે છે તેનો ઇલાજ.

### ઈલાજ ૧ લો.

તુલસીના છોડનાં મુલને વળગેલી મટોડી લઇ, સવારના પોહોરમાં વાસી મોહોડે તે મટોડી કરોળીઆની જગા ઉપર દરરોજ ચોપડવી. એથી તે સારો થશે.

## કંઠમાળ અથવા કંઠમાળાનો ઈલાજ.

### ઈલાજ ૧ લો.

સરપંખાનાં મુળને ગાયના મુતરમાં ધસી, અવાર નવાર ચોપડવાથી નરમ પડશે.

### ઈલાજ ૨ જો.

હિંદુઓના બાર મહીનાની કોઈ પણ તેરસને દીવસે કાંસકી નામનો છોડ થાય છે, તેને નોતરી આવે; અને બીજે દીને (ચૌદસને દીવસે) સવારના પોહોરમાં તે કાંસકીની જડ લાવી, તેના ૧૪ કટકા કરી, કુંવારી છોકરી પાસે સુતર કંતાવી, તે સુતરના ચઉદ તાર ભેગા કરી, તે કટકા, એ તારે બાંધી, તેનો હારડો કરી, ગળામાં પેહેરાવવાથી કંઠમાળ સારી થશે.

### ઈલાજ ૩ જો.

ચોપ... તોલો ૧।, સંચર... તોલો ૧।, સંચોરો પાપડીઓ... તોલો ૧।.

એ ત્રણેને આકડાના દુધમાં ઘસી, કંઠમાળના દરદ ઉપર ચોપડવાથી, તે પાકીને તેમાંના કપાસીઆ નીકળી જશે.

### ઈલાજ ૪ થો.

સીંદુર...... તોલો ૦।, એલચી...... તોલો ૦।, રાહાલ...... તોલો ૦।, કપીલો...... તોલો ૦।, સાપની કાંચરી તોલો ૦।, તેલ કરંઝીઉં તોલો ૦॥.

પેહેલાં સીંદુર, એલચી, રાહાલ, કપીલો તથા સાપની કાંચરીને કુટી, કપડછંદ કરી, તેને કરંઝીઆં તેલમાં કાંસાના વાડકામાં ઊકાળી, મલમ જેવું બનાવવું; ને તે કંઠમાળ ઉપર ચોપડવાથી બેસી જશે.

---

## કાનનાં દરદના ઉપાય.

**જે કોઇને કાનમાં સુંઇ સુંઈ અવાજ થતો જણાય, ને વરસાદના દિવસમાં ભારે વરસાદ પડવાનો જે અવાજ થાય છે તેવોજ અવાજ કાનમાં લાગે છે તેના ઈલાજ.**

### ઈલાજ ૧ લો.

પુદનાનો રસ ૦॥ ચમચો. નીમક બે આની ભાર. મધ સોજું ૧ નાની ચમચી (તેબલ સ્પુન).

એ ત્રણ જણસને એકરસ થાય તેમ સાથે મેળવવી, અને તડકામાં થોડો વખત ખુલ્લી મુકી રાખવી અથવા આતશના અંગાર ઉપર જરા ગરમ

થાય ને કાઢી લેવી, ને ઉપલા દરદવાળાના કાનમાં ૫ થી ૭ ટીપાં નાખવાં ને અંદર રૂ ખોસવો કે જેથી ટીપાં બહાર નીકળે નહીં.

## ઇલાજ ૨ જો.

સુંઠ, ઘોડાવજ અથવા ગંધારી વજની દાંખલી, વજકાવલીની દાંખલી, લાલ ચીનંરાની *દાંખલી.

ઉપલી ચારે જણસને પથ્થરના પાટા ઉપર સરખે વજને પાણીમાં જરા જાડું ઘસી, તેને સેજ ગરમ કરીને કાનની પછવાડે લગાડવુ. એમ દહાડામાં ૧–૨ વખત જાડું જાડું લગાડવુ.

## ઇલાજ ૩ જો.

એરંડીઉ તેલ તોલા ૫, ખસખસના પોસ તોલા ૨.
સુકાં લસણની નહાની કળી નંગ ૧.

પ્રથમ ખસખસના પોસને તથા લસણની કળીને બારીક છુંદીને તેને એરંડીઉં તેલ એક કલઇ કરેલી તપેલીમાં લઇ, તેમાં નાંખીને તપેલી ચુલાપર મુકવી ને સારી પેઠે ઉકળ્યા પછી તે તપેલીને હેઠળ ઉતારી, બે દીવસ સુધી એમની એમ રહેવા દઇ, ત્રીજે દીવસે તે તેલ કપડાંથી ગાળી લેવુ, ને કાચના બુચની સીસીમાં ભરી રાખવુ. જ્યારે વાપરવું હોય ત્યારે કાનમાં જેટલું સમાય તેટલુ નાખીને દરદીને પાંચ મીનીટ સુધી સુવા દેવુ, ને કાનમાં રૂ ખોસવો કે જ્યારે ઉઠે ત્યારે રેલાની માફક કાનમાંથી નીકળી પડે નહી.

## ઇલાજ ૪ થો.

ઘોડાવજનો કટકો લઇને તેને ખોખરો કરીને મીઠા તેલમાં અથવા જેતુનનાં તેલમાં નાખીને ચુલાહપર મુકીને સારી પેઠે કકડાવવું, ને કટકો બળી કાળો થયા પછી તપેલી ચુહલાપરથી હેઠળ ઉતારીને તેલને કપડાંએ ગાળી લેવું; ને એક કાચના બુચની સીસીમાં ભરવુ, ને દરદીને બોચી આગળથી તે કાનની બાજુ સુધી ભરવું.

જો કાન પાકા હોય ને રસી વહેતી હોય તો ઉપલું તેલ લઇને તેનાં બે ટીપાં કાનમાં રેડવાં, તેથી ફાયદો થશે.

---

* ચીતરાની દાંખલી ઘસવાને ઘણી મુશ્કેલી પડે છે, તેથી છુટું ઘસીને ઉપલી ત્રણ જણસ સાથે મેળવશો તો ઠીકપડશે ને કેટલું ઘસાયું તે માલમ પડશે.

## ઈલાજ ૫ મો.

### કાન દુઃખતો હોય ને આસપાસથી ખેંચાય ને અંદર ચસકા મારે તેનો ઉપાય.

લીંમડાનાં પાંદડાંને ચાળણીમાં નાખી, તેમાં ખખળતું ગરમ પાણી રેડવું; જેથી તે બફાશે. પછી તેને એક કપડાંમાં મુકી, સેહેતો સેહેતો તેનો સેક સારી પેઠે વારંવાર કરવો.

## ઈલાજ ૬ ઠ્ઠો.

### કાન દુઃખતો હોય તેના ઉપાય.

તુલસીનાં ઝાડનાં પાંદડાં લાવીને તેને છુંદીને રસ કાહાડવો ને તેનાં ૫ થી ૭ ટીપાં કાનમાં નાખવાં, જેથી દરદ ઓછું થશે.

## ઈલાજ ૭ મો.

મોરનો એક પગ તેનાં આગલાં તથા નખ સાથે લઇ, તેને, મીઠું તેલ શેર ૧, એક તપેલીમાં લઇ, તેમાં નાંખી, હાડકાં વગર બધુ ગળી જાય ત્યાં સુંધી ખુબ કકડાવવુ; ને જ્યારે એ તેલ મેસ જેવું કાળું થાય ત્યારે તપેલી ચુહુલા ઉપરથી હેઠળ ઉતારી, તેને ઠંડું પાડી, કપડાંથી ગાળી લઇ, કાચના બુચની એક સીસીમાં ભરી રાખવું; જ્યારે જરૂર પડે ત્યારે એથી ત્રણ ટીપાં દહાડામાં બે ત્રણ વખત કાનમાં નાખવાં; તેથી આરામ થશે.

## ઈલાજ ૮ મો.

### કાનમાં ચસકા મારતા હોય ને કાનની આસે પાસે તથા હેઠળ સોજો આવેલો હોય તેનો ઉપાય.

કડવી છરી તોલા ૨—કાળાં મરી દાણા ૨૦.

એ બેઉનો બારીક મેદા જેવા ભુકો કરી, તેને એક કલઇ કરેલાં વાસણમાં નાખી, તેમાં થોડું પાણી રેડી, તે વાસણ આતસ (ચુલા)પર મુકી, ગરમ કરવું. પછી તેને કાનની આજુબાજુએ ગરમ ગરમ ચોપડવું.

## ઈલાજ ૯ મો.

ઘોડાવજનું મુળ. સુંઠ.

એ બેઉને પાણીમાં ઘસીને તેનો ઓગાળ જ્યાં દુઃખતું હોય ત્યાં અવારનવાર ભરવાથી નરમ પડશે.

## ઈલાજ ૧૦ મો.

### કાન પાકી ચસકા મારતા હોય ને પરૂ નીકળતું હોય તેના ઉપાય.

ગલગોટાનાં ફુલ.

લઇને તેની આસેપાસેનાં બધાં ફરતાં પાંદડાં કાહાડી નાંખવાં, ને તેની વચોવચમાં જે બીજ રેહે છે અને જેને ડીરી કેહે છે, ને બચ્ચાંઓ જેને ગોટાની કેરી કરી કેહે છે અને જે ખાવામાં પણ તેઓ લે છે, તેવાં બીજ ૪૦—૫૦ કાહાડવાં. તે સઘળાં બીજને પીસી નાખવાં, અથવા ખલમાં છુંદી નાખવાં, પછી તેને એક કપડામાં મુકીને વલ દઇને જોરમાં નીચવી, તેનો રસ ઝીલી લેવો, પછી તે રસનાં ટીપાં ૨ થી ૩ દાહાડામાં એક બે વખત કાનમાં મુકવાં, તેથી પરૂ વેહેતું બંધ થશે અથવા ચસકા મારતા હશે તે મટી જશે.

## ઈલાજ ૧૧ મો.

ધુપણું તોલા ૨, લસણ કળી ૧, અજમો તોલો ॥.

અજમો તથા લસણ સાથે ખલમાં નાખી, છુંદી, તેનો માવો કરવો, પછી ધુપણાંને કલઇ કરેલાં એક વાસણમાં રેડી, તેમાં એ માવો નાખીને ચુલાપર મુકી કકડાવવું. પછી હેઠળ ઉતારી, તે તેલ કપડાંએ ગાળી લેવું, ને એક કાચના બુચની સીસીમાં ભરી મુકવું ને ખપ પડવે એનાં ૩ ટીપાં દહાડામાં ૧—૨ વખત કાનમાં મુકવાં. એ પ્રમાણે કીધાથી ફાયદો થાય છે.

## ઈલાજ ૧૨ મો.

### કાનમાં મેલ એકઠો થઈ સુકાઇ જઇ કઠણ થયો હોય, ને તેથી કાન દુઃખી અંદર ચસકા મારતા હોય તેનો ઉપાય.

તેલ મીઠું તાજું ૧ નવટાંક (તોલા ૫) લઇ, તેને કલઇ કરેલાં વાસણમાં રેડી, તેમાં લસણની કળી ૧ નાખી, તે વાસણ ચુહુલા ઉપર મુકી, તેલ કકડાવવું. પછી હેઠળ ઉતારી, ઠંડુ પડયા પછી, એક સીસીમાં ભરી રાખવું; ને ખપ પડવે તેમાંથી ૪ ટીપાં કાનમાં રેડીને અંદર રૂ દાબવો, કે બાહાર નીકળી આવે નહીં. એ પરમાણે દરરોજ દહાડામાં એક બે વખત મુકવાં, તેથી મેલ છુટો થશે. પછી સેજ ગરમ પાણી લઇ, કાનમાં પીચકારી મારી, કાન ધોવો, તેથી મેલનો જે ડુચો અંદર હશે તે બાહાર નીકળી આવશે.

પછી કાનને કપડાંથી નુછી સાફ કરવો; ને ઉપલાં તેલનાં ટીપાં રેડવાં. કાનમાંથી મેલ કાહાડવા કોઇબી જાણુસ લઇ કાન મુદલ કોતરવો નહીં. પણ ઉપર લખ્યા પ્રમાણે સેજ ગરમ પાણીની પીચકારી અંદર મારવી તેથીજ ફાયદો થશે. પીચકારી સીવાય બીજી કોઇ રીત વાપરવી નહી.

## ઈલાજ ૧૩ મો.

## કાન ઘણો દુખીને અંદર ચસકા મારતા હોય અથવા વેહેતો હોય તેનો ઉપાય.

આંબા હળદ તોલો ૧, ઘોડાવજ સુકી તોલો ૧, સુંઠ તોલો ૦।, ફટકી તોલો ૦।.

એ ચારે જણસોને પાણીમાં ઘસીને એકરસ કરવી. પછી કલઇ કરેલી તપેલીમાં નાખી, આતસ ઉપર મુકી, ગરમ કરી, જ્યાં બાહારથી દરદ થતું હોય અથવા સુજેલું હોય, તે ઉપર સેહેતું સેહેતું જાડું જાડું લગાડીને સુકાવા દેવુ, તેથી સોજો ઉતરી જશે.

થોડોવાર પછી પીચોરીનો પાલો, ડાંખરાં ને બીજ સાથે લઇને, તેઓને પાણીમાં ઉકાળવાં. ને તેની વરાળ કાનના વેહેમાં પોંહોચે તેમ આપવી.

અગર જો પીચોરીના પાલાના બાફથી કાનનો દુખાવો નરમ નહીં પડે તો નીચલો ઉપાય કરવોઃ—

કાંસકીનો પાલો તોલા ૨, મેથી તોલો ૧.

એ બેઉને બસેર પાણીમાં નાખીને ઉકાળવાં, ને તેનો બાફ લેવો.

અગર એ પાલો વજનમાં વધારે લઇ, તેને ચાળણીમાં મુકી, ખળખળતું પાણી તેમાં રેડી, તેનો કાનમાં બાફ આપવો, ને પછી તેજ પાલાની લેપડી બાહાર બાંધી લેવી.

## ઈલાજ ૧૪ મો.

## કાન અંદરથી પાકીને પરૂ વહેતું હોય અથવા અંદર ચસકા મારતા હોય અથવા બાહારથી સુજી આવેલો હોય તેનો ઉપાય.

ચોધારીનો વેલો. જે હરએક મોટાં ઝાડ ઉપર ચહડે છે ને જે વેલાને ૪ ધાર હોય છે અને જે ઇંચ ૬ થી ૮ જેટલો લાંબો હોય છે અને જે ચઢયા પછી પાછો વચમાં ગાંઠ થઇ ચઢયા કરે છે તથા જે ખાધામાં આવતો નથી; તે ચોધારીનો કટકો ૧ લેવો, ને તેને આતસ ઉપર થોડો વખત

મુકી ગરમ કરવો, તેથી તે નરમ થાશે. પછી બહાર કાહાડીને જરા (ઠંડો) ફૂકો પડે ને કાનના વેહ આગળ ધરી, તેને હાથવડે મરડી, તેના રસનાં ૫–૭ ટીપાં કાનમાં નાખવાં. એ પ્રમાણે દાહાડામાં ૨–૩ વખત ઉપલી રીત પ્રમાણેજ ૧ કટકો લઇ, ગરમ કરી, તેનાં ટીપાં નાખવાં, એથી કાનનો દુખાવો નરમ પડશે, તથા સોજો પણ નરમ પડી પરૂ વેહેતું બંધ થશે.

## ઈલાજ ૧૫ મો.

ગલગોટાના ફુલના છોડનાં પાંદડાંને છુંદી, રસ કાહાડવો, ને કપડાંથી ગાળી લઇને સેહેજ ગરમ કરીને તેનાં ટીપાં એથી ચાર દાહાડામાં ૨–૩ વખત મુકવાં.

## ઈલાજ ૧૬ મો.

સબજાનાં પાંદડાંનો રસ કાહાડી, એક કલઇ કરેલાં વાસણમાં રેડી-ને સેહેજ ગરમ કરવો, પછી તેનાં ૩–૪ ટીપાં દાહાડામાં ૨–૩ વખત કાનમાં મુકવાં.

## ઈલાજ ૧૭ મો.

બદામનું તેલ તોલા ૨, લસણની કળી નંગ ૧.

એ બંનેને ઉકડાવવી ને તેલ ઠંડુ પાડી તેમાં ૦॥ વાલ અફીણ ભેળવવું ને બરાબર એકરસ કરવું. પછી તેનાં ટીપાં ૨–૩ કાનમાં દહાડામાં ૨–૩ વખત નાંખવાં.

## ઈલાજ ૧૮ મો.

કાળું નીમક લઇ, તેને ઠીકરાં ઉપર નાખીને સેકવું ને કપડાંમાં મુકી, જ્યાં બહાર કાન આગળ સોજો હોય ત્યાં સેક કરવો અથવા સોજાપર બાંધી લેવું.

## ઈલાજ ૧૯ મો.

કપુરનું તેલ લઇને કાનની આજુબાજુ જ્યાં સોજો હોય ત્યાં બહાર લગાડવું.

## ઈલાજ ૨૦ મો.

## કાન દુખીને અંદર ચસકા મારતા હોય ને બાહારથી અથવા અંદરથી સોજો આવેલો હોય તેનો ઉપાય.

ખસખસના પોસ લાવી, તેને છુંદી, બારીક મેંદા જેવી તેની ભુકી કરવી, પછી કપડાંએ ચાળી, એ ભુકીમાંથી આસરે ૨ તોલા ભુકી લઇ,

એક કલઇ કરેલા વાસણમાં નાખી, તેમાં સોજાું ગામઠી અથવા વેલાતી એરંડીઉ તેલ તોલા ૫ રેડીને, તે વાસણ ચુહુલાપર મુકવું, ને ખુબ ખદખદાવવું, ને ત્યારપછી હેઠળ ઉતારી, ૨૪ કલાક સુધી રેહેવા દેવું. પછી તે તેલને એક જાડા કપડાંનાં કટકામાં રેડીને નીચવી, ગાળી લેવું, અને કાચના બુચની સીસીમાં ભરી રાખવું. જ્યારે ખપ પડે ત્યારે એ તેલમાંથી લઇને દરદીના કાનમાં કાન ભરાઇ જાય તેટલું સુવાડીને અંદર રેડવું, ને ૧૦ મીનીટ સુધી દરદીને સુવાડી રાખવું, પછી કાનમાં રૂ દાબીને તેને ઉઠવા કેહેવું, જેથી તેલ બાહાર નીકળી પડે નહીં.

## ઈલાજ ૨૧ મો.

### કાનની બાહાર ફરતી બાજુએ સોજો ચહડેલો હોય તેનો ઉપાય.

આંબાહળદ. રસમતી.

ઉપલી બેઉ વસ્તુને જુદી જુદી પથરના ઓરસીઆ ઉપર બ્રાન્ડી દારૂ રેડીને તે સાથે ભાર દઇ ઘસવી. પછી બેઉને મેળવી નાંખવાં. (ઘસવુ તે છેક પાતળું ઘસવું નહીં પણ જાડું ઘટ રેહે તેવું ઘસવું.) પછી કાનની આસેપાસે લગાડવું તેથી સોજો ઉતરી જશે.

એ લગાડયાથી ૨ કલાક ચચરશે તથા ખેંચાશે તેની ચીંતા કરવી નહીં. એમ થવાથી ફાએદોજ થશે. પણ લગાડયા પછી ૪ કલાક સુધી ધોવું નહીં; ને જો ઘણુંજ જોર કરે તો કાચા બ્રાન્ડી દારૂમાં કપડું બોળી તે ફેરવવું, પણ પાણી જરાબી ભેળવું નહીં. તેમજ અમસથું (પાણી) લગાડવું નહીં, જો લાગશે તો રસમતી પીગળશે નહીં, ને ધોવાશે નહીં, તેથી પાણી મુદલ લગાડવું નહીં.

## ઈલાજ ૨૨ મો.

### કાન પાકી અંદરથી પરૂ વહેતું હોય ને સુજી આવી અંદર ચસકા મારતા હોય તથા આજુબાજુથી દુખતો હોય તેના ઉપાય.

ઓરતનું દુધ ચમચો ૧ લઇ, તેને ગલાસમાં રેડી, તેમાં ગામઠી નીમક બારીક કરેલું ૧ ચમટી નાખી મેલવવું. પછી ત્રણથી પાંચ ટીપાં કાનમાં નાંખવાં, તેથી ફાયદો થશે.

## ઈલાજ ૨૩ મો.

ઘોડાવજ... તોલો ૦ાા. કડવા લીમડાના પાલાનો રસ ... વાલ ૨ાા.

ઘોડાવજને છુંદી, બારીક મેદા જેવી કરી, એક કલઇ કરેલાં વાસણમાં નાખવી. પછી લીમડાના પાલાનો રસ અને મીઠું તેલ તોલા ૩ તેમાં રેડી, ચુહુલા ઉપર મુકીને રસ તમામ બળી જાય ને ફકત તેલ અંદર રહે. ત્યાં સુધી ઉકાળવું. પછી હેઠળ ઉતારી, ઠંડું પડયા પછી, કપડાંએ ગાળી લઇને કાચના બુચની સીસીમાં ભરવું; ને ખપ પડે ત્યારે ૩ ટીપાં કાનમાં નાંખવાં. એમ દહાડામાં બે વખત મુકવાં.

## ઈલાજ ૨૪ મો.

ઉપલેટ......તોલા ૨, ઘોડાવજ...... તોલા ૨, સુવા...... તોલા ૨.

ઉપલી ત્રણે જણસોને સાફ કરી, લોખંડની ખલમાં છુંદી, બારીક મેદા જેવી કરી, તેને કલઇ કરેલાં વાસણમાં નાખીને તેમાં તેલ મીઠું શેર ૦ા (પા) રેડીને ખુબ ઉકાળવું. પછી હેઠળ ઉતારી, ઠંડું પાડી, એક કપડાંએ ગાળી લેવું, ને તેને કાચના બુચની સીસીમાં ભરી રાખવું, ને ખપ પડે તે વખતે એ તેલનાં ૩ ટીપાં દહાડામાં બે વખત કાનમાં નાંખવાં.

## ઈલાજ ૨૫ મો.

જવ તોલો ૦ાા, મીઠું તેલ શેર ૦ા (પા) તોલા ૭.

કડવા લીમડાના પાલાનો રસ શેર ૦ા (પા) તોલા ૭.

જવને બારીક મેદા જેવો કર્યા પછી, એ ત્રણે ચીજને કલઇ કરેલા વાસણમાં નાંખી, તે વાસણ ચુહુલા ઉપર મુકીને લીમડાનો બધો રસ બળીને ફક્ત તેલ રહે ત્યાંસુધી કકડાવવું. પછી હેઠળ ઉતારી, ઠંડુ પડે ને કપડાંએ ગાળીને કાચના બુચની સીસીમાં ભરી રાખવું, ને જ્યારે ખપ પડે ત્યારે એ તેલનાં ૩ ટીપાં દહાડામાં ૨ વખત કાનમાં મુકવાં.

## ઈલાજ ૨૬ મો.

ટીંકચર એનઆઇન કમપાઉન્ડ, ટીંકચર બાલસમ કમપાઉન્ડ.

એ બે દવામાંથી જે તે એક દવા એક ઔંસ મંગાવી, તેમાંથી ૩ ટીપાં દરરોજ દાહાડામાં બે વખત કાનમાં મુકવાં ને અંદર રૂ રાખવો.

## ઇલાજ ૨૭ મો.

### કાન બેહેરો થયો હોય તેના ઉપાય.

મીઠું તેલ શેર ૦। (તોલા ૭), સમુદર ફીન વાલ ૪, લવંગ વાલ ૪.

સમુદર ફીન તથા લવંગને છુંદી, બારીક મેદા જેવી કરી, તેને કલઇ કરેલાં વાસણમાં નાંખી, અંદર તેલ રેડી, ચુહુલાપર મુકી, ખુબ કકડાવવું, ને પછી હેઠળ ઉતારી, ઠંડુ પાડી, કપડાંએ ગાંળી, કાચના બુચની સીસીમાં ભરી રાખવુ. તે તેલનાં ટીપાં ૩ દહાડામાં બે વખત કાનમાં મુકવાં.

## ઇલાજ ૨૮ મો.

ગાયનું મુતર શેર ૫, અજમો શેર ૧.

એ બંનેને એક વાસણમાં મેળવી, ઉકાળવાં ને જ્યારે શેર ૦। રહે ત્યારે તેને કપડાંથી ગાળીને એક સીસીમાં ભરી રાખવું. પછી બેહેરાં માણસના કાનમાં ટીપાં ૨ થી ૩ સુધી નાખવાં. એ પ્રમાણે આરામ થતાં સુધી નાખ્યા કરવાં.

## ઇલાજ ૨૯ મો.

### કાનમાં સોજો આવ્યો હોય તેનો ઉપાય.

નગોડના અથવા કડવા લીમડાનાં ઝાડના પાલાને લાવીને પાણીમાં ઉકાળવો. પછી તે પાણીનો સેક ફલાનેલનું કપડું તે પાણીમાં ભીજવી નીચવીને કાનની આજુબાજુએ જ્યાંબી સોજો હોય તે ભાગ ઉપર કરવો. તેથી સોજો ઉતરી જશે.

## ઇલાજ ૩૦ મો.

### કાનમાં અંદર સોજો આવ્યો હોય ને ચસકા મારતા હોય તેનો ઉપાય.

કડવા લીમડાનાં પાંદડાંને છુંદીને તેનો રસ તોલા ૨ કાહાડવો, ને તેમાં મધ તોલો ૦॥ મેળવી, સેહેજ ગરમ કરી, તેમાંથી ચાર પાંચ ટીપાં કાનમાં નાંખવાં, એથી કાન દુખતો નરમ પડશે.

## ઇલાજ ૩૧ મો.

### કાનની બાહારની બાજુએ સોજો ઘણો જોરમાં હોય ને તેથી આસપાસનો ભાગ લાલ થયો હોય તેનો ઉપાય.

ગુલે અરમાનીને લાવી, છુંદી, બારીક મેદા જેવી કરી, ઠંડાં પાણીમાં મેળવવી ને તે કાનની આસેપાસે જ્યાં સોજો હોય ને લાલ થયું હોય તે જગા ઉપર ભરવું.

## ઈલાજ ૩૨ મો.

## કાન અંદરથી દુખતો હોય અને ચસકા મારતા હોય તથા પરૂ વહેતું હોય ને તેથી બેહેરો થયો હોય તેનો ઉપાય.

ઘોડાની તાજી લીંદ રાતે પડેલી હોય તે સવારના એકઠી કરી, તેને હાથવડે ભાંજી, ભુકો કરી, જાડાં કપડાંમાં નાંખી, દાબી, નીચવી કાઢી, તેમાંથી જેટલું પાણી નીકળે તે ઝીલી લેવું, ને તે પાણીમાંથી ૦। શેર પાણી લઇ, તેમાં સફેદ તલનું તેલ ૦। શેર રેડીને કલઇ કરેલા વાસણમાં નાંખી, ચુહુલાપર મુકવું; ને લીદનું પાણી બળી રહે ત્યાંસુધી રાખી, પછી તે વાસણ ચુહુલા ઉપરથી હેઠળ ઉતારવું; ને કપડાંએ ગાળી લઇ, એક કાચનાં બુચની શીશીમાં તે તેલ ભરી રાખવું ને જ્યારે ખપ પડે ત્યારે એ તેલનાં ૨ ટીપાં કાનમાં નાંખવાં.

## ઇલાજ ૩૩ મો.

સાલીડ તેલ ઔંસ ૪, ધુપણું સોજામાંનું શેર ૦। (પા), નગોડનાં ઝાડની કુમળી પાંદડી શેર ૦।, માંઢળ લીલું (હીંદુ લોકો પરણતી વખત હાથે બાંધે છે) તે નંગ ૧, સુકા મોવડાં દાણા ૬, ઝીણી કોડી રંગે જરા લીલી નંગ ૪.

એ સઘળાં વસાણાં મધ્યેથી કોડીને વાટી, મેદા જેવી કરી, સીસીમાં ભરી રાખવી.

સાલીડ તેલને કલઇ કરેલાં વાસણમાં નાખી, તેમાં ધુપણું તથા નગોડની પાંદડી, તથા મીંઢળ, તથા સુકાં મોવડાં, (મોવડાં તથા મીંઢળને છુંદવાં નહીં) તથા કોડીની ભુકીમાંથી ચોથો ભાગ, એ સરવે ભેલી, તે તપીલીને લોઢાંની આરણી (માંચી) ફુટ ૦॥ થી ૧ ઉંચાઇવાળી હોય તે ઉપર મુકવી.

પછી સારૂં સોજું ઘી સુરતી શેર ૧। કલઇ કરેલા કાંસીઆમાં લઇ, કપડાંનો એક કાકડો બે અંગોઠા જેવડો જાડો વાંસની સળીમાં વીટીને બનાવવો અને તેને ઘીના કાંસીઆમાં ઉભો રાખવા સારૂ કાદવના વાસણની ઠીકરી રૂપિઆ જેવડી ગોળ બનાવવી, તેમાં વચ્ચે એક છેદ પાડી, તેમાં તે

કાકડા ખોસી, કાંસીઆમાં મુકવો અને તેને સળગાવી, જે તપીલી લોહાની આરણી (માંચી) ઉપર મુકી છે, તે નીચે તપીલીનાં તળીઆંથી એક આંગળ નીચે ધીમી આંચ લાગે તેમ ઘી બળી રહે ત્યાંસુધી મુકી રાખવો કે જેથી તપીલીને તાપ લાગી, તેમાંનું ધુપણું તથા બીજાં વસાણાં ઉકળે.

એથી તપાલીમાંનું ધુપણું બળી, અરધો ભાગ રહેશે, તે હેઠળ ઉતારી, ઠંડુ પડયા પછી તેમાંથી ચમચા વડે મીંઢળ ને મોવડાં કહાડી લઇને, તે તેલ કપડાંએ ગાળી, કાચનાં બુચની સીસીમાં ભરી રાખવું, ને ખપ પડે ત્યારે એ તેલમાંથી ૨–૩ ટીપાં દહાડામાં બે વખત કાનમાં નાંખવાં.

ઉપલાં તેલથી ઘણો ફાયદો થાય છે, અને જો બેહેરપણુ હશે તો તે પણ મટી જશે.

## ઈલાજ ૩૪ મો.

### કાનમાં કાનકચુરો પેઠો હોય તેના ઉપાય.

ગોસ્ત (માંશ) સારૂં સોજું લાવીને તેનો ખીમો કરવો, પછી તેમાં સારો ખુશબોઇદાર ગરમ મશાલો નાખીને જેમ ખાવાને સારૂ ખીમો પકાવે છે, તેજ મીસાલે પકાવવો. પછી એ ખીમો રાંધેલી તપીલી પેલા માણસનાં કાન આગળ ધરવી. એવી રીતે કે, પેલી બધી ગરમ ગરમ વરાળ કાનમાં પેસે. એમ કીધાથી પેલો કાનમાં ગયલો કાનકચુરો ખુસબોઇના સબબથી બાહાર નીકળી આવશે. એ ખીમો કોઇના ખાધામાં લેવો નહીં; પણ જમીનમાં ખાડો ખોદીને તેમાં દાટવો.

## ઇલાજ ૩૫ મો.

ગાયનું ઘી સોજું તાજું લઇ, જરા ગરમ કરીને કાનની અંદર ૨ થી ૩ ટીપાં મેલવાં, જેથી કાનકચુરો બહાર નીકળશે.

## ઇલાજ ૩૬ મો.

### કાનમાં બગાઇ પેસે તેનો ઈલાજ.

લીંબુનાં રસનાં કાનમાં ટીપાં મુકવાં તેથી બગાઇ બહાર નીકળી જશે.

## ઇલાજ ૩૭ મો.

### કાનમાં માંકડ જાય તેનો ઈલાજ.

મધ સોજું લઇને તેનાં ટીપાં ૪ થી ૫ અંદર નાંખવાં.

## ઈલાજ ૩૮ મો.

### કાનમાં ચસકા મારતા હોય તેના ઈલાજ.

વાવડીંગ તોલો ૧, અજમોદ તોલો ૧, લસણ કળી ૦।, તેલ મીઠું શેર ૦॥.
વાકુંબા તોલો ૧, વજ તોલો ૧, લીમડાનાં પાંદડાં તોલા ૩.

એ બધાં વસાણાંને ખોખરાં કરી, તેલ શેર ૦॥ માં ચુલા ઉપર ઉકાળવાં ને જ્યારે તેલ નવટાંક રહે, ત્યારે ઉતારી, તેને સારાં ઝીણાં કપડાંએ ગાળો કહાડી, તે તેલમાંથી ટીપાં ૪ કાનમાં નાંખવાં.

## ઈલાજ ૩૯ મો.

કોડી બાળીને રાખ કરવી, પછી ટંકણખાર, ફુલવી, વાટીને એઉને સરખે ભાગે લેઈને, તે ભુકો કાનમાં થોડો નાંખી, ઉપર લીંબુનાં રસનાં ટીપાં ૫ રેડવાં. એ રીતે દીન ૭ દવા નાંખવી.

## ઈલાજ ૪૦ મો.

મરી ગયલો વીંછુ, મીઠું તેલ તોલા ૧૦ માં નાખી, તે તેલ ઉકાળવુ, પછી તેલ અરધું રહે, ત્યારે ઉતારી, થંડું પડવા દેવું, અને તેને કપડાંથી ગાળી લેવું, ને એક સીસીમાં ભરી મુકવું. પછી તે તેલનાં બેથી ત્રણ ટીપાં કાનમાં નાખવાં. એ પ્રમાણે બે ત્રણ વખત નાખવાં. એથી ચસકા મારતા તુરત બંધ થશે.

## ઈલાજ ૪૧ મો.

આકડાનાં પાકેલાં પાનને ઘી લગાડીને અગની ઉપર સેકવાં, પછી તેને છુંદી, રસ કાહાડી, કપડાંથી ગાળી લઇ, તે રસનાં ટીપાં ૨ થી ૩ કાનમાં નાંખવાં. એ પ્રમાણે થોડા દહાડા નાખ્યા કરવાં.

## ઈલાજ ૪૨ મો.

સુંઠ, દેવદાર, હીંગ, વજ.

એ સરવે વસાણાંને એકેક તોલો લેવાં, ને તેનો ભુકો કરી, તેને તેલ મીઠું તોલા ૩૦ થી ૪૦ માં નાખીને ધીમી આંચે ઉકાળવું. ઉકાળીને ૦। ભાગ રહે એટલે ઉતારીને કપડાંથી ગાળી લેવું, ને કાચની સીસીમાં ભરી રાખવું ને તેમાંથી ૨-૩ ટીપાં દીવસમાં એક વખત કાનમાં નાખવાથી ચસકા મારતા બંધ થશે.

## ઇલાજ ૪૩ મો.

બકરીનાં મુતર શેર ૦| માં સીંધાલુણ તોલા ૨ નાંખીને તેને એકવત કરીને કપડાંથી ગાળીને કાનમાં ટીપાં ૩ થી ૪ દહાડામાં એક વખત નાખવાં.

## ઇલાજ ૪૪ મો.

ટંકણખાર ફુલવી, તેને ભુકો કરી, થોડો કાનમાં નાખવો.

## ઇલાજ ૪૫ મો.

બદામનું તેલ કહાડીને તેનાં ટીપાં કાનમાં ૩ થી ૪ દીવસમાં એક વખત નાખવાં.

## ઇલાજ ૪૬ મો.

### કાનમાંથી પરૂ વેહેતું હોય તેના ઇલાજ.

કોડીને બાળીને તેની રાખ કાનમાં નાખીને ઉપર લીમડાનાં રસનાં ટીપાં ૪ નાખવાં એથી પરૂ બંધ થાય છે.

## ઇલાજ ૪૭ મો.

સીંદુર વાલ ૫ એટલે બેઆની ભાર, મધ તોલો ૧.

એ બંનેને મેળવીને કાનમાં ૪ થી ૫ ટીપાં દીવસમાં એક વખત નાખવાં. એથી પરૂ નીકળતું બંધ થાય છે.

## ઇલાજ ૪૮ મો.

ફટકીને ફુલવી, તેની ભુકી કરીને, તેને પાણીમાં મેળવીને, તેની પીચકારી કાનમાં મારવી, તેથી કાન સાફ થશે.

## ઇલાજ ૪૯ મો.

સમુદ્ર ફળ તથા સમુદ્ર ફીણ એ બંધે મળીને વાલ ૧ લેવું ને તેને ઓરતના દુધમાં મેળવીને કાનમાં ૪ થી ૫ ટીપાં મુકવાથી કાન દુખતો તથા વેહેતો હોય તથા પરૂ નીકળતું હોય તે સર્વેને ફાયદો કરે છે.

## ઇલાજ ૫૦ મો.

ગલગોટાનાં ફુલને છુંદીને તેના રસનાં ટીપાં ૫ કાનમાં નાખવાં એથી પરૂ નીકળતું બંધ થાય છે.

## ઇલાજ ૫૧ મો.

ઝાડના પાલાનો રસ કાનમાં ૩ થી ૪ ટીપાં નાંખવાથી પરૂ નીકળતું બંધ થશે.

### ઈલાજ ૫૨ મો.

**કાન દુઃખી અંદર ચસ્કા મારતા હોય તેનો ઇલાજ.**

લીંબડાનાં પાંદડાંનો રસ તોલા ૨, ઘોડાવજ તોલો ૦ાા, મીઠું તેલ શેર ૦।.

પ્રથમ ઘોડાવજને ખાંડી, ભુકો કરવો. પછી એ ત્રણેને સાથે મેળવી, ચુલા ઉપર મુકી ઉકાળવું ને લીંબડાનાં પાંદડાંનો રસ બળી રહે ત્યાં વેર ચુલાપર રાખી, પછી હેઠે ઉતારી, તેલ કપડાંએ ગાળી કાઢવું ને એક સીસીમાં ભરી રાખવું; અને ઉપલાં દરદવાળાને બેચાર ટીપાં કાનમાં અવાર નવાર મુકવાથી સારૂં થશે.

---

## કીડના ઉપાય.

**કારણ**—એ રોગ પગનાં તથા હાથનાં આંગળાંમાં અને શરીરના હરકોઈ ભાગ ઉપર પણ થાય છે, તથા પગ આખો દિવસ ઘણો વાર બેસી જુલતો રાખ્યાથી હાથ ને પગનું લોહી ઉપરથી હેઠે ઉતરી જમાવ થાય છે તેમાંથી થાય છે; તથા પગના વીરામાં પરસેવો પડયો હોય ને સાફ નહી કીધો હોય, તેથી તેમાં જીણા જંતુઓ પેદા થઇ, વીરા ફાટી કીડ થાય છે, ત્યારે એટલું ખજવારાય છે કે લોહી પણ નીકળે છે, ને ત્યાંથી ચામડી ઉખડી જાય છે અને અગન બળે છે. એ રોગ ઘણું કરીને મરચાં, ખટાશ વધારે ખાનારને થાય છે; તેના ઉપાય.

### ઈલાજ ૧ લો.

ખાખાવરખી જેને સતાનારી અથવા ઉતકંતારી અથવા ફરંગી ધતુરો અથવા દારૂરી પણ કહે છે, તેની સીંગનાં કાળાં સુકાં બી રાઇના દાણા જેવાં થાય છે તે બી, ૧ તોલાને આસરે લઈ, છુંદી, બારીક મેદા જેવી ભુકી કરવી. પછી એરંડીઉ તેલ તોલા ૫૦ એક કલઈ કરેલી તપીલીમાં લઈ, તેમાં એ ભુકી મેળવી, બે દીવસ સુધી બોળી રાખવી; પછી એ તપીલી ચુલ્હુલા ઉપર ધીમા આતસની આંચે આઠ કલાક રાખવી, તેટલો વખત અવારનવાર લાકડીના કટકાએ એ તેલ હીલવ હીલવ કર્યાં કરવું, પછી ચુલ્હુલા ઉપરથી હેઠળ ઉતારી, ઠંડું પાડી, કપડાંએ ગાળી લેવું, ને એક બાટલીમાં ભરી રાખવું, ને

જે જગાપર કીડ થતી હોય તે ભાગપર રાત્રે અથવા બીજે વખતે એ તેલ થોડું લઇને ચોળી ચોળીને લગાડવું.

## ઈલાજ ૨ જો.

અમલસાડો ગંધક...... તોલા ૩, શાકર.............. તોલો ૧.

એ બેઉને બારીક મેદા જેવાં કરીને પાણીમાં મેળવી, શરીરના જે ભાગ ઉપર કીડ થતી હોય તે ભાગને પેહેલાં જરા ધવડી, એ મેલવણીવાળું પાણી લગાડવું, તેથી દરદીને ફાયદો થશે.

## ઈલાજ ૩ જો.

કીડીઓ કપુર બારીક મેદા જેવો કરેલો. તોલો ૧, તેલ સુખડનું ઉંચું. તોલા ૧૦.
હરડું ઘસી તેનો ઓગાળ.......... તોલો ૧, ગંધક.......... તોલા ૪.

ઉપલી જણસોને સુખડના તેલ સાથે બરાબર મેળવી, ને ચપુ અથવા બાટલીમાં તેલ ભરી રાખવું ને જે ભાગ ઉપર કીડ થતી હોય તે ભાગપર લગાડવુ ને સારી પેઠે મસળવું. ૨–૪ કલાક પછી કુકાં પાણીથી નાહીને શરીર સાફ કરવું.

## ઈલાજ ૪ થો.

કુંવાડીઆના છોડવા થાય છે તેની સીંગમાં મેથી જેવાં બીયાં થાય છે. તે બીયાં સુકાં થોડાંએક લઇ, તેને વાટી, બારીક મેદા જેવાં કરી, મીઠાં તેલમાં અથવા કોઇ બીજા તેલમાં મેળવી, ખુબ કકડાવી, પછી ઠંડું પાડીને શરીરના જે ભાગ ઉપર ખુજલી–કીડ થઇ હોય, તેની ઉપર તે તેલને સારી પેઠે મસળીને લગાડવું. એ પ્રમાણે લગાડવાથી કીડ મટી જશે.

## ઈલાજ ૫ મો.

ગોલાબનું પાણી...... તોલા ૫, કારબોલીક આસીડ...... તોલો ૦ા.
ગલીસીરીન............ ઔંસ ૨.

એ ત્રણે જણસને મેળવી, એકરસ કરવી, ને બાટલીમાં ભરી રાખવી, ને જે ભાગ ઉપર કીડ લાગતી હોય તે ઉપર એ મેલવણીવાળી દવા લગાડવી.

## ઈલાજ ૬ ઠ્ઠો.

ઘોડાનું મુતર (ઘોડો તબેલામાં ઘણા વખતનો બાંધેલો હોય ને તે ત્યારપછી પીસાબ કરે તે) બાટલીમાં ભરી રાખવું, ને એક કપડાંનો કટકો

લઇ, તે મુતરથી થોડો ભીજવવો ને જે જગાપર કીડ થતી હોય તે જગા ઉપર એ કટકાથી લગાડવું. એમ લગાડવાથી ઘણું ચચરશે ને નહીં ખમાય તેમ થાશે, તેની કાંઇ ચિંતા નહીં. બે કલાક થયા પછી ઠંડા પાણીથી સાબુ લઇ અથવા અરીઠાનું ફીણ કહાડી, શરીર ધોહી સાફ કરી નાખવું. એ પ્રમાણે એ ત્રણ દીવસ લગાડવું, તેથી કીડ મટી જશે.

## ઇલાજ ૭ મો.

આસીડ સાલીસીલીક ાા દરામ (Acid Calacylic ½ drachm).
આસીડ કરીસોફેનીક ાા દરામ (Acid Chrysophanic ½ drachm).
આસીડ બોરાસીનો મલમ એક ઔંસ. (Ungt. Acid Boraci 1 oz.).

ઉપર લખેલી દવા બધી અંગરેજી છે ને ડાકટરના દવાખાનામાં અથવા જે વેલાતી દવા વેચે છે તેની દુકાન ઉપર મળે છે.

ઉપલી દવાનો મલમ બનાવી આપશે, તે મલમ કીડ અથવા ખુજલી થઇ હોય તે ઉપર લગાડવો.

## ઇલાજ ૮ મો.

તેલ કોપરેલ સોજું રતલ ૧, બરાસ કપુર તોલો ાા.
ચણોતીના ઝાડનાં લીલાં પાંદડાં રતલ ૩ લઇને છુંદીને તેનો જેટલો રસ નીકળે તેટલો રસ લેવો.

ઉપલું કોપરેલ તેલ અને ચણોતીનાં પાલાનો રસ એ બેઉને એક કલઇ કરેલી તપેલીમાં નાખી ને ચુલુલાપર મુકી ગરમ કરવું ને પાણી (પાલાના રસનું) બળી જાય, ને ફકત તેલ અંદર રહે ત્યાંસુધી બાળવું. પછી ચુલુલાપરથી હેઠળ ઉતારી ઠંડુ પડયા પછી ઉપલો કપુર એક ખલમાં નાખી એ તેલ થોડું થોડું રેડીને તેમાં મેળવી નાખવો, ને પછી ૧ બાટલીમાં ભરવું ને તે બાટલી ૧–૨ દીવસ સુધી તડકે મુકવી. પછી લઇ લેવી. તે મેળવણી કીડ ઉપર મસલવી–એ તેલ હાથવડે લગાડ્યા પછી થોડો ચણાનો આટો ને અરીઠાનું ફીણ એ બેઉ મેળવીને હાથપર લગાડીને ધોવું.

## ઇલાજ ૯ મો.

બોદા પથર જેને બોદાસીંગ અથવા બોદાસંગ પણ કહે છે તે લેવી; તથા કાથો સફેદ (પાનમાં ખાવાનો) એ બેઉને પાણીમાં અથવા ગોલાબમાં

સરખે વજને ઘસી એમાં તેલ મીઠું અથવા કરડીનું અથવા દોધીનું અથવા સાલીડનું મેલવવું, ને બરાબર એકરસ કરવું, ને મલમની માફક બનાવવું, ને જ્યાં કીડ–ખુજલી થઇ હોય તે ઉપર લગાડવું. જો એ મેલવણીવાળો મલમ નરમ હોય ને બરાબર લાગતો નહીં હોય, તો એ મેલવણીમાં થોડું મીણ લઇ તેને ગરમ કરી તાવવું ને તેલમાં રેડવું. તેથી જાડો મલમ થશે તે લગાડવો.

## ઇલાજ ૧૦ મો.

હળદરની બારીક ભુકી કરી તેમાં કાંદાનો રસ તથા જરા પાણી રેડીને બધું એકરસ કરવું, ને જે જગા ઉપર કીડ થઇ હોય અથવા ખુજલી હોય તે જગા ઉપર લગાડવું.

## ઇલાજ ૧૧ મો.

બાવળનાં ઝાડનાં કુમળાં પાંદડાં તોલા ૨, કપુર તોલો ૦૧.

એ બેઉ ચીજને પથ્થરના પાટા ઉપર સેજ પાણી સાથે વાટી મલમ બનાવવો, ને તેમાં વાળો (જેની ગરમીના દહાડામાં ટટ્ટી કરી પાણી છાંટે છે તેથી ઠંડક થાય છે ને સુગંધી આવે છે તે) તોલો ૧ વાટી મેળવવો. પછી તે મલમ કીડ ઉપર લગાડ્યા કરવો. તેથી કીડ તદન નરમ પડી જશે.

## ઇલાજ ૧૨ મો.

બાવળની સુકી છાલ રતલ ૩ લઇને તેને એક મોટી તપીલીમાં નાંખવી, ને તેમાં પાણી શેર ૨૦ રેડીને સારી પેઠે ઉકાળવું. ઉકળતાં અરધું પાણી બળી રહે પછી ચુહુલાપરથી હેઠળ ઉતારીને ઠંડુ પાડવું. પછી જો પગનાં આંગળાંમાં કીડ હોય, તો તે પાણીમાં પગ બોળવા ને બદનના બીજા ભાગ ઉપર જ્યાં કીડ લાગતી હોય, તે ભાગ ઉપર એ ઉકળેલા પાણીમાં કપડું બોળીને તેની ઉપર ચોપડવું, અથવા જરૂર પડે તો એજ પાણીથી નહાવું. તેથી કીડ, વવરાટ, ખુજલી વગેરે ચામડીનાં દરદો મટી જાય છે.

બાવળની છાલનાં પાણીથી નહાવાથી નેસ મજબુત થાય છે.

## ઇલાજ ૧૩ મો.

કીડીઓ કપુર. ... તોલો ૧, કલઇ સફેદો. ... તોલો ૧.

સીપીચન... ... ,, ૦॥, માખણ ... રતલ ૦૧.

પ્રથમ કીડીઆ કપુરને તથા કલઇ સફેદાને તથા સીપીચનને એક ખલમાં નાખી ખલ કરી મેળવવી. પછી માખણને એક થાલીમાં મુકીને

સાત વખત પાણીએ ધોહી નાંખવું; ને ઉપલી ખલમાં તે માખણ નાંખી મળી જાય, તેમ ઘુંટ્યા કરવું. પછી એક કોરીનાં ચપુમાં તે મલમ ભરી રાખવો, ને ખપ પડે ત્યારે કીડ, ખુજલી, કોહોવાટ, રસી વગેરે ચામડીનાં દરદો ઉપર એ મલમ ચોળીને ભરવો, તેથી કીડ, વવરાટ, ખુજલી વગેરે મટી જાય છે અને સુકવી નાંખે છે.

(ઉપલો મલમ બનાવીને અજમાવેલો છે ને ફાયદો થાય છે.)

## ઈલાજ ૧૪ મો.

કરમદીનું ઝાડ જે ઉપરનાં કરમદાં ખાવામાં આવે છે તેનાં મુળીઆં કહાડી પાણીમાં ઘસી લગાડવાથી કીડ નરમ પડશે.

## ઈલાજ ૧૫ મો.

ચુનો કળીનો તથા એરંડયું તેલ એ બેઉને મેળવી મલમ બનાવવો, ને જ્યાં કીડ લાગતી હોય ત્યાં અવારનવાર ચોપડવાથી કીડ મટશે.

## ઈલાજ ૧૬ મો.

અરીઠાને ભાંજી ઠળીયા કહાડી નાંખી તેનો માવો ગરમ પાણીમાં એક કલાક સુધી ભીજવી રાખવો, ને તે પછી તેને હાથે ચોળી ફીણ કહાડવું, ને તે ફીણ પગનાં અથવા હાથનાં આંગળાંમાં અથવા જ્યાં કીડ થઇ હોય ત્યાં ચોપડવું, ને એક કલાક સુકાવા દેવું. પછી કેસુડીના સુકાં અથવા લીલાં ફુલને પાણીમાં ઉકાળી તે પાણી ગાળી લઇ તે જગાએ ધોવું. એમ ચાર પાંચ દહાડા કરવાથી કીડ નરમ પડશે.

વળી અરીઠાના માવાને વાટી કપડછંદ કરી તેમાં ઘી તથા મીણ મેળવી ઉકાળી મલમ બનાવી ભરવાથી પણ કીડ નરમ પડશે.

## ઈલાજ ૧૭ મો.

કોકમનું ઘી ...... તોલા ૨॥, મીણ પીળું ...... તોલા ૨॥.

એ બેઉને સાથે ઉકાળીને પછી કપડાંવડે ગાળી કહાડવું. ને તેમાં અરીમનું તેલ આઉંસ ૧ નાંખી બધાંને એકરસ કરી મલમ બનાવવો, ને જ્યાં કીડ લાગતી હોય ત્યાં લગાડવો. એથી કીડ નરમ પડશે.

## ઈલાજ ૧૮ મો.

ટંકણખારને ખુંદી પાણીમાં મેળવી જે જગા ઉપર કીડ થઇ હોય ત્યાં તે પાણી ભરવાથી કીડ નરમ પડશે.

## ઇલાજ ૧૯ મો.

મોગરાનું તેલ તોલો ૧, લીંબુ ખાટાનો રસ તોલો ૧.

એ બેઉ જણસોને મેલવીને હાથ પગનાં આંગળાંનાં વીરા ફાટા હોય, ને વવરાટ થતી હોય ત્યાં ૩, ૪ દીવસ લગાડી ખુબ પચાવવાથી કીડ નરમ પડશે.

## ઈલાજ ૨૦ મો.

સુખડનું તેલ તોલો ૧, લીંબુ કાગદીનો રસ તોલા ૩.

એ બેઉ જણસોને મેળવી કીડવાળી જગ્યાએ ભરવાથી કીડ નરમ પડશે.

## ઈલાજ ૨૧ મો.

ગજકરણના પાલાનો માવો કરી કીડવાળી જગા ઉપર ભરવાથી નરમ પડશે

## ઈલાજ ૨૨ મો.

સુખડનું તેલ લગાડવાથી કીડ મટી જશે.

## ઈલાજ ૨૩ મો.

### કીડનું દરદ લોહી બગડવાથી થાય છે તે લોહી સુધારવાના ઇલાજ.

સુકાં આમળાં જે ઝીણાં સુરતી બોર જેવાં આવે છે, તેની છાલને બારીક છુંદી તેમાંથી તોલો ૦॥ લઇ દરરોજ સવારમાં પાણી સાથે ફાકવાથી લોહી સુધરી કીડ નરમ પડશે. કીડ મટે ત્યાં સુધી એ દવા ચાલુ રાખવી.

## ઈલાજ ૨૪ મો.

ઉનાફ સારાં ઇરાની ઠલીઆ સાથનાં નંગ ૩૦, સીપીસતાન નંગ ૪૦. ગુલે નીલોફર તોલા ૫, વરીઆળી ખોખરી કરેલી તોલા ૭, પીળી હરડેનું દળ તોલા ૩, સાંથરા તોલા ૫, બીસફાએજ તોલા ૭, બેકકેબરે તોલો ૦॥, અનીસુ તોલા ૫, ગોલાબનાં ફુલ તોલા ૧૫, ગુલેબનફશા તોલા ૫.

એ સઘળાં વસાણાંને ખોખરાં કરીને ખુબ ખખળતાં પાણી રતલ ૪ માં રાતના સાત વાગાથી ભીજવીને ઢાંકણું ઢાંકી રાખવું, ને સવારના ૬ વાગે ચુલા ઉપર મુકી ધીમી આંચે ઉકાળવું, ને ૦। ભાગ પાણી રહે એટલે હેઠે ઉતારી ઠંડું પાડી કુચા સાથે ખુબ ચોળી ગાળીને નીચવી કાઢવું, ને કુચો રદ કરવો ને જે પાણી રહે તેમાં એ વસાણાંથી ચાર ગણી શાકર મેળવીને ચુલા ઉપર મુકી તેનું શરબત બનાવીને સીસીમાં ભરી

રાખવું; ને તે શરબતમાંથી સવાર સાંજ દોઢ દોઢ તોલો લઇ તેમાં ત્રણ તોલા પાણી ભેળી દરદીને પાવું. બચ્ચાંને ૦ાા તોલો લઇ એક તોલા પાણી સાથે ભેળી પાવું. એથી લોહી સુધરશે ને પેટ સાફ આવશે.

## ઈલાજ ૨૫ મો.

ઉનાફ તોલા ૩, સાંથરા તોલો ૦ાા, શાક્કર ચીનાઇ તોલો ૦ાા.

એ ત્રણે જણસોને ૨૮ તોલા પાણીમાં ઉકાળવી, ને (૨૦) વીસ તોલા પાણી રહે, એટલે ઉતારી ગાળી કાઢી એક સીસીમાં ભરી રાખવું, ને દહાડામાં એક વખત ચાર તોલાને આસરે પીવું; એથી લોહી સુધરી કીડ નરમ પડશે.

## ઈલાજ ૨૬ મો.

અઘાડાનો છોડ સુકો તેનાં બી, પાંદડાં, ડાંખળાં સાથે તોલા ૨ લેવાં ને તેને કાદવનાં ઠીકરાં ઉપર બાળી રાખ કરવી ને તે રાખને મીઠાં તેલમાં અથવા એરંડીઆ તેલમાં અથવા કોપરેલ તેલમાં મેળવી કીડવાળી જગા ઉપર ભરવું.

ઉપલી રાખનો મલમ બનાવવો હોય તો મીણ કાચું લઇ તેને આતશ ઉપર નરમ કરી તેમાં ઉપર જણાવેલું તેલ ભેળીને તેમાં રાખ મેળવી મલમ બનાવી તે વાપરવો.

## ઈલાજ ૨૭ મો.

કરંઝના ઝાડના બીનું તેલ જેને ગુજરાતીમાં કરંજીઆં તેલ કહે છે, તે કીડવાળા ભાગ ઉપર મસળી અવારનવાર લગાડવાથી કીડ નરમ પડશે.

## ઇલાજ ૨૮ મો.

ઉનડીનાં ઝાડનાં ફળ જે બોર અથવા સોપારી જેટલાં મોટાં થાય છે તેની અંદરનાં બીનું તેલ કાઢી તે તેલ કીડ ઉપર ચોપડવાથી કીડ મટશે.

## ઈલાજ ૨૯ મો.

ગજકરણનાં પાંદડાંનો રસ કહાડી કીડ ઉપર ચોપડવાથી કીડ નરમ પડશે.

## ઈલાજ ૩૦ મો.

મટોડી કાળી અથવા લાલ સારી સોજી લઇ પાણીમાં ભીંજવવી (જે મટોડીથી મરદો તથા ઓરતો માથાના વાલ મેલા થાય છે ત્યારે માથું ચોળે છે તે) ને જ્યાં કીડ લાગતી હોય ત્યાં લગાડવી તેથી કીડ નરમ પડશે.

## ઇલાજ ૩૧ મો.

ફટકી તોલા ૪, રાહાળ તોલા ૪, ખડીઓ ખાર તોલા ૪.
અમલસાડો ગંધક તોલા ૭.

ઉપલી ચારે ચીજોને છુંદી બારીક આટા જેવી કરી મેળવી, એક સીસીમાં ભરી મુકવી ને જ્યારે જરૂર પડે ત્યારે તેમાંથી થોડી ભુકી લઇ પાણી સાથે મેળવી કીડ લાગતી હોય તે જગા ઉપર ખુબ ચોળવી, ને થોડા વાર સુકાવા દેવી. જો પગનાં આંગળાંમાંના વીરામાં કીડ લાગતી હોય તો તેને પહેલાં પાણીથી બરાબર ધોયા પછી ભુકી ચોળવી.

## ઇલાજ ૩૨ મો.

ચંપેલીનું તેલ તોલો ૧, કીડીઓ કપુર તોલો ૦।, કપીલો તોલો ૦।।.

કપીલાને ખલ કરી તેનો બારીક આટો કરવો અને કીડીઆ કપુરને પણ કોલનવાટરનાં બે ચાર ટીપાં નાખી વાટવો, ને તે પછી એ બેઉને મેલવી તેમાં ચંપેલીનું તેલ મેળવવું, ને એ મલમ એક દાબડીમાં ભરી રાખવો, ને તેમાંથી કીડવાળી જગાએ મસળી અવારનવાર ભરવો, એથી કીડ મટશે.

## ઇલાજ ૩૩ મો.

ભીંડીનું ઝાડ જે પીપળા જેવું મોટું થાય છે, જેની ઉપર પીળાં ફુલ થાય છે ને મોટાં સોપારી જેવડાં ડીંડવાં થાય છે, તે ડીંડવાં તાજાં લઇ છરીથી તેની ઉપરની છાલ છોલી કહાડવી એટલે અંદરથી પીળો રસ નીકળશે. તે છોલેલું ડીંડવું રસ સાથેનું જ્યાં કીડ થઇ હોય તે જગા ઉપર સવાર સાંજ ઘસડવું. એમ થોડા દહાડા ઘસડયાથી કીડ સારી થશે.

## ઇલાજ ૩૪ મો.

બળેલું એરંડીઊં તોલો ૧ લઇ તેમાં અમલસાડી ગંધકની ભુકી ઘટ થાય તેટલી મેલવી મલમ બનાવવો; ને એ મલમ પગનાં વીરામાં અથવા હાથનાં આંગળાંમાં અથવા જ્યાં કીડ થઇ હોય ત્યાં રાત્રે સુતી વખતે મસળી ભરવો.

**એ મલમથી કીડ નરમ પડયા બાદ એક ચમચી ટંકણખાર ગરમ પાણી શેર ૨ માં સેજ મેળવી કીડવાળી જગ્યાએ પાણીથી ધોવાથી ફરીથી કીડ થશે નહીં ને વીરા તથા આંગળાં પરસેવાથી સાફ રહેશે.**

## ઈલાજ ૩૫ મો.

ગલકા નામની તરકારી જે તુરીઆંને મળતી હોય છે પણ તુરીઆંની પેઠે કાંગરી હોતી નથી, તે ગલકાને છોલ્યા વગર તેની ઝીણી ઝીણી કાતરી કરવી, અને તેને જરા ઘીવાળો હાથ દેવો તથા લોઢી ઉપર પણ જરા ઘી ઘસડવું. પછી એ કાતરીને લોઢીમાં મુકી ઈંગાર ઉપર મુકી અવારનવાર ફેરવ્યા કરવી ને જ્યારે તદન બળીને કોયલા જેવી થઇ જાય ત્યારે કાહાડી લઇ ખલમાં ખાંડી, તેનો બારીક ભુકો કરવો, ને પછી તેમાં સો વખત પાણીએ ધોયલું ઘી ભેળી, મલમ બનાવવો ને તે મલમ કીડવાળી જગાએ હમ્મેશાં મસળી ભરવો એથી કીડ સારી થશે.

ગરમીના રોગથી ચાંદાં પડે છે, તે ઉપર પણ એ મલમ ચોપડવાથી ચાંદાં સારાં થશે.

## ઈલાજ ૩૬ મો.

સોજ્જું એરંડીઉં તેલ—દીવેલ શેર ૦।, એરંડાનાં પાંદડાંને છુંદી તેનો રસ શેર ૦।.

એ બેઉને મેળવી આતશ ઉપર ધીમી આંચે ગરમ કરવુ; ને એરંડાંનાં પાંદડાંનો રશ બળી રહે ત્યાંવેર ઈંગારપર રાખવું, ને પછી નીચે ઉતારી, તેમાં સુરતી કળી ચુનાનો ભુકો તોલો ૦। નાખવો ને પછી ઘુંટી એકરસ કરવું ને ઠંડું પડે પછી કોડી અથવા કાચના વાસણમાં ભરી રાખવું અને તેમાંથી કીડવાળી જગાએ રાતના સુતી વખત ઘસડવું, ને ઘણીવાર સુધી મસળ્યા કરવું. દીવસના પણ લગાડયા કરશે તો વેહેલો ફાયદો થશે. કારણ કે, પરસેવો પડવાથી ઝીણા જીવ કીડવાળી જગાએ થાય છે, તે મરી જશે ને કીડ પણ મટી જશે.

---

# કોલેરા (વીશુચીકા કોગલીઉં)ના ઉપાય.

**કારણ:**—જેનો ખોરાક ખાવાનો વખત વખતસર નથી; અને ખોરાક હદ ઉપરાંત ખાય છે, તેને અજીર્ણ થઇ, આ રોગ લાગુ પડી જાય છે; અને તે શરૂ થાય ત્યાં ઘણી ગીચ વસ્તિ તથા દુર્ગંધી પદાર્થોની હસ્તીને લીધે ફેલાય

જાય છે; એ રોગવાળાને ઊલટી તથા ઝાડા ઘણા થાય છે, તથા હાથ પગ કપાય છે તથા નેસો ખેંચાય છે, તથા પગમાં આંકડા આવી ગોઠલા બંધાય છે, તથા શરીરનો વર્ણ બદલાઇ જાય છે, તથા નખ કાળા પડી જાય છે, તેના ઇલાજ.

## ઇલાજ ૧ લો.

થુવર લાંબો વેલાતી તેનાંબાંદડાં... ૩, મરી કાળાંના દાણા...... ૩.

એ બેઉને પીસીને માવા જેવાં કરી, ચણા જેવડી ગોળીઓ બનાવવી, ને પેટ બંધ થતાં સુધી એકેક ખાવા આપવી, તેથી પેટ બંધ થશે.

## ઇલાજ ૨ જો.

લીમડાનું ઝાડ જે જાડાઇમાં મધ્ય ભાગમાં ઓછામાં ઓછું ઇંચ ૧૦ થી ૧૨ અને ગોલાઇમાં ઇંચ ૩૦ થી ૩૬ હોય, તેવાં ઝાડનાં થડમાં જમીનથી ૩ થી ૪ ફુટ ઉપર વચ્ચોવચ્ચમાં હાથનો પોહોંચો જઇ શકે તેવો તે ઝાડના અરધા ભાગવેર વેહ એટલે ભોક ઉતરતો પાડવો. તે ભોકને અંદરથી પાછો ઉંડા ખાડો ઇંચ ૫ થી ૭ કરવો. જેમ ખાંડણીપરા હોય તેમ કરવું કે જેથી તેમાં કંઇ મુકે તો તે રહી શકે ને બહાર નીકળી નહીં આવે. હવે એ ખાડામાં અફીમ સારૂં સોજું કસવાલું શેર ૧ થી ૨ અથવા તેથી વધતું જેટલું સમાય તેટલું ભરવું. પછી તે ખાડાની ઉપરનાં ભોકનો ભાગ જે શરૂઆતમાં કોરેલા છે, તેમાં લીમડાનાં પાંદડાંનો કેળનાં પાંદડાંમાં ડુચો બનાવી, અંદર બંધબેસતો ખોસવો કે જેથી અફીમ બહાર નીકળી નહીં આવે. ત્યારપછી લાકડાંનો એક ભુચ બહુ તાઇટ આંગળ ૧ થી ૨ જાડો બનાવી, અંદર મારવો ને તે ઉપર જાડું કપડું ૩ થી ૪ આંટા લપેટી, મજબુત પાટો બાંધવો કે અંદર હવા પાણી જઇ શકે નહીં. પછી તે અફીમ ૧॥ થી ૨ માસ સુધી રાખવું ને ત્યારપછી કપડાંનો પાટો છોડી નાખી લાકડાનો ભુચ મારેલો તથા ડુચો ઘાલેલો પાછો બહાર કાઢી નાખવો; એટલે અંદર મુકવામાં આવેલું અફીમ પીગળેલું અને નરમ થયલું જણાશે. તેને કાચની અથવા ચીનીની અથવા રૂપાની ચમચીથી અથવા નાનું ફુલીયું હોય તેનાથી બાહેર કાઢવું; અને તેને રૂપાની થાળીમાં અથવા કાદવનાં ઠીકરામાં ચણા જેટલું જાડું પાથરી હવામાં સુકવવું. તે સુકાયા પછી છરીએ થોડું થોડું કાઢી, ચણોઠી જેવડી ગોળી વાળવી ને તે ગોળીને સુકવવી. તે સુકાયા પછી કાચની સીસીમાં અથવા કોઇ વાસણમાં ભરી રાખવી.

## એ ગોળી વાપરવાની વીગત.

મોટાં માણસને શરૂઆતમાં ૨ થી ૩ ગોળી પાણીમાં ગળાવવી, ને જો નહીંજ ગળાય તો અરધાં વાઇન ગલાસ પાણીમાં ચોળી, મેળવી, પાઇ દેવી. જો ગોળી પાછી ઓકી કાઢે, તો તરત પાછી બીજી ગોળી આપવી.

જેને સખત બીમારી હોય ને પાછાં ઉપરાઉપરી પેટ આવે અથવા વામીટ થાય તેને ૦। થી અરધો કલાક રહી આપવી, મતલબ એ કે, પેટ અથવા વામીટ (એટલે ઓકારી) જરા બંધ થાય, તેમ નજર પોહોંચાડી ૦॥ થી ૧ કલાકે આપવી.

જ્યારે દરદીના પેટમાં ગોળી ટકે ને કલાક ૧ પછી વોમીટ પેટ આવે ને આંકડાં આવે તો ફરીને આપવી, પણ તે બરાબર નરમ પડયા પછી ગોળી બધ કરવી.

બચ્ચાંને તેના કદ પ્રમાણે ગોલી ૧ થી ૨ સુધી આપવી.

મોટી ઉમરનાં માણસને જેવી બીમારી હોય તે પ્રમાણે ગોળી ૧ થી ૫ આપવી.

દરદીને જો ગોળી પેટમાં મુદલ ટકી નહીં શકશે તો આરામ થશે નહીં.

## ઈલાજ ૩ જો.

ધાણા શેર ૫, શાકર પતરીની ચીનાઇ શેર ૫.

ધાણા સાફસુફ કરીને પછી એક મોટાં તપીલામાં નાખવા, ને શાકર-બી સાથે નાખવી. પછી તેમાં એક મણ ઠંડું પાણી રેડીને તપીલું ચુહુલા ઉપર મુકવું, ને ઉકાળવું. ઉકળતાં ઉકળતાં બધું પાણી બળી જતાં બાકી શેર પાંચ જેટલું પાણી અંદર રહે ત્યારે, તપીલું ચુહુલાપરથી હેઠળ ઉતારવું ને ઠંડું પડયા પછી તે પાણી કપડાંએ ગાળી લઇને બાટલીમાં ભરી રાખવું, ને દરદીને જ્યારે આપવું હોય ત્યારે બે તોલા લઇને તેટલુંજ બીજું પાણી અંદર ભેળીને દર પા અથવા અરધે કલાકે પીવા આપવું. જો વામીટ કરેને પીધેલું બધું નીકળી જાય તો ફરીથી એજ પ્રમાણે પીવા આપવું. અગર જો હાથ પગમાં આંકડાં આવે તો પાણી બે તોલા ભેળવાને બદલે ૦॥ થી ૧ તોલો લઇને ભેળીને પાવું.

## ઇલાજ ૪ થો.

કાંદા (ખાવામાં વાપરે છે તે) શેર ૫ ને છુંદી બારીક કરી એક કાચના બુચની બાટલીમાં તેને નાખવા, ને તેમાં ૧ બાટલી ભરી એકવંડા સોજ્ઞે મોવડાંનો દારૂ અથવા તે નહીં હોય તો રમ અથવા બ્રાન્ડીને રેડવો, ને બાટલીને બુચ મારી સાત દિવસ સુધી ભીજવી રાખવા. પછી બાટલીને હીલવીને એ દારૂ બીજી કાચના બુચની બાટલીમાં ગાળી લેવો, ને દરદીને એમાંથી અરધું વાઇન ગલાસ લઇને તેમાં તેટલુંજ પાણી ભેળીને પીવા આપવો.

જે ધણીને બાદીથી પેટ આવતાં હોય ને પેટમાં દુખારો થતો હોય તેનેબી એજ ઉપર લખ્યા પરમાણે પીવા આપવું; તેથી ઘણો ફરક પડી જશે.

## ઇલાજ ૫ મો.

લાલ પાતરીનો એક મોટો કાંદો (જે ખાવામાં વાપરે છે તે લેવો) ને છરીથી તેના માથાંપરથી ગોળ ગાબડી કહાડવી. પછી કાંદાને અંદરથી કોતરવો ને તેમાં ૧ અથવા બે દોહોડીઆંનું અફીમ ભરવું ને પાછી ગાબડી દાબીને બેસાડવી. પછી ઘઉના આટાની ૧ નાની રોટલી બનાવી, ને તેમાં એ કાંદો મુકીને બધે ફરતી લપેટવી. પછી ધગધગતા ઈંગારના ભેભતમાં એ કાંદો મુકવો, ને બરોબર બફાયો એમ માલમ પડે ને તેની ઉપરનો લપેટેલો આટોબી લાલ થયલો જણાય, ત્યારે ભેભતમાંથી બહાર કહાડવો; ને ઉપરનો લપેટેલો આટો કહાડી નાખવો, ને પછી કાંદાની ઉપરની ગાબડી કહાડીને તેની અંદરનું અફીમ બહાર કહાડવું. તે અફીમનો અરધો ભાગ અફીમ તથા એ બફાયલા કાંદાનો થોડો કટકો તથા એજ બફાયલા કાંદાને દાબીને તેનું પાણી, એ ત્રણે સાથે બરાબર મળી એકરસ થાય તેવું કરીને એ મેળવણીના ચાર ભાગ કરવા ને દરદીને અરધે અરધે કલાકે ખવરાવવું; તેથી તે કેફમાં સુઇ રહેશે ને પેટ આવતાં બંધ થશે. જો એક ભાગ આપ્યાથી વખતે વામીટ કરી કહાડી નાખે અથવા બહાર નીકળી જાય તો ફરી બીજો ભાગ આપવો. એ પ્રમાણે ઉપરાઉપરી આપીઆ કરવું. કાંદામાંનું બાકી રહેલું અફીમ ઉપર લખ્યા પ્રમાણે થોડાક કાંદાનો ભાગ ને તેનોજ રસ, એ ત્રણે સાથે મેળવી, બનાવી રાખવું. જો જરૂર પડે તોજ બીજા ભાગની એ મેલવણીના ચાર ભાગ કરીને ખાવા આપવું.

એક દોહોડીઆના અફીમના ૪ ભાગ ઉપર લખ્યા પ્રમાણે બનાવી તૈયાર કરી આપવા ને બે દોહોડીઆંનાં અફીમના આઠ ભાગ કરી આપવા.

**ઉપલો ઉપાય ઘણો ખાતરી ભરેલો છે, ને સેંકડે નેવું જણ સાજાં થશે.**

## ઈલાજ ૬ ઠ્ઠો.

આકડાનાં ઝાડનાં મુળીઆંની છાલ કહાડી, તેને સુકવી મેદા જેવી બારીક કરી ચાળીને એક સીસીમાં ભરી રાખવી; ને જરૂર પડે તે વખતે ૧ થી ૨ વાલ લઇને તેમાં એટલાજ વજનનાં દળેલાં મરીનો ભુકો ભેળવો, ને તેની ગોળ સાથે એક ગોળી વાળી દરદીને ખવરાવવી; ને જો એ ગોળી આપ્યા પછી પેટ આવ્યાજ કરે તો અરધા કલાકને આંતરે બીજી, ઉપર મુજબ ગોળી બનાવી આપવી.

## ઈલાજ ૭ મો.

દીકામરી તોલો ૧, હીંગ તોલો ૧, કળી ચુનો સુરતી તોલો ૧.

ઉપલી ત્રણે જણસોને બારીક મેદા જેવી કરીને મરીના દાણાના કદ જેટલી તેની ગોળીઓ બનાવવી. પ્રથમ દરદીને ૨ ગોળી આપવી. જો ૦॥ કલાકમાં પેટ પાછું આવે તો બીજી બે ગોળી આપવી. એ પ્રમાણે પેટ આવે ત્યારે છ ગોળી સુધી નીચે લખ્યા પ્રમાણેનું પાણી ગરમ બનાવી તે સાથે ગળવા આપવી; પણ ઠડા પાણી સાથે આપવી નહીં

## પાણી બનાવવાની રીત.

કાદવનું એક વાસણ લેવું, ને તેમાં થોડોક ઈંગાર મુકવો, ને તેની ઉપર બારીક કીધેલું એક તોલા સુધી લોબાન મુકવું, ને વાસણ ઢાંકવું, તેથી ધુંઆથી વાસણ ભરાઇ જશે, ને થોડો વખત રહી ઉઘાડવું, ને તેમાં ગરમ કીધેલું થોડુંએક પાણી રેડવું, પછી તે પીવા જેવું ઠંડું થાય એટલે એ પાણી સાથે ઉપલી ગોળીઓ દરદીને ગળવા આપવી, પણ કાચાં પાણી સાથે મુદલ આપવી નહીં.

## ઈલાજ ૮ મો.

જાવંતરી તોલો ૧, લવંગ તોલો ૧, એલચી દાણા તોલો ૧, અફીણ તોલો ૦॥.

ઉપલાં સઘળાંને છુંદી બારીક મેદા જેવું કરવું ને કાચના બુચની સીસીમાં ભરી રાખવું, અને દરદીને કલાકે કલાકે ૧ વાલ જેટલું લઇને એક વખતે ખાવા આપવું. એ પ્રમાણે ઉપરાઉપરી પેટ વામીટ બંધ થતાં સુધી આપ્યા કરવું.

## ઈલાજ ૯ મો.

અફીમ તોલો ૧, સુગરલેડ તોલો ૧, સુંઠનો બારીક ભુકો તોલા ૨.

ઉપલી ચીજોને કાંદાનો રસ કાહાડી તેમાં બરાબર મેળવવી, ને પછી

તેની ઝીણા ચણાના કદ જેવડી જેટલી થાય તેટલી ગોળીઓ બનાવીને સુકવવી. પછી એક કાચના બુચની સીસીમાં ભરી રાખવી, ને જરૂર પડે તે વખતે દરદીને ૧ ગોળી ગળવા આપવી. વખતે જો વામીટ કરે ને પેટ બંધ નહીં થાય તો અરધો કલાક પછી બીજી એક ગળવા આપવી. એ પ્રમાણે દરદીને તફાવત પડે ત્યાંસુધી આપવી.

ઉપલી ગોળીઓ બનાવી રાખ્યાથી ને લાંબો વખત રાખ્યાથી કાંઇ બગડતી નથી.

## ઇલાજ ૧૦ મો.

આદું તાજું ૨ થી ૩ તોલાનો એક કટકો લેવો ને તેને ધોઈ સાફ કરી વચમાંથી બરાબર ૧ પાવલી જેટલી ગોળ સુમારે ૦॥ ઈંચ ઉંડી ગાબડા કોતરી કહાડવી, ને પછી તેમાં નીચે લખેલી જણસ મુકવી:—

અફીમ સોજું વાલ ૨, હીંગ સોજી વાલ ૨.

એ બેઉને ઉપલી કોતરી કહાડેલી જગામાં મુકી ગાબડીથી બંધ કરવું; ને કેળનાં પાંદડાંમાં એ આદું એમનું એમ લપેટીને કેળનાં પાંદડાંનાં વાખે બાંધવું કે જેથી તે છુટી જાય નહીં. પછી તેને આતશના ભેભતમાં મુકવું, ને તેપર પાછું ભેભત મુકી ઢાંકવું, ને ૧૫ મીનીટ સુધી રહેવા દેવું, એથી અફીમ તથા હીંગ અંદર બફાઇ જશે. પછી તેને બહાર કહાડી કેળનું લપેટેલું પાંદડું કહાડી નાખી આદુંને કાંઇ રાખ લાગી હોય તે સાફ કરીને તે આદાના કટકાને એમનો એમ પથ્થરના અથવા લોખંડના ખલમાં છુંદી નાખવો ને માવા જેવો બનાવવો, ને એ સઘળાની ૧૨ ગોળીઓ બનાવવી, ને તેને બરાબર સુકવીને કાચના બુચની સીસીમાં ભરી રાખવી, ને નીચે પ્રમાણે વાપરવી:—

મોટા માણસને ગોળી ૨, છોકરાંઓને ગોળી ૧, બચ્ચાંને ગોળી ૦। (પા).

ઉપર લખ્યા મુજબ ગોળી દરદીને આપ્યા પછી જો ૫–૧૦ મીનીટમાં ઉલટી થઇ બહાર નીકળી જાય, તો ફરીથી બીજી આપવી, ને પછી પેટમાં ઠરી જાય ને ઉલટી નહીં થાય તો ફરી આપવી નહીં. દરદીની હાલત ને દરદનો સુમાર જોઇ એ ગોળી આપવી.

ઉપલી ગોળીઓ આગમચથી બનાવી રાખ્યાથી સુકાઇ જશે, માટે બને તેમ તાજી બનાવી આપવાથી ફાયદો કરશે.

## ઈલાજ ૧૧ મો.

લસણુ તોલા ૫, સંચળ તોલા ૫, જીરૂં ખંભાતી તોલા ૫, સીંધાલુણ તોલા ૫, ત્રીકટુ (સુંઠ–મરી–પીપર) તોલા ૫, હીંગ તોલા ૫.

એ સર્વે વસાણાંને કુટી, કપડછંદ કરીને, લીંબુ કાપીને તેનો રસ તે ચુરણમાં નાખી ખલ કરવી. ખલ કીધાથી રસ સુકાઇ જાય એટલે ફરીથી બીજો લીંબુનો રસ નીચવવો ને ખલ કરવી. ખલીઆથી રસ પી જઇને ચુરણ પાછું સુકું થાય કે બીજો લીંબુનો રસ નીચવવો, ને ખલ કરવી. એ પ્રમાણે ત્રણ વખત લીંબુનો રસ નાખી ખલ કર્યા કરવું. એમ કીધાથી તે બધી દવા લીંબુનો રસ પીને પકી થશે. પછી તેની ગોળીઓ ચીની બોર જેવડી વાળવી, ને દરદીને ગોળી ૧ ખાવા આપવી. એક ખાધા પછી બીજી ગોળી કલાક ૨ રહીને આપવી, એથીબી જો દરદમાં ફાયદો થયેલો નહીંજ માલમ પડે તો ફરીથી ત્રીજી ગોળી આપવી. જો કોલેરાવાળા માણસને એકજ ગોળી આપવાથી બધું સારૂં થઇ જાય, તો બીજી ગોળી આપવાની કાંઇ જરૂર નથી, અગર જો સારૂં થતાં ઘણોજ વાર લાગે ને દરદ ઘણુંજ વધી ગયું હોય, ને ધાસતી જેવી નાડ થઇ હોય તો એ દવાની ગોળીઓ વધારે ખાવામાં આવી હોય તો તે કાંઇ ઇજા કરશે નહીં. જ્યાં સુધી કોલેરાવાળા માણસને પેટમાંનો ચુકો તથા પેટ છુટેલાં તથા ઓકારી બંધ નહીં થાય તથા નખ કાળા થયલા સુધરે નહીં, તથા અવાજ બદલાઇ ગયેલો સુધરે નહીં, તથા આંખના ડોળા તળે ઉપર થતા ઠેકાણે આવે નહી, ત્યાંસુધી એ દવાની ગોળીઓ બબે કલાકને આંતરે આપ્યા કરવી.

## ઈલાજ ૧૨ મો.

બીજોરાંનું મૂળ, ત્રીકટુ (સુંઠ–મરી–પીપર), હળદર, કરંજબીજ.

એ સર્વે વસાણાંને સરખે ભાગે લઇને કુટી કપડછંદ કરીને તે ચુરણ એક સીસીમાં ભરી મુકવું. પછી તેમાંથી થોડીક ભુકી લઇ તે ચોખાની કાંજીના પાણીમાં મેળવીને આંખમાં આંજવી. એમ કીધાથી તે કોલેરાવાળા માણસની આંખના ડોળા તળે ઉપર જતા હશે તે ઠેકાણે આવશે.

## ઈલાજ ૧૩ મો.

હીંગ, વજ, વડાગરૂં, સુંઠ, અજમો, હીમજી હરડે.

એ સર્વે વસાણાંને સરખે ભાગે લઇને તેને કુટી કપડછંદ કરીને તેનું

ચુરણ કરવું, ને તે ભુકીમાંથી તોલા ૧ ને આસરે લઇને તેને છાશમાં તથા ઉના પાણીમાં ખાવા આપવી. જો દવા બે ત્રણ વખત આપવી પડે તો બે કલાકને અંતરે સુખેથી આપવી.

## ઇલાજ ૧૪ મો.

ત્રીકટુ, (સુંઠ, મરી, પીપર), ટંકણખાર, જીરૂં ખંભાતી, વાવડીંગ, પીપરીમુળ, લસણ, સંચળ, જવખાર, વડાગરૂં, નીસોતર, સાજીખાર, સીંધા લુણ, ચીત્રક, હરડે.

એ સરવે વસાણાંને સરખે ભાગે લઇને તેને કુટી કપડછંદ કરીને તેની ભુકી એક સીસીમાં ભરી મુકવી. પછી તેમાંથી ભુકી તોલો ૦॥ લઇને છાશ અથવા ઉના પાણીમાં ફાકવા આપવી.

## ઇલાજ ૧૫ મો.

લસણ, સીંધાલુણ, ગંધક, જીરૂં, ત્રીકટુ (સુંઠ, મરી, પીપર), હીંગ.

એ સર્વે વસાણાંને સરખે ભાગે લઇને તેને છુંદી બારીક કરીને તે ભુકી તોલા અરધાને આસરે લઇને લીંબુના રસમાં મેળવીને ખાવા આપવી. જો ધ્યાન પહોંચે તો બીજી વાર પણ આપવી.

## ઇલાજ ૧૬ મો.

લીંબુનો રસ તોલો ૦।, સીંધાલુણ વાલ ૩, આદુંનો રસ તોલો ૦।, શાકર વાલ ૩, હીંગ વાલ ૩.

પ્રથમ સીંધાલુણ તથા સાકર તથા હીંગ, એ ત્રણે વસાણાંને કુટી કપડ છંદ કરી, તેમાં લીંબુ તથા આદુંનો રસ મેળવીને દરદીને પાવું. એ દવા પાયા પછી જો કાંઇક ફાયદો માલમ નહીં પડે તો એક કલાક પછી એજ દવા બીજીવાર બનાવી પાવી, તેથી ફાયદો થશે.

## ઇલાજ ૧૭ મો.

ત્રીકટુ (સુંઠ, મરી, પીપર) તોલા ૨, ચીત્રક તોલા ૨, સીંધાલુણ તોલા ૨, અજમો તોલા ૨, જીરૂં તોલા ૨, સંચળ તોલા ૨.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરી તેમાં હીંગ તોલો ૦। નાખીને ખલમાં એકત્ર કરવાં ને એ ચુરણમાંથી તોલો ૦॥ લઇ તેમાં છાસ તોલા ૨ મેળવી ખવરાવવું. એમ એક બે વખત પાવાથી વામીટ બંધ થશે.

## ઇલાજ ૧૮ મો.

આમલીનાં સુકાં પાંદડાં, હરડેદલ, ત્રીકટુ (સુંઠ, મરી, પીપર),
સીંધાલુણ, વડાગરૂં, વાવડીંગ, જીરૂં, શાહાજીરૂં, અજમો, સંચળ.

એ સર્વે વસાણાંને સરખે ભાગે લઇને તેને કુટી કપડછંદ કરવાં ને ૦॥ તોલા જેટલું ચુરણ ઘીમાં મેળવીને ખવડાવવું; અથવા એ ચુરણ તોલો ૦॥ લઇ છાસમાં આપવું. વામીટ તથા પેટ બંધ થતાં સુધી કલાકે કલાકે એ ચુરણ ઘી સાથે ચટાડવુ.

## ઇલાજ ૧૯ મો.

સુંઠ તોલા ૫, પીપર તોલા ૭, સંચલ તોલા ૨,
અજમો તોલા ૭, મીઠું તોલા ૨, આંમળાં સુકાં તોલા ૨.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને તેની ભુકી એક સીસીમાં ભરી મુકવી ને તેમાંથી તોલા ૦॥ થી તે ૧ તોલા સુધી દરદીની ઉમ્મર પ્રમાણે છાસની ઉપરના પાણીમાં નાખી ખવડાવવું. એ દવા બે ત્રણ વખત ખવડાવવી.

## ઇલાજ ૨૦ મો.

કાદવની ઇંટ બાંધકામ કરવામાં વાપરવામાં આવે છે તે, ઘણા
વરસની જુની તોલો ૧, કાળાં મરી તોલો ૧,
સીંધવખાર જેને સીંધાલુણ પણ કહે છે તે તોલો ૧,
ગંધેલ નામનો કીડો જે ઉડીને કરડે છે અને જે દીવાલ
અથવા ભીંત ઉપર મટોડીનું પડ બાંધે છે, તે મટોડું તોલો ૧.

એ બધી જણુસ ખાંડી, કપડછંદ કરી તે ભુકીના ભાગ ૧૨ કરવ ને દરેકનું વજન વાલ ૧૨ કે ૧૩ થી વધારે કરવું નહીં. પછી કળી ચુનો તોલા ૨॥, પાણી તોલા ૨૦ માં પલાળીને ડોહોવો ને તે પછી તેને ઠરવા દેવો ને ઉપરનું નીતરૂં પાણી તોલા ૨ લઇ તેમાં ઉપરના ભુકાનો એક ભાગ નાખી મેળવીને દરદીને પાવો. એ પ્રમાણે દિવસના ત્રણ વખત એકેક ભાગ ચુનાનાં નીતરાં પાણીમાં આપવો. જો દરદીને ઉલટી થઇ દવા નીકળી જાય તો તરત બીજો પાવો. જો પેટ બંધ થયલાં જણાય તો દવાઇની ભુકીમાંથી અરધો ભાગ લઇ પાવો. એથી પેટ તથા વામીટ બંધ થશે.

## ઈલાજ ૨૧ લો.

ચીનાઇ પેપરમીટનું સોનું તેલ જે રંગમાં સોનેરી
દેખાય છે તે તોલા ૨॥, અજમાનાં ફુલ તોલા ૨॥.

એ બેઉ ચીજને મેળવવાથી તે પીગળી જશે. પછી કોલેરાવાળા દરદીને, તેની ઉમ્મરનાં પ્રમાણમાં ૩ થી ૭ ટીપાં ચપટી ખાંડમાં અથવા તો એક પતાસામાં મેળવી પાવું. જો પંદર મીનીટમાં ચાર પેટ ઉપરાઉપરી આવે તો ફરીથી એ દવા આપવી. એ દરદીને પાણીની સોસ ઘણી લાગે છે, પણ તે બીલકુલ પાવું નહીં; પણ જો ઘણીજ તરસ લાગતી હોય તો ૦॥ કલાક પછી તરસ મટાડવા લાબુનો રસ ચમચી ૧ થી ૪, એક ચમચા પાણીમાં મેળવી તેમાં જરા મીઠાસ નાખી પાવું અથવા લેમો-નેડ વાઇન ગ્લાસ ૧ લઇ તેમાં લીંબુની ૧ ચીર નીચવીને પાવું. એ દરદ થાય ત્યારે ઉપરા ઉપરી પગના ટેટા ઉપર રાઇ મુકયા કરવી, જેથી આંકડાં આવતાં બંધ થશે.



# કોહોડના ઈલાજ.



કારણ—ભારે વસ્તુ ખાવાથી, ઝાડો પીસાબ રોકવાથી, વધારે ખાવાથી, ઘણો તાપ તથા તડકો ખાવાથી, દહાડે સુઇ રહેવાથી, તથા ઘણા સ્ત્રીસંગથી, દહી તથા ખારા તથા ખાટા પદાર્થો વધારે ખાવાથી, અને ઘણો શ્રમ ક-રવાથી એ રોગ થાય છે, અને એથી શરીરના હરકોઇ ભાગની ચામડી સફેદ થઇ જાય છે.

## ઈલાજ ૧ લો.

મુરદ સાગનાં પાંદડાં (એ પાંદડાં મુબઇમાં ગોવાલીઆ તલાવપર ઇ-રાનીનો બાગ છે, ત્યાંથી મળે છે) તે નંગ ૭ તથા મરીના દાણા નંગ ૭ સાથે પથ્થરના પાટા ઉપર પીસીને માવા જેવાં બનાવીને તેની ગોળીઓ વટાણા જેવી બનાવવી; ને દરરોજ સવારે ૧ ગોળી ગળવી ને ઉપર પાણી પીવું, એથી કોહોડ મટી જશે.

## ઈલાજ ૨ જો.

સફેદ ગઉકરણીનાં ઝાડ થાય છે જેના ઉપર સફેદ ફુલ થાય છે, તે ઝાડનું મુલીઉં ખોદી કહાડીને પાણીમાં ઘસવું, ને તે ઘસારો દહાડામાં બે વખત કોહોડ ઉપર લગાડવો. એ પ્રમાણે એક મહીના લગાડવાથી સફેદ કોહોડનાં ચાઠાં નાબુદ થાય છે.

## ઈલાજ ૩ જો.

ગાયનું સોજું દુધ ૦। શેર લઇને તેમાં ગંધક તોલો ૦। થી ૦॥ સુધી મેળવીને દરરોજ સવારે પાઇ દેવું. એ પ્રમાણે માસ એક તથા તેથી પણ વધારે વખત એ દવા પીધાથી ચામડીના રંગમાં ફેર પડે છે. જરા જરા સફેદી બદલાઇને રતાશ પકડશે. વાયડા પદાર્થ ખાવા નહીં.

## ઈલાજ ૪ થો.

પારો તોલો ૧, મનસીલ તોલો ૧, હડતાલ તોલો ૧, મરી તોલો ૧, હળદર તોલો ૧, આંબાહળદર તોલો ૧, સીંદુર તોલો ૧, મોરથુથુ તોલો ૧, કુંવાડીઆનાં બી તોલો ૧, બાપચાં તોલો ૧, જીરૂં તોલો ૧, કડવું જીરૂં તોલો ૧.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને તેને ખલમાં નાખીને લીંબુનાં રસ સાથે ખુબ ખલ કરવું. તેમાં લીંબુનો રસ જેટલો નાખ્યો હોય તેટલુંજ સોજું ઘી તે ખલ કરવામાં લેવું. ખલ થયા પછી તેને ખલમાંથી કહાડીને લોઢાંની કઢાઇમાં નાખીને લોઢાના બતાથી ૨ દહાડા સુધી ઘુંટવા કરવું. જો ઘુંટયાથી સુકાઇ જાય તો અંદર લીંબુનો બીજો રસ નાખવો; ને ફરીથી ઘુંટવું. એ પ્રમાણે દીન ૨ ઘુંટયા પછી કોરીના કાચના ચપ્પુમાં ભરી મુકવું. કોહોડવાળા માણસને જ્યાં સફેદ ચાઠાં થયાં હોય ત્યાં ચોપડવું. સવારે ચોપડેલું આખો દહાડો રહેવા દઇને સાંજે પાણી તથા સાબુથી ધોઇ નાખવું; અને ફરીથી સાંજે બીજું તાજું ઓસડ ચોપડવું, તે આખી રાત રહેવા દેવું અને સવારે ઉપર જણાવ્યા પ્રમાણે ધોઇ નાખવું. એજ પ્રમાણે માસ ૧ યા તેથી વધારે દહાડા સુધી ચોપડયા કરવું. એ દર્દીને દર મહીને એક હલકો જેવો જુલાબ આપવો; અને દર ૧૫ દહાડે એક ઉલટી આપવી; અને ઉપર લખેલી દવા દરરોજ ચોપડયા કરવી. ખાવાની પહેરેજી ખુબ રાખવી. મછી, તેલ, મરચું તથા ખટાસ બીલકુલ ખવાડવું નહીં, અને ખાસું કરીને વાલ, વટાણા, ચોળા, એવાં એવાં કઠોળ પણ ખાવા આપવાં નહીં.

## ઇલાજ ૫ મો.

કુંવાડીઆનાં બી તોલો ૧, વાવડીંગ તોલો ૧, આબાં હળદર તોલો ૧, રીંગણીનું મુળ તોલો ૧, આકડાંનું દુધ તોલો ૧, સીંધાલુણ તોલો ૧, દારૂ હળદર તોલો ૧, વછનાગ તોલો ૧.

એ સર્વે વસાણાંને વાટી ઝીણાં કરીને, તેમાં પાણી નાખીને ખલ કરવાં; અને કોહોડવાળા માણસને જ્યાં સફેદ ચાઠાં હોય ત્યાં ચોપડવું; અથવા આખું અંગ સફેદ થયું હોય તો આખે અંગે ચોપડવું. ખાધામાં તેલ, મરચું, ખટાસ તથા બીજી વાયડી ચીજો ખાવા આપવી નહીં.

## ઈલાજ ૬ ઠો.

ખેરસાલ તોલો ૧, આમળાં તોલો ૧, ગળો તોલો ૧, હરડાં તોલો ૧, કડવા લીમડાની છાલ તોલો ૧, અરડુસો તોલા ૨, બેડાં તોલો ૧, કડવું પંડોલ તોલો ૧.

એ સર્વે વસાણાંને ખોખરાં કરીને, તેમાં ૧॥ શેર પાણી નાખીને ઉકાળવાં. જ્યારે ૦॥ શેર પાણી રહે ત્યારે ઉતારીને તેના ત્રણ ભાગ કરીને દહાડામાં ત્રણ વખત પાવું.

## ઈલાજ ૭ મો.

ખેરની છાલ તથા કાથો.

એ બંને સમ ભાગે લઇને પાણીમાં ઘસીને તેનો લેપ ચાંદાં ઉપર કરવો. ખાધામાં તેલ, મરચું તથા ખાટું, તેમજ સુરણ, વેગણું તથા કોહોળું એ વીગેરે બીજી વાયડી ચીજો ખાવા આપવી નહીં.

## ઇલાજ ૮ મો.

બાપચાં વાટીને તેનો લેપ કરીને માસ ૩ તથા ૬ સુધી ચોપડવો.

## ઈલાજ ૯ મો.

ટંકણખાર તોલો ૧, મનસલ તોલો ૧, હીંગળો તોલો ૧, ગંધક તોલો ૧.

પહેલાં હીંગળાને ખલમાં નાખીને બારીક કરવો. પછી તાજા લીંબુનો રસ ખલમાં રેડવો અને તે વડે ખલ કરવો. ખલાઇને લીંબુનો રસ જેમ જેમ જાડો થતો જાય તેમ તેમ બીજો રસ અંદર નીચોવવો; અને આખો દહાડો ખલ કરાવવો. એ પ્રમાણે દીન ૨ સુધી ખલ કીધા પછી તે હીંગળો કામમાં લેવો. ટંકણખારને એક તવામાં નાખીને તેને ચુલા ઉપર મુકવો. ફુલાઇને

ઉજળો ધાણી જેવો થાય એટલે નીચે ઉતારીને ખલ કરેલા હીંગળામાં નાખવો; ને પાછો ખુબ ખલ કરવો. ગંધકને દુધમાં ખુબ ઉકાળીને અરધું દુધ બળી જાય એટલે ઉતારીને ઠંડું થયા પછી ગંધકને બાહેર કહાડીને તેને પણ ખલમાં નાખીને ખલ કરવી. તે પછી મનસલને કુટી કપડછંદ કરીને તેને પણ ખલમાં નાખીને સઘળાં વસાણાં એકમેકની સાથે બરોબર મળી જાય ત્યાંસુધી ખલ કરવાં અને એક સીસીમાં ભરી મુકવાં. એ દવા વાલ ૧ તથા ચીનીકબાબનો ભુકો વાલ ૩, એ બંનેને ઉના પાણી સાથે મેલવીને ચોપડવું. એથી કોહોડનો રંગ જે સફેદ હોય છે તે થોડો થોડો બદલાઇને જરા જરા રતાશ ઉપર આવશે. ખાધામાં તેલ, મરચું તથા ખટાશ આપવું નહી.

### ઇલાજ ૧૦ મો.

અનરેનું મૂળ તથા તેનું ફુલ.

એ બંનેને થંડા પાણીમાં કુટવાં, અને કોહોડવાળી સફેદ જગા ઉપર ચોપડવું, જેથી આસ્તે આસ્તે રંગ ફરીને લાલાશ આવશે.

### ઇલાજ ૧૧ મો.

ગંધકનો અરક કાહાડીને ૨ થી ૫ દિવસ સુધી લગાડવો; ઉપર સીસાનો ભુકો ભભરાવવો.

---

# ખરપસાંના ઈલાજ.

## એ રોગ ઘણું કરીને હાથ તથા પગ ઉપર થાય છે, એથી માણસની ચામડી જાડી થઈ કાળાસ મારે છે ને ઘણું ઘવડવા ગમે છે, તેના ઇલાજ.

### ઇલાજ ૧ લો.

કાળા ભુરા રંગનું વેગણું છાલ સાથે આતસની ભેભતમાં ખોસીને બાફવું. બફાયા પછી બહાર કહાડી કપડામાં મુકી ગરમ ગરમ નીચોવી કહાડવું, ને તે નીચોવતાં જે પાણી નીકળે તે કાઢી લઈ વેંગણાનો છુંછો ફેંકી દેવો. બાદ હીરા દખણનો એક કટકો લઇને ઉપલાં વેંગણનાં પાણી સાથે પથ્થરના ઓરસીઆ ઉપર જાડો જેવો ઘસવો, ને ઘસાયા પછી જે જગા

ઉપર ખરપસું હોય તે જગા ઉપર લગાડવું. એ પ્રમાણે દહાડામાં છ સાત વખત લગાડવાથી ખરપસું સાફ થશે.

## ઇલાજ ૨ જો.

ફરંગી ધતુરો (એને સતાનારી અથવા ઉટકંટારી અથવા દારૂડી અથવા ખાખાવરખી પણ કહે છે) જેની ઉપર પીળા રંગનાં ફુલ આવે છે; અને એ ફુલ તથા પાંદડાં ઉપર કાંટા હોય છે, ને ફુલની પાસે સીંગ થાય છે. તે સીંગનાં કાળાં બીઆં ઠીકરાંપર સેકવાં ને પછી તેને છુંદી બારીક મેદા જેવાં કરી કોઈબી જાતનાં તેલમાં અથવા ગ્લીસરીન (એ અંગ્રેજી દવા છે તે ડાકટરનાં દવાખાનામાં મળશે) નામની દવા સાથે લઇને તેમાં મેળવીને ખરપસાંવાળા ભાગ ઉપર લગાડવું. એથી વવ પણ નરમ પડી ખરપસું મટી જશે.

## ઇલાજ ૩ જો.

ટંકણખાર તોલો ૧, પાપડ ખાર તોલો ૧.

એ બંને જણસને ખલમાં નાંખીને બારીક મેદા જેવી કરી, તેને ગાયનાં મુતર અથવા તરામાં મેળવવી, ને તે મેળવણી જે જગા ઉપર ખરપસું થયું હોય તે જગાપર દહાડામાં બે ત્રણ વખત લગાડવી. પછી ફુકાં પાણીથી સાફ કરવું.

## ઇલાજ ૪ થો.

ભીંડીનું ઝાડ જે પીપળા જેવું મોટું થાય છે અને જેની ઉપર પીળાં ફુલ થાય છે ને ડીંડવાં મોટાં સોપારી જેવડાં થાય છે, તે ડીંડવાં તાજાં લઇ છરીથી તેની ઉપરની છાલ છોલી કહાડવી. એટલે અંદરથી પીળો રસ નીકળશે. તે છોલેલું ડીંડવું રસ સાથેનું જ્યાં ખરપસું થયું હોય તે જગા ઉપર જરા ધવડી સવાર સાંજ ઘસડવું. એમ કરવાથી થોડા દહાડામાં ખરપસું સારૂં થશે.

# ખીલના ઈલાજ.

—ჵჵჵჵ෧෧෧෧—

**એ રોગ, માણુસના ગાલ ઉપર પુલ્લાની પેરે અરઇ જેવી થાય છે તેને કહે છે, અને નખે તથા ચીકાસ લાગવાથી એ વધી જાય છે અને માણુસ હેરાન થાય છે, તેના ઈલાજ.**

## ઈલાજ ૧ લો.

ખાવાનું જીરૂં થોડુંએક લઇ તેને સાફસુફ કરી ખલમાં નાંખીને છુંદવું, ને જરા પાણી રેડતાં જવું. એ પ્રમાણે છુંદીને માવા જેવું કરવું. જો ખલમાં બરાબર છુંદાઇને માવા જેવું નહીં થાય તો પથ્થરના પાટા ઉપર જરા જરા પાણી નાંખતાં જવું ને પીસતાં જવું, ને તેમ કરીને તેને માવા જેવું કરીને મલમ સરખું બનાવવું, ને તે મલમ ખીલ ઉપર ચોપડવો, જેથી ખીલ સાફ થઇ જશે. ખીલ થયલા માલમ પડયા પછી તેને હાથ અડાડવો નહીં તથા ફોડવા નહીં, કારણ કે તેથી નુકસાન થાય છે.

## ઈલાજ ૨ જો.

તોખમે બાલંગા નામની દવાને છુંદી બારીક મેદા જેવી કરવી ને એક કલઇ કરેલાં વાસણમાં અથવા કોરીનાં પ્યાલામાં નાંખવી, ને તેમાં મરઘીનાં ઇડાંની સફેદી નાંખવી, ને બંનેને સારી પેઠે એકરસ કરવું ને મલમની માફક બનાવવું; અને તે ખીલ ઉપર લગાડવું ને ઓછામાં ઓછા બે કલાક અથવા તેથી વધારે ગયા પછી તે ધોઇ નાંખવું.

એ ભુકીમાં ઇડાંની સફેદી નાખીને એ ખુબ મળી જાય તેમ કરીને તેનો કફ ચહડાવવો, અને તે ખીલ ઉપર લગાડયાથી પણ ફાયદો થશે.

## ઈલાજ ૩ જો.

વાંસ સુકા અથવા લીલાની ગાંઠ ૧, મીંઢળ નગ ૧, સુંઠ કટકો ૧, કાળીજીરી તોલો ૧.

ઉપલી દરેક વસ્તુને જુદી જુદી લઇને પથ્થરના પાટા ઉપર થોડાં થોડાં પાણીમાં ઘસવી.

વાંસની ગાંઠ, માંઢળ, અને સુંઠ, એ ત્રણે વસ્તુ જે ઘસવામાં આવે, તેનો ચોથો ભાગ જેટલી કાળીજીરી ઘસવી.

ઉપલાં સઘળાંને મેળવીને જે ભાગ ઉપર ખીલ થયા હોય તે ભાગ ઉપર લગાડવું, પછી ફુકાં ફુકાં પાણીથી ધોઇ નાંખવું.



# ગરગુંમડાં અથવા ફોલ્લાને પકાવવાના તથા રૂઝાવવાના ઈલાજ.



## ઇલાજ ૧ લો.

હળદરનો સોજો ગાંઠીઓ છુંદી બારીક મેદા જેવો કરી પાણીમાં મેળવવો ને ફોલ્લો યા ગરગુમડું થયું હોય તેની આસપાસ પ્રથમ લગાડવો; જેથી અકસાત ને દુખાવો ઓછો થશે અને ત્યારે પછી નિચલો ઉપાય કરવો:—

ગુલબાસના પાલાને વાટીને તેની લેપડી કરી ગડ ઉપર મુકવી ને કપડાંથી પાટો બાંધી લેવો, જેથી તે પાકીને ફુટી જઈ આરામ થશે.

## ઇલાજ ૨ જો.

ગુલબસ્ત અથવા ગુલમસ્ત નામે ઝાડ જેને કાઠીયાવાડમાં ગુજરાતી લોકો પીપરીઆ ગલનું ઝાડ કહે છે, અને જેની ઉપર સેજ ઝાંખા રતાસનાં ફુલ પણ થાય છે, અને જેનાં પાંદડાં ખાવાનાં પાન જેવાં થાય છે, તે લીલાં લઇને છુંદીને તેનો માવો કરવો. તે માવાને ગોળમાં મેળવી તેની લેપડી કરી ફોલ્લા અથવા ગુંમડા ઉપર મુકીને કપડાંનો પાટો બાંધવો, જેથી તે પાકીને ફુટી જશે; પછી બાંધવું નહીં; કારણ કે વધારે વખત બાંધી રાખવાથી તે વધારે પાકશે, ને દરદી હેરાન થશે. લેપડી મુકયા પછી જેવું પાકે કે તે કહાડી લેવી. પાકીને બધું પરૂ નીકલી ગયા પછી રૂજ લાવવાને સારૂં નીચલો ઉપાય કરવો:—

પીપર જેનું ઝાડ પીપળાના ઝાડ જેવડું મોટું થાય છે ને પાંદડાં જાંબુનાં પાંદડાં જેવાં લાંબાં થાય છે, તે ઝાડ ઉપર ગોટાના આકારમાં વડવાઇ થાય છે. તે ગોટા લઇને ૫ થી ૧૦ શેર પાણીમાં ઉકાળવા. તે પાણીથી ગુમડું

યા ફોલ્લો જે હોય તે ધોવો ને ગોટાને પાણીમાંથી બહાર કહાડી તેને વાટી બારીક કરી ગોળ જેવો કરવો, ને તેની લેપડી તે ગુમડાં અથવા ફોલ્લા ઉપર મુકી કપડાંથી પાટો બાંધી લેવો તેથી તેને રૂઝ આવશે.

પાકું નીકળ્યું હોય તેની ઉપર પણ ઉપલો ઇલાજ લાગુ પડે છે; અને તે પણ ઉપર લખ્યા પ્રમાણે કરવો.

### ઈલાજ ૩ જો.

### ગડ–ગુમડાં અથવા ફુલ્લા થયા હોય અને અંદર આગ ઘણી બળતી હોય તેનો ઉપાય.

ગુલબાસનો પાલો તોલા ૪, કાંસકીનો પાલો તોલા ૪.

એ બેઉને પથ્થર ઉપર પીસીને મેળવી દેવો અને તેની લેપડી કરી જ્યાં ગડ થયું હોય ત્યાં એ લેપડી થંડી મુકવી. એથી આગ બળતી તથા ઘટકા મારતા હોય તે નરમ પડશે ને ગડ બેસી જશે. અગર પાકેલું હશે તો ફુટી જશે. બીજે દહાડે નવી બનાવી મુકવી.

### ઈલાજ ૪ થો.

પાકી કેરીના ગોટલાંને ભાંજી તેની અંદરની ગોટલી કાઢી તેને પથ્થરના પાટા ઉપર ઘસી ગરમ કરી ચોપડવાથી ગુમડાં બેસી જશે.

# ગુલમવાયુની ગાંઠના ઈલાજ.

એ રોગવાળાને છાતીની બેઉ બાજુએ અને દુંટી આગળ દુખારો થાય છે, તથા પેડુમાં આંબાની ગોટલી જેવડી ગાંઠ થાય છે. તેના સબબથી પેડુમાં ઘણોજ દુખારો થાય છે; ઘણા ઓડકાર આવે છે; ઝાડો કબજ થાય છે; ખાધાની રૂચી થતી નથી, આંતરડાં કડકડ બોલે છે; કળતર થાય છે, પેટ ફુલે છે, ઉધરસ તથા હાંસો પણ થાય છે, તાપ સાથે શ્વાસ ચાલીને ઉલટી થાય છે, તરસ લાગે છે, આંખમાં ઘેન રહે છે, સલેખમ થાય છે, તથા દુંટી અને હાથ પગ ઉપર સોજો આવે છે, વાયડા પદાર્થો ઘણા ખાય, હાલચાલ કરે નહીં, વરસમાં બે ચાર વખત જુલાબ લે નહીં; એવાં કારણોથી એ રોગ પેદા થાય છે, તેના ઇલાજ.

## ઇલાજ ૧ લો.

સાજીખાર તોલો ૧, કુલીજન તોલો ૧, કેતકીનું મૂળ તોલો ૧.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને તેનું ચુરણ તોલો ૦।, પાણી સાથે દહાડામાં ૩ વખત ખવાડયાથી ફાયદો થશે.

## ઇલાજ ૨ જો.

નીસોતર તોલા ૨, હરડાં તોલો ૧, બેડાં તોલો ૧ આમળાં તોલો ૧.

એ સર્વે વસાણાંને ખોખરાં કરી તેનો ઉકાળો ૧ શેર પાણીમાં કરવો, ને ૦॥ શેર પાણી રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દરદીને દહાડામાં ૩ વખત પાવું.

**ખોરાક**—દિવસના ખારૂં ગોસ તથા ચોખાની અથવા ઘઉંની રોટલી આપવી, રાતે સેકટાની સીંગમાં ગોસ પકાવીને રોટલી સાથે આપવું. હિંદુ હોય તો શીરો પુરી તથા દાળ ભાત આપવું.

## ઇલાજ ૩ જો.

રેણુંકબીજ તોલા ૪ લઇને તેને કુટી કપડછંદ કરીને તેમાંથી ભુકો વાલ ૧૦ (ચાર આના ભાર) લઇ તેને થોડા મધમાં મેળવી દહાડામાં ૩ વખત ચટાડવી.

## ઇલાજ ૪ થો.

કાળી દરાખ તોલા ૪, હરડે તોલા ૩.

એ બંને વસાણાંને ખોખરાં કરીને તેમાં ૧ શેર પાણી નાંખીને ઉકાળવાં, ને ૦। શેર પાણી રહે ત્યારે ઉતારી તેમાં થોડો ગોળ નાંખી દહાડામાં બે વખત પાવું.

## ઇલાજ ૫ મો.

હરડાં તોલો ૧, બેડાં તોલો ૧, આમળાં તોલો ૧.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને તેમાંથી ચુરણ તોલો ૦। લઇને સાકરના ભુકા સાથે ફકાડવું, ને ઉતારવા સારૂ ઉપરથી ગરમ પાણી પીવું. એ પ્રમાણે દીન ૧૫ સુધી એ દવા કરવી.

## ઇલાજ ૬ ઠ્ઠો.

વાવડીંગ તોલા ૫.

ઉપલી ચીજને ખોખરી કરીને તેમાં ૧। શેર પાણી નાંખીને ઉકાળવી;

ને જ્યારે ૦ાા શેર પાણી રહે ત્યારે ઉતારી ગાળી કહાડી તે કાઢો દહાડામાં બે વખત પાવો. દીન ૨૧ સુધી એ દવા ચાલુ રાખવી.

### ઇલાજ ૭ મો.

તલ શેર ૦। ને ખોખરા કરીને, તેમાં ૧ાા શેર પાણી નાંખીને ઉકાળવા ને જ્યારે ૦ાા શેર પાણી રહે ત્યારે ઉતારીને એક બાટલીમાં ભરી મુકવું. પછી તેમાંથી વાઇન ગલાશ ૧ (તોલા ૫) લઇ તેમાં નીચે મુજબનું ચુરણ નાંખી દહાડામાં ૩ વખત પાવું:—

### ચુરણની વીગત.

ત્રીકટુ (સુંઠ, મરી, પીપર) તોલો ૧, હીંગ તોલો ૧. ભાંગરાનું મુળ તોલો ૦।.

એ સર્વેને કુટી કપડછંદ કરી એક સીસીમાં ભરી રાખવું અને તેમાંથી વાલ ૪ લઇ ઉપલો ઉકાળો પીતી વખતે દરેક ભાગમાં નાંખી પીવુ.

---

## ગોળી મોટી થઈ હોય તેના ઇલાજ.

### ઇલાજ ૧ લો.

કશાઈ નામના છોડ થાય છે, જેના ઉપર મોતી જેવાં ફુળ થાય છે, તે ઝાડનાં મુળીયાં તોલા ૧૦ લઈ તેને ગાયનાં મૂતરમાં ઘુંદી, ગોળીમાં રસ ઉતરી ગોળી મોટી થઈ હોય ને પાણી ભરાયું હોય તેના ઉપર ફેર પડે ત્યાંસુધી ચોપડવું.

### ઇલાજ ૨ જો.

તમાકુ જે બીડી પીવામાં વાપરે છે તેનાં સુકાયલાં બે પાંદડાં લઈ તેને પાણીએ ભીજવી ગોળી ઉપર મુકી કાછો બાંધવો. એક દીવસ રાખી બીજે દીવસે નવાં પાંદડાં બાંધવાં, પણ ગોળીના મરજવાળાએ હમેશાં કછ બાંધવો.

### ઇલાજ ૩ જો.

ખસખસના પોસને ઉકાળી તેનો ગરમ ગરમ માવો લઇ ગોળી ઉપર હમ્મેસ સેક કરવાથી ફાયદો થશે.

# ઘાંટું પડયું હોય તેને ખુલ્લું કરવાના ઈલાજ.

કારણ—ઘણું ગાયન મોટે સાદે ગાવાથી, ઘણો વખત ભણવાથી, ઘણું મોટે સાદે બોલવાથી ને ઘણો વખત રડવાથી તથા ગળાની નળીમાં સોજો આવ્યાથી તથા તેલની વસ્તુ વધારે ખાવાથી એ દરદ થાય છે. એને સંસ્કૃતમાં સ્વરભેદ, ગુજરાતીમાં ઘાંટું પડે, હીંદુસ્તાનીમાં કંઠ બેસી ગયું, અંગ્રેજીમાં 'સોર થ્રોટ,' મરાઠીમાં ગળા બઇસલે, એ પ્રમાણે કહે છે, તેના ઇલાજ.

## ઈલાજ ૧ લો.

| | |
|---|---|
| બરામણી (બ્રહ્મી) નો પાલો ૧ વાલભાર, | મોટી હરડેની છાલ ૧ વાલભાર. |
| લીંડી પીપર ... ... ૧ ,, , | અરડુસો ... ... ૧ ,, . |

ઉપલી સઘળી જણસોને બારીક કપડછંદ આટા જેવી કરી મધમાં બરાબર મેળવીને દરરોજ એક વખત એક વાલને આસરે ચાટવાથી ઘાંટું બેસેલું સાફ થશે.

## ઈલાજ ૨ જો.

| | | |
|---|---|---|
| કાથો સફેદ તોલો ૦ાા, | ચીની કબાલા તોલો ૦ાા, | એલચીદાણા તોલો ૦ાા. |
| લીકરીસ ... ,, ૧ાા, | બરાસકપુર ... વાલ ૫, | કેસર... ... વાલ ૫. |

ઘઉંનું દુધ ઠીકરાંપર સેકેલું ... તોલો ૧.

ઉપલાં સઘળાં વસાણાંને બારીક છુંદી મેળવવાં ને તેમાં તોલો ૦ા ચીની કબાલાનું તેલ જેને અંગ્રેજીમાં (Oil Cubeb) કહે છે તે લઇને એ સઘળાં બારીક કીધેલાં વસાણામાં સારી પેઠે મેળવીને ખલ કરવુ ને એ મેળવણીની ફાળસાનાં કદની જેટલી ગોળીઓ બનાવવી ને દહાડામાં બે વખત અકકી ગોળી ગળવી.

ઉપલાં વસાણાંની બારીક કરેલી ભુકી દરરોજ દાંતે પણ ચોળવી ને તેના કોગળા કરવામાં પણ તે વાપરવાથી ફાયદો થશે.

## ઈલાજ ૩ જો.

ચણાના છોડ જે શીયાળાની મોસમમાં થાય છે ત્યારે તેના છોડ ઉપર ઝાકળ-ઠાર પડે છે ને તે ઠાર ચણા ઉપર ઠરે છે. તે છોલતાંવાળા ચણા નંગ ૧૦-૧૫ લઈ દુધ શેર ૦ાા માં નાંખી ઉકાળવા, ને દુધ અડધું બળે પછી ઉતારી તે દુધ ગાળી કાઢી તેમાં જરા હળદરનો ભુકો નાખી પીવાથી ગળું ખુલ્લું થશે.

## ઈલાજ ૪ થો.

હરડેનો ઘસારો વાલ ૫, મધ તોલો ૦ા, નીમકની ગાંગડી ૧.

એ ત્રણેને મેળવી તેમાં ચમચો ૦ા પાણી નાંખી જરા ગરમ કરી દરરોજ સવારમાં પીવાથી ઘાંટું પડયું હશે તે સારૂં થશે.

## ઈલાજ ૫ મો.

અરડુસાનાં પાંદડાંને કાદવનાં ઠીકરાં ઉપર સહેજ ગરમ કરી તેને હાથની હથેલી ઉપર મસળીને રસ કહાડવો, ને તે રસમાંથી એક ઝીણી ચમચી (બેઆનીભાર) લઈ તેમાં મધ ચમચી ૧ મેળવીને દરરોજ સવારમાં પીવાથી ઘાંટો ખુલ્લો થશે.

## ઈલાજ ૬ ઠો.

સંચળ વાલ ૨, મધ (ચમચો ૧) તોલો ૦ાા, પાણી (ચમચો ૧) તોલો ૧.

એ ત્રણે ચીજને મેળવી ગરમ કરી દરરોજ સવારના પીધાથી ઘાંટો ખુલ્લો થશે.

## ઈલાજ ૭ મો.

બેડાંની છાલને ઠીકરાં ઉપર સહેજ સેકી તે છાલ મોમાં રાખી તેનો રસ ચુસ્યા કરવો તેથી ઘાંટો ખુલ્લો થશે.

## ઈલાજ ૮ મો.

મધ સોજું (ચમચો ૧) તોલો ૦ાા, બ્રાન્ડી ઉંચો (ચમચો ૧) તોલો ૧.
પાણી ગરમ, (ચમચા ૨) તોલો ૧.

એ સઘળાંને મેળવી તેના બે ભાગ કરી સવાર સાંજ બે વખત દરદીને પાઈ ઉપર ચાહે, દુધ લેવું તથા જમવું. એમ થોડા દીવસ કરવાથી સારૂં થશે.

## ઈલાજ ૯ મો.

દુધ તોલા ૨૦, હળદર વાટેલીનો આટો વાલ ૧ાા, સીંધવ વાલ ૧, ઘી તોલો ૧.

પ્રથમ દુધમાં હળદર નાખી તે દુધ વાસણમાં રેડી ઉકાળવું, ને તે પછી

તેની અંદર ઘી નાખવું. તે અંદર મળી ગયા પછી તેમાં સીંધવ નાખવું ને પછી હેઠળ ઉતારી ઠંડું પાડી તે દુધ સવારમાં પીવું. તેથી ફાયદો થશે.

## ઇલાજ ૧૦ મો.

આંબાનો મોર ........તોલો ૦ાા, તબાસીર યુનાનીમાં કહે છે જેને
એલચીદાણા છોલતાં સાથે સેકી ગુજરાતીમાં વંશલોચન અથવા
તેમાંના દાણા........તોલો ૦ા, વાંસકપુર કહે છે તે......તોલો ૦ાા.
કાથો સફેદ ...........તોલો ૦ાા, ચીની કબાલા ... ... ...તોલો ૦ા.
સોવાગો ટંકણ એટલે ટંકણખાર ... ... ... ... ... ... ... ...તોલો ૦ાા.

એ બધી જણસોને બારીક છુંદી મેદા જેવી કરીને કપડામાં ચાળી કાઢવી ને તેમાં તેટલાજ વજનની સાકર નાખી સીસીમાં ભરી રાખવી, ને દરરોજ સવાર સાંજ પાંચ પાંચ વાલ એટલે બેઆની ભાર ફાકી ઉપરથી દુધ શેર ૦ા પીવું.

## ઇલાજ ૧૧ મો.

### ગળામાં ખખરાટ થતો હોય ને જેમ કીડી ચટકો મારે તેમ થાય ને ગળું ખખરી આવે તેનો ઇલાજ.

એલચી નગ ૫ છોલતાં સાથે સેકીને છુંદીને આટો કરવો. ચણા તોલા ૨ સેકી છુંદી નાખી આટો કરવો. નીમક બેઆનીભાર બારીક કરવું.

એ ત્રણેને મેળવી અને અવારનવાર બેઆની ભાર ખાધાથી અને ઉપરથી જરા પાણી પીધાથી ગળાંનો ખખરાટ નરમ પડશે.

## ઇલાજ ૧૨ મો.

### ઘાંટુ પડયું હોય, કફ બરાબર નીકળે નહીં, ઠાંસો થયો હોય ને બરાબર બોલાય નહીં તેનો ઇલાજ.

ઉનાફ. ... તોલો ૦ાા, સીપીસ્તાન તોલો ૦ાા, અંજીર સુકાં નંગ ૨.
ગાઉજુબાન બેઆની ભાર, અલસી... ,, ૦ા, ખડી સાકર તોલો ૦ાા.
કાળી દરાખ ઠળીઆ કાહાડેલી ... ... ... ... ... ,, ૦ાા.
જેઠીમધની લાકડી ઉપરની છાલ ધસી નાંખેલી ... ... ... ,, ૦ાા.
બદામનાં બીજ નંગ ૫ ઉપરથી છાલ કાડી નાંખેલાં, અલસી ... ,, ૦ા.

એ બધાંને છુંદીને મેળવી એક કપ (તોલા ૨૦) પાણીમાં રાતરે ભીજવી મુકવાં ને સવારે તે વાસણ ચુલા ઉપર મુકી ઉકાળવાં, ને તે બળીને

જ્યારે ચોથે ભાગે પાણી રહે ત્યારે ઉતારી તેને કપડાંએ ગાળી કહાડી કંકુ પાડી પી જવું, અને કુચો રદ કરવો. બીજે દહાડે ઉપલાં વસાણાં તાજાં લેવાં ને તેને ભીજવી ઉકાળી પીવાં; એથી કફ છુટો પડશે ને ઘાંટું ખુલ્લું થશે.

## ઈલાજ ૧૩ મો.

બદામનાં બીજ છોલતાં કાઢેલાં તોલો ૦ાા, અલસી આખા તોલો ... ૦ાા.

એ બેઉને મેળવી છુંદી વાટી તેને ચમચી પાણી સાથે મેળવી તેની એલચી જેવડી ગોળીઓ બનાવવી, અને દીવસમાં ત્રણ ચાર લઈ ચુસ્યા કરવી, ને ઓગાળ ગળવો. એથી કફ છુટો પડશે, ને હાંસો નરમ પડી ઘાંટું પણ ખુલ્લું થશે.

## ઈલાજ ૧૪ મો.

લાલ માટીનું કોડીયું લઈ તેને આતશપર મુકી ગરમ લાલચોળ કરવું પછી તેને બહાર કહાડી તેમાં અજમો વાલ ૨ નાખવો. તે જરા અધકચરો સેકાય એટલે તેમાં વાટેલું નીમક વાલ ૨ નાખવું; ને પછી તેમાં કોડીઆ-માં સમાય તેટલું દુધ નાખી તે દુધ ગાળી કાહાડી ગરમ ગરમ પીવું. એમ બે ચાર દીવસ પીવાથી કફ છુટો પડી હાંસો નરમ પડશે, ને ઘાંટું ખોલ્લું થશે.

## ઈલાજ ૧૫ મો.

અસાળીઓ ... ... ... તોલા ૧૦, રાઈ ... ... ... તોલા ૧૦.

એ બેઊને છુંદી પીસી માવો કરી સીસીમાં ભરી રાખવો, ને તેમાંથી એક ચમચો લઈ તેમાં ઈંડાંની સફેદી તથા સેજ ગરમ પાણી મેળવી પલાસ્ટર કરવું ને ગળાંની ઘાંટી ઉપર મુકવું. અરધા કલાક પછી તેને કા-હાડી લઈ ગળું સેજ ગરમ પાણીથી સાફ કરી તે ઉપર બદામનું તેલ ભરવું. એમ બે ચાર દીવસ કરવાથી ઘાંટું ખોલ્લું થશે.

## ઈલાજ ૧૬ મો.

પટેટો મોટો એક લઈ તેને છોલી પાણી શેર ૧ (તોલા ૪૦) માં બાફવો, ને તે બફાઈને નરમ થાય ત્યારે એક ધોયલા સાફ કટકામાં કહાડી તેને બે હાથે દાબી લેપડી કરી ગળે ગરમ ગરમ સેક કરવો, ને જ્યારે ખમી શકાય એવો થાય ત્યારે ગળે બાંધી દેવો ને ઠંડો પડે ત્યારે છોડી નાખવો. જે પાણીમાં પટેટો બાફ્યો હોય તે ગરમ પાણીએ ગળામાં કોગળા કરવા. એમ દીવસમાં બે ત્રણ વખત કરવાથી ઘાંટું સાફ થશે.

## ઈલાજ ૧૭ મો.

કુલીંજન (પાનની જડ) તથા કાળાં મરી સરખે ભાગે લઇ છુંદી બારીક ભુકો કરી તેમાં મધ નાખી ચાટણ કરવું. પછી તેમાંથી એક વાલ જેટલું લઇ જીભ ઉપર મુકી ધીમે ધીમે ગળવું. એમ દીવસમાં ત્રણ ચાર વખત ખાવું. કુલીંજન તથા કાળાં મરીને જુદાં જુદાં છુંદી ભેળવવાં. કારણ કે કુલીંજન સખત છે, તેથી ખાંડવાને મહેનત પડે છે.

## ઇલાજ ૧૮ મો.

ખાવાનાં પાનની જડ (જેને કુલીંજન કહે છે તે) વાલ ૫ નો કટકો લઇ રાત્રે સુતી વખતે મોઢામાં રાખી ચુસવો, ને તેનો રસ ઘાંટીમાં ઉતરવા દેવો. એથી ઘાંટું ખુલ્લું થશે.

## ઈલાજ ૧૯ મો.

પાનમાં ખાવાનો સુરતી કાથો તોલો ૧ લઇ તેને પાણી શેર ૦ા (તોલા ૨૦) માં ભાજવી મુકવો, અને તેમાં ફુલવેલી ફટકીનો બારીક ભુકો વાલ ૫ નાંખવો. કાથો પીગળી ગયા બાદ એ પાણીએ, જમ્યા પછી ત્રણ ચાર વાર કોગળા ગળાંવેર કરવા. એથી ઘાંટું ખુલ્લું થશે.

## ઇલાજ ૨૦ મો.

ખસખસના પોસ નંગ ૪ (તોલા ૧) ને એક તપેલીમાં લઇ તેમાં પાણી શેર ૧ નાંખી ખુબ ઉકાળવાં; ને બે ચાર જોશ આવ્યા પછી તે ઉકળેલું પાણી એક લોટીમાં લઇ તે લોટીની કોરણે એક કટકો વીંટાળવો, કારણ કે તેની કોર ગરમ થયલી હોય તેથી હોઠ દાઝે નહીં; પછી તેમાંથી વરાળ મોહોડામાં લેવી. એમ દીવસમાં બે ત્રણ વાર લેવાથી ફાયદો થશે. એ વરાળ લેતી વેળા અફીણને પાણીમાં ઘસી ગરમ કરી બાહારથી ગળે ચોપડવું. એમ કીધાથી અંદરનો સોજો નરમ પડશે.

## ઈલાજ ૨૧ મો.

ગાયનું દુધ શેર ૧ લઇ તેમાં કાળાં મરીના દાણા ત્રણથી પાંચ ખોખરા કરી નાંખવા ને તેમાં નીચલી જણસ ભેળવી:—

જાવંત્રી તોલો ૦ા, તજ સેલાની તોલો ૦ા, સુંઠનો ગાંઠીઓ ૧ તોલો ૦ા.

એ બધાંને ખોખરાં કરી દુધમાં મેળવી તેમાંનો પાણીનો ભાગ બળી

જાય ત્યાં વેર ઊકાળવાં, ને પછી તેમાં શાકર ભેળી ગરમ ગરમ ખવાય તેવું પીવું. બીજે દહાડે નવું બનાવી પીવું. ઉપર પાણી પીવુ નહીં. એથી ઘાંટું ખુલ્લું થશે.

## ઈલાજ ૨૨ મો.

## ઘાંટું પડી ગળામાં ખખરાટ થતો હોય ને બરાબર સાફ બોલાય નહીં તેનો ઇલાજ.

ભુંજેલા ચણાની દાળ તોલો ૧, ભુંજેલી કારીનો આટો તોલો ૧, નીમક તોલો ૦।.

ઉપલી ત્રણે ચીજોને છુંદી મેળવી બારીક આટા જેવી કરવી. ને તેમાંથી એક ચમચી ફાકી ઉપરથી સહેજ પાણી પીવુ.

## ઈલાજ ૨૩ મો.

## ઘાંટું પડવાથી ગળામાં કીડી ચટકા મારે તે પ્રમાણે લાગે છે કે જેમ કફ બંધાયાથી થાય છે, ને તે કફ બાહાર પડવા સારૂ ખોંખારીને થુંક બહાર કહાડવી પડે છે, જે બંધાયલા બલખાની માફક બહાર પડે છે.

## તે કફ છુટો પાડવાનો ઈલાજ.

લવંગને પથરાના પાટા ઉપર છુંદી ખોખરાં કરવાં. પછી તેમાંથી એક ચમટી લવંગની ભુકી તથા પતરીની ચીનાઇ સાકરનો એક ગાંગડો જીભ ઉપર મુકી તેનો ઓગાળ ગળ્યા કરવો; એથી કફ છુટો પડી ગળામાં જે ખખરાટ થતો હશે તે નરમ પડશે. એ મુજબ દીવસમાં બે ત્રણ વખત બે ચાર દહાડા સુધી ખાધાથી ફાયદો થશે.

## ઈલાજ ૨૪ મો.

ખેરસાલ જે ખેરનાં નારનાં લાકડાંની અંદરથી નીકળે છે તે, બે વાલ લઇ ખાવાનાં પાનની અંદર મુકી બીડી કરી મોઢામાં રાખી તેને ચાવીને તેનો ઓગાળ ગળામાં ઉતારવો; એથી કફ બંધાયલો છુટો થશે. તે કફને ખોંખાર મારી બહાર કાઢી થુંકી નાંખવો. એ પ્રમાણે દહાડામાં બે વખત ચાર પાંચ દીવસ સુધી ખાધાથી ફાયદો થશે.

## ઈલાજ ૨૫ મો.

### ઘાંટુ પડયું હોય ને ગળાંની નળીમાંથી અવાજ સાફ નહીં નીકળે તેનો ઇલાજ.

સંગજીરૂં જે ચાકના જેવું સફેદ સુવાળા ગાંગડા સરખું આવ છે તેને છરીએ ઓખવીને તેનો આટો તોલા ૧થી ૨ લઇ તેને ગોલાબના પાણીમાં ભીંજવી ગળાંની ઘાંટીપર બહારથી જાડું ચોપડવું, ને સુકાયા પછી જરા જરા પાછું ભરવું; તેથી અવાજ ખોલ્લો નીકળશે ને સાફ બોલાશે.

## ઈલાજ ૨૬ મો.

### સરદી લાગ્યાથી, ઠંડી જણસ ખાધાથી અથવા બીજા સબબથી ઘાંટું પડે ને બોલાય નહીં તેનો ઇલાજ.

બદામ છોલેલી નંગ ૯, એલચી દાણા ... ... નંગ ૮, સફેદ મરી નંગ ૯, સુંઠ ... તોલો ૦।, મોસંબીની છાલ સુકી તોલો ૦॥, જેઠી મધ તોલો ૦। અનીસું તોલો ૦।, તે જો નહીં હોય તો વરીઆળી ... ... તોલો ૦। લેવી.

એ સઘળાંને છુંદી મેળવી જાડા આટા જેવાં કરી, એ વાઇન ગ્લાસ અથવા ૧૨ તોલા ખખળતાં ગરમ પાણીમાં ભીજવવાં ને પાણી ઠંડું થાય ત્યારે તેને કપડાંએ ગાળી કહાડી કુચો જુદો રાખી ગાળેલાં પાણીમાં સાકર તોલો ૦॥ નાખી સવારના પીવું.

એ મુજબ બપોરના એ જુદા રાખેલા કુચામાં ગરમ પાણી વાઇન ગલાસ ૧॥ (તોલા ૯) નાંખી તેને ભીજવવો ને પાણી ઠંડું થાય ત્યારે તેને કપડાંએ ગાળી કહાડી કુચો જુદો રાખી ગાળેલાં પાણીમાં સાકર તોલો ૦॥ નાખી પીવું.

સાંજે પણ ઉપરના કુચામાં ખખળતું ગરમ પાણી વાઇન ગલાસ ૧ (તોલા ૬) નાખી ભીજવી તે પાણી ઠંડુ થાય ત્યારે કપડાંએ ગાળી કહાડી ગાળેલાં પાણીમાં સાકર તોલો ૦॥ નાખી પીવું ને કુચો રદ કરવો.

બીજે દીવસે બીજાં નવાં વસાણાં લઇ ઉપર મુજબ બનાવી દીવસમાં ત્રણ વખત પીવાં, ને જો આરામ જણાય તો એ દવા ચાલુ રાખવી.

---

# ચાંદી ઇંદ્રી ઉપર તથા શરીરના કોઈ બીજા ભાગ ઉપર તથા તાલવામાં થઇ હોય તેના ઈલાજ.

કારણ—મરચાં તથા ઘણા તીખા પદાર્થો ખાધાથી તેમજ ગરમીવાળી સ્ત્રી સાથે સંગ કરવાથી પણ એ રોગ થાય છે.

## ઇલાજ ૧ લો.

હીમજી હરડે તોલો ૧, હીરાદખણ તોલો ૧, મજીઠ તોલો ૧, બોદાર-સીંગ તોલો ૧, લોધર વઠાણી તોલો ૧, મોરથુથુ તોલો ૧. માયાં તોલો ૧, રાહાલ તોલો ૧.

એ સઘળાં વસાણાંને કુટી કપડછંદ કરી, તેની ભુકી ચાંદી ઉપર અવારનવાર દાબ્યા કરવી. એથી ચાંદી નરમ પડશે.

**ખોરાક**-દાળ, ભાત તથા ચોલાઇની ભાજી ખાવી; તેલ, મરચું તથા ખટાસ ખાવાં નહીં.

## ઈલાજ ૨ જો.

સોપારી ઉજળી તોલા ૨, કાથો તોલા ૨.

સોપારીને બાળવી તથા કાથાને ઠીકરાંમાં બાળવો. બંનેને ગાયના માખણમાં ખુબ ખલ કરી તેનો મલમ કરવો. તે મલમ ચાંદાંવાળી ચામડી ઉપર ચાંદાં રૂઝાય ત્યાંસુધી લગાડ્યા કરવો. તેલ, મરચું તથા ખટાસ ખાવું નહીં.

## ઈલાજ ૩ જો.

ગાયનું ઘી શેર ૧, માખણ શેર ૦।, પાખણભેદ દગડીઓ તોલા ૪, મીણ તોલા ૪, ટંકણખાર તોલા ૩, મજીઠ તોલા ૩, હડતાળ તોલા ૨, સીંદુર તોલા ૨, રાહાલ તોલા ૩, બોદાર તોલા ૨.

સઘળાં વસાણાંને કુટીને બારીક કરવાં. ઘી તથા મીણને જરા ઉકાળી પાતળું કરવું ને પાતળું થયા પછી સઘળાંને ખલમાં નાખવાં. માખણને પણ ખલમાં નાખી સઘળાં વસાણાં સાથે ખલ કરવાં, ને મલમ બનાવવા તે મલમ કાચના વાસણમાં ભરી રાખવો અને તે ચાંદી ઉપર અવારનવાર ચાપડયા કરવો. એથી ચાંદી સાફ થશે. પણ એ દરદવાળાએ તેલ, મરચું, તથા ખટાસ ખાવું નહીં.

### ઈલાજ ૪ થો.

કપીલો તોલા ૩, હીરાદખણ તોલા ૩, મસતકી તોલા ૩, સીંદુર તોલા ૩.
એ સર્વે વસાણાંમાં ગાયનું ઘી ખપે એટલું નાખી ખલ કરી મલમ કરવા, ને તે ચાંદી ઉપર ચોપડવો, એથી ચાંદી સારી થશે.

## ચાંદુ ગમે તે જાતનું પડે યા ભગંદર થાય તેનો ઈલાજ.

એ દરદ, ગુરદાની આસપાસ ફોલ્લી થાય છે, ને તે ફુટીને વહે છે તેમાંથી થાય છે. એ ફોલ્લીને મસા કહે છે, ત મસા ઘણી ગરમ અને તીખાસવાળી ચીજો ખાવાથી થાય છે.

### ઈલાજ ૧ લો.

અરડુસાનાં ઝાડની જડ પાણીમાં ઘસીને દરરોજ દહાડામાં બે વખત લગાડવાથી એ ચાર દીવસમાં ઉપલાં દરદ સારાં થશે.

## ચાંદુ પડે તેને રૂજ લાવવાનો ઈલાજ.

### ઈલાજ ૧ લો.

ગુલરની છાલ વાટી બારીક ભુકો કરી ચાંદા ઉપર ભભરાવ્યા કરવાથી ચાંદુ રૂઝ આવશે.

## જખમ અથવા ઘા પડયા હોય તેના ઈલાજ.

માણસનાં શરીરના કોઈ પણ ભાગમાં કાંઇ પણ હથિયારથી, છરીથી કે કોઇ પણ પ્રકારથી ઘા પડયો હોય ને માંસ કપાઇને લોહી નીકળતું હોય તે રૂજ લાવવાના ઇલાજ.

## ઇલાજ ૧ લો.

ભાંગરા (જેને મરાઠીમાં "માંકા" કરી કહે છે તે)નાં પાંદડાંને ચોળી તેનો રસ જખમ ઉપર નાંખી તે પાંદડાંનોજ કુચો તે ઉપર બાંધવો એથી રૂજ આવી જશે.

## ઇલાજ ૨ જો.

કુઇનાનનાં પાંદડાં છુંદીને તેને જખમ ઉપર બાંધવાથી થોડા વખતમાં રૂજ આવી જશે.

## ઇલાજ ૩ જો.

જખમવાળી જગોને પ્રથમ ઘોડાના પીસાબે ધોઇ સાફ કરી, તે ઉપર ધાવરીની છાલને કપડછંદ કરીને તેનો ભુકો તે (ઘા) ઉપર ભભરાવવો; એથી રૂજ આવી જશે.

## ઇલાજ ૪ થો.

સોજા મધને ખુબ ઉકાળવું, અને તે ગરમ ગરમ એક કપડાંના કાકડા ઉપર લઇને પેલી જખમવાળી જગાએ સેક કરવો, તથા કાકડો અંદર મુકી પાટો બાંધવો: બે કલાક પછી ફરીથી મધને ગરમ કરી કાકડાએ સેક કરી પાછો પાટો બાંધવો. એ પ્રમાણે દીવસમાં ૩ કે ૪ વખત સેક કરી પેલું ઉકાળેલું મધ પચાવ્યા કરવું, જેથી જખમ રૂઝાઇને માંસ ઉપર આવશે.

## ઇલાજ ૫ મો.

ઘા ઘણો ઉંડા ને મોટો હોય, તો પહેલાં ટાંકા મારી તે ઉપર તલના તેલનો પાટો બાંધવાથી ઘા રૂઝાઇ જશે.

## ઇલાજ ૬ ઠ્ઠો.

ફટકીને છુંદી તેની ભુકી કરી ઘાની અંદર ભરી પાટો બાંધી લેવો, તેથી હાડકી પાછી જોડાઇ જશે.

## ઇલાજ ૭ મો.

ઘા વાળી જગાએ તુરત રૂ બાળી, તેની ગરમ–ગરમ રાખ તે ઘામાં દાબી દેવી, અને તે ઉપર બળતાં રૂનો સેક કરવો, અને તે ઉપર પાટો બાંધી લેવો. તે પાટો ઘણા દીવસ સુધી છોડવો નહીં. તે ભાગ પાણીથી પલાળવો નહીં. એથી ઘા રૂજ આવી જશે.



# જલંદરના ઇલાજ.

## ઇલાજ ૧ લો.

થુવર (નીવડુંગ) ઝુંટાવાળો હોય તેનો એક કટકો ભેભતમાં ભુજવો. ભુજાયા પછી તેને બહાર કાહાડી ચીરીને કટકા કરવા. પછી જાડાં કપડાંમાં મુકીને તેને દાબી નીચોવીને રસ કહાડવો ને એ રસમાંથી અરધું ગલાસ (તોલા ૨।।) જેટલો રસ દરરોજ સવારે એક વખત પાવો.

## ઇલાજ ૨ જો.

સંખ (જે હિંદુઓ દહેરામાં રાખી ક્રિયા કરતા વખતે ફુંકે છે તે) ને ઇંગાર ઉપર મુકીને બાળીને તેની ખાખ કરવી અને તે કપડાંએ ચાળી લઇને સીસીમાં ભરી રાખવી. પછી તેમાંથી ๐।। તોલો લઇને ગોળમાં બે ગોળી બનાવવી. તેમાંથી એક સવારે તથા એક સાંજે ગળાવવી.

જો જલંદર લાંબા વખતનું હોય તો ઉપલીજ દવા ૩ કે ૪ માસ સુધી ચાલુ રાખવી.

ખાધામાં દારૂ, માછલી, તેલ, મરચું, વેંગણાં વગેરેગે સર્વ ચીજ ખાવા ફરમાવવી.

## ઇલાજ ૩ જો.

કુંવાડીયા નામનો છોડ ઉંચાઇમાં માણસની કમર જેટલો થાય છે, અને તે ઉપર સીંગ થાય છે. તેમાંથી બીઆં કહાડી તેને છુંદીને અથવા પાસીને મેદા જેવી ભુકી કરવી; ને એક સીસીમાં ભરી રાખવી; અને તેની ๐।। તોલાની બે ગોળી ગોળમાં બનાવવી અને તેમાંની ૧ ગોળી સવારે ને બીજી ગોળી સાંજે ગળવા ફરમાવવી. ઉપરથી બરફનું પાણી અથવા સોડાવાટર પાવો. એથી એક બે સાફ ઝાડા થશે. લાંબા દિવસ એ ઉપાય કીધાથી દરદીને ફરક પડશે. જો બે વરસથી ઉપરનું અને જુનું દરદ હશે તો દરદીને ફરક પડશે નહીં.

## ઇલાજ ૪ થો.

કડવી શેરડી જે વીંછુંનાં રહેઠાણુની જગામાં થાય છે તે શેરડી છોલી એ દરદવાળાને ખવરાવવાથી ફાયદો થાય છે.

# જુલાબ.

—:::::::—

## કોઈ માણસને પેટ બરાબર નહીં આવતું હોય ને તેથી શરીરમાં કાંઇ પણ રોગનો ઉપદ્રવ જણાય, જેવો કે પેટમાં ચુક તથા પેટ ચહડી આવે તથા ખાધેલું પાચન નહીં થાય તથા શરીરમાં લોહીનો બીગાડ થયો હોય અને ગરમી થઇ હોય તે મટાડવા માટે સાધારણ જુલાબ લેવાની રીત.

### ઈલાજ ૧ લો.

ત્રીફલાં (હરડાં–બેડાં–આંમળાં) તોલો ૧, ધોડાવજ તોલો ૦॥, નરગડો તોલો ૧,
ટંકણખાર ... ... ... ... તોલો ૧॥, કરમાણી અજમોદ ... તોલો ૦॥,
સીંધવ... ... ... ... ... તોલો ૦॥, વાયવડંગ તોલો ૦॥, હીંગ તોલો ૦॥.

એ સર્વે વસાણાંને ખોખરાં કરી ૧ શેર પાણીમાં ઉકાળવાં. પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી ગાળી કહાડી તેમાંથી એક ઔંસ (તોલા ૨॥) પાવું. ઉપર દાળ, ભાત ખાવાં. એથી એક બે જુલાબ આવશે, ને જીવને આરામ થઇ ખરાબ લોહી સુધરશે.

### ઈલાજ ૨ જો.

હજરતી હાઉદ તોલો ૧॥, રેવંચીની ખટાઇ તોલો ૧॥, સુરોખાર કલમા તોલો ૧, ગુલાબનાં ફુલ તોલો ૧, જીરૂં સફેદ તોલો ૧, ધાણા તોલો ૧, હીમજી હરડે તોલા ૨, શાકર તોલો ૧.

એ સર્વે વસાણાંને કુટીને ખોખરાં કરી તેમાં પાણી શેર ૧ નાખી ઉકાળવાં, ને જ્યારે પાણી ૦॥ શેર રહે ત્યારે ઉતારી ગાળી કાઢી તેમાંથી ઔંસ ૧ થી ૨ (તોલા ૨॥ થી ૫) સુધી માણસની દેહ તરફ નીગાહ રાખીને પીવા આપવું. એ દવા અંગમાંની બધી અગ્નિ કહાડી નાંખશે. એ જુલાબ ટાઢો છે.

### ઈલાજ ૩ જો.

કાળી દરાખ તોલા ૨, જીરૂં તોલા ૨, સુંઠ તોલા ૨, મરી કાળાં તોલા ૨.
મરી સફેદ તોલા ૨, ફુદનો લીલો ... તોલા ૨, હીમજી હરડે તોલા ૨.
પીપરી મુળ તોલા ૨, જાયફળ ...... તોલા ૨, ધાણા...... તોલા ૨.

જીરાને અંગોરી સરકામાં એક દહાડો ભીંજવી રાખી બીજે દહાડે તડકામાં સુકવવું. એમ ચાર દિવસ સુધી જીરાંને રાતે ભીંજવી રાખી દિવ-

સના તડકામાં સુકવવું. પછી લીલા પુદનાનાં પાંદડાંને તડકે સુકવવાં. દરાખના ડળીઆ કાઢીને તેને ખુબ કુટવી. પછી બધી દવાઓ કુટી મેળવીને કામમાં લેવી. જો નરમ ખાવા ગમે તો થોડા મધમાં મેળવી રાત્રે ખાધા પછી પા કલાકે ખાઇ સુઇ જવું; ને જો વધારે પેટ લાવવાની જરૂર હોય તો હરડેની જુદી રાખેલી ભુકી ૦। તોલો અંદર નાખીને ખાવી; જેથી પેટ સાફ આવશે. એ પાક તોલો ૧ થી ૧॥ સુધી ખાવો; એથી સાધારણ જુલાબ થઇ ચામડીનાં દરદો દુર થશે.

## ઇલાજ ૪ થો.

હીમજી હરડે... ... ... ... તોલો ૧, જીરૂં ... ... ... ... તોલો ૧.
સુકા ગુલાબનાં ફુલ ... ... તોલો ૧, એલચી ... ... ... ... તોલો ૧.

હીમજી હરડેને સહેજ એરંડીઉ (દીવેલ) લગાડી ઠીકરાં ઉપર સેકવી, ને તે ફુલે એટલે તેનો બારીક આટો કરવો.

જીરાંને અધકચરૂં સેકવું, ને તેને છુંદી બારીક આટો કરવો.

ગુલાબનાં ફુલને છુંદી તેનો બારીક આટો કરવો.

એલચીને છાલાં સાથે સેકી તેનો બારીક આટો કરવો. એ ચારે જણસોને જુદી જુદી કાચની સીસીમાં ભરી રાખવી, ને જ્યારે જુલાબ લેવો હોય ત્યારે નીચે મુજબ લેવીઃ—

હીમજી હરડેનો ભુકો... ...ચમચી ૧, જીરાનો ભુકો... ...ચમચી ०॥.
સુકાં ગુલાબનાં ફુલનો ભુકો ચમચી ०॥, એલચી છુંદેલીનો ભુકો ચ० ०॥.

એ ચારે ચીજોને સાથે મેળવી તેમાં લાલ ખાંડ ચમચી ૧ તથા સુંઠનો ભુકો ચમચી ०। મેળવી ફાકવી, ને ઉપર પાણી પીવું. એથી સાધારણ પેટ આવી તબીએત સારી થશે.



# ઝેર અફીણનું ઉતારવાના ઈલાજ.



**જે ધણીએ આપઘાત કરવા જાણી જોઇ અથવા ભુલથી અફીણ ખાધું હોય તેનો તાબડતોબ ઉપાય કરવામાં આવે તો ફેર પડશે.**

## ઇલાજ ૧ લો.

રૂના કપાસીઆમાંનાં બીઆં નંગ ૧૫ થી ૨૦ પાણીમાં ઘુંટીને તે પાણી પાવું, જેથી ઝેર ઉતરી જશે.

### ઈલાજ ૨ જો.

હીંગ ૧૦ ચોખા ભાર ફુલવીને તેનું પાણી પીવું, એથી તુરત ફાયદો થશે.

### ઈલાજ ૩ જો.

સંસ્કૃતમાં જેને કસુંદરી કહે છે; ગુજરાતીમાં જેને મોટો પોમાડીઓ કહે છે તથા મરાઠીમાં જેને થોરલો ટાંકળો કહે છે, અને જે ઝાડને તુવેર જેવાં પાંદડાં થાય છે, અને તે ત્રણથી ચાર ફુટ ઉચું થાય છે, તેને વાપરવાની વીગતઃ—

જેને અફીણનું ઝેર ચડયું હોય તેને એ ઝાડનાં પાંદડાંનો રસ કાઢી તોલો એક પાવો. બચ્ચાંને એઆનીથી પા તોલા ભાર પાવું; અથવા તેનાં કદ પ્રમાણે પાવું, પણ ભુલથી જો વધારે પીવાય તો કાંઇ અવગુણ થશે નહીં ને ઝેર ઉતરી જશે.

### ઈલાજ ૪ થો.

માખીનો છેર (અઘાર), ગોળ, ખાંડ, વેચનારા ગાંધીઓની દુકાનમાં માખ ઘણી થાય છે, તે ઓછી કરવા સારૂ દોરીના કટકા ઉપર ગોળ લગાડી દુકાન ઉપર ટાંગી મુકે છે, તે ઉપર માખીઓ બેસી અઘાર કરે છે. ત્યાંથી એક દોરીનો કટકો લાવી તેને એક વાઇન ગેલાસ ગરમ પાણીમાં ભીંજવી, હાથે ચોળી તે પાણી પાઇ દેવુ, એથી અફીણનું ઝેર ઉતરી જશે.

### ઈલાજ ૫ મો.

વેંગણાંનાં પાંદડાંનો રસ તોલા ૨ થી ૩ કાઢી પાવો, એથી અફીણનું ઝેર ઉતરી જશે. જો પાંદડાં નહીં મળે તો વેંગણાંનો રસ વાપરવો.

### ઈલાજ ૬ ઠો.

ચેંગાચું કાચું તેમાંથી બી કાઢી નાખીને ખાવું એથી ઝેર ઉતરી જશે.

---

## ઝેર ધતુરાનું ઉતારવાના ઈલાજ.

---

ગાયનું દુધ શેર ૩ ત્રાંબાના કલાઇ વગરનાં વાસણમાં લઇ હલાવીને પાવાથી ઝેર ઉતરી જશે.

# ઝેર સોમલનું ઉતારવાના ઈલાજ.

### ઈલાજ ૧ લો.

લુણીની ભાજી લઇ તેને પાણી નાખી છુંદવી, ને કપડાંમાં નાખી નીચોવી કાઢવી, એટલે રસ નીકળશે. તેમાંથી તોલા ૧૦ થી ૨૫ સુધી પાવાથી ઝેર ઉતરી જશે. કુતરાનાં ખાવામાં સોમલ આવે છે, ત્યારે તે મરી જાય છે તે, આ રસ પાવાથી બચે છે.

### ઈલાજ ૨ જો.

ચોળા જે ખાવામાં વાપરીયે છીયે તેને હાથે ચોળી પાણીમાં ભીંજવા રાખવા, ને થોડા વાર પછી તેને હાથે ચોળી પાણી ગાળી કાઢવું ને તે ગાળેલું પાણી પાવાથી વામીટ થઇ સોમલનું ઝેર બહાર નીકળી જશે.

# ઝેર હડખાયલું કુતરૂં કરડે તેનું ચહડે તે ઉતારવાનો ઉપાય.

જેને સંસ્કૃતમાં શ્વાનવિષ કહે છે તેના ઉપાય.

લક્ષણ-હડખાં કુતરાંએ કરડેલા માણસનો ચેહેરો બદલાઇ જાય છે, શરીર ધ્રુજે છે, મૂત્રમાં કીડા થાય છે, કુતરાંની પેઠે ભસે છે, બીજા માણસને કરડવા જાય છે. એ માણસને ચોમાસામાં વધુ ઝેર ચઢે છે, પાણી જોઇ ભયભીત થાય છે, ગુમડાં થાય છે, સોજો આવે છે, બીજા માણસને કરડે તો તેને પણ ઝેર ચઢે છે, રોગી બરાડાં પાડે છે, અને જો પાણી તથા કાચમાં જોઇ રાજી થાય તો તે મરણ પામે છે—

તેના ઇલાજ.

## ઈલાજ ૧ લો.

કાળા ધતુરાનાં પાંદડાં એકથી બે લેવાં ને જે માણસને કુતરાએ કરડ્યો હોય ને તેથી તેને હડખું લાગું હોય તેને ચવાડવાં. જો દરદી ચાવી નહીં શકતો હોય તો તે પાંદડાંને પાણીમાં ચોળી તે પાણી તેને પાવું. એ પાણી પીધાથી દરદી વધારે દીવાનો સરખો થશે તેની કાંઇ ચિંતા નહીં. પણ તે એક બે દિવસમાં સાજો થશે.

## ઈલાજ ૨ જો.

કરચલાં જે દરીયામાં પેદા થાય છે તેને તંદુરમાં અથવા ભઠીમાં મુકીને ભુજવાં, અથવા આતસ ઉપર મુકીને ભુજવાં, પછી તેનાં કોતલાં કાઢી નાખી તેનું માંસ દરદીને ખવાડવું અથવા એ કરચલાંનો સેરવો બનાવી નીમક, મરી નાખી તે દરદીને પાવો.

## ઈલાજ ૩ જો.

પીલવણનું ઝાડ જેને પીલું પણ કહે છે જે દરિઆ કીનારે તથા બાગમાં થાય છે, ને જેની ઉપર લાલ ફળ ઝીણા કાળા મરીના દાણા જેવડાં થાય છે, અને પીળાં ફુલ થાય છે, જે છોકરાઓ ખાય છે, તેનું મુળીઉ જમીનમાંથી ખોદી કાઢી આસરે બે તોલા જેટલું પાણી લઇને તેમાં ઘસવું ને દર્દીને તે પાણી પીવા આપવું. નાનાં બચ્ચાંને ૦॥ તોલા પાણીમાં ઘસીને પાવું. એ પીધાથી પેટ આવશે. કુતરાના કરડવાથી માણસને હડખું લાગે છે, તેથી લાલ રંગના જીવ પડે છે, તે હોજરીમાં પેદા થાય છે. તે પેટ આવશે તે સાથે પડશે ને દરદીને ફરક પડશે. જો કસર રહી હોય તો એ પ્રમાણે બીજી વખત ઘસીને પાવું.

ઉપલો ઇલાજ કીધાથી ફાયદો થશે.

## ઈલાજ ૪ થો.

ઝેર, હડખાયલું કુતરૂં તથા કોહોલું તથા વરૂ કરડે તેનું ચહડે તે ઉતારવાનો ઇલાજ.

ભોંયદોડીના મુળનો રસ... ... તોલા ૨।.
ગાયનું ઘી ... ... ... ... તોલા ૨।.
એ બેઉને એકઠાં કરી પાવાથી ઝેર ઉતરશે.

# ઝેર, નાગ અથવા સાપના કરડવાથી લાગું હોય તેના ઈલાજ.

## ઈલાજ ૧ લો.

કરૂકાજરા (એટલે ઝેર કચુરા)નાં બી પથથરના પાટા ઉપર પાણીમાં ઘસવાં, અને જે જગા ઉપર દંખ લાગો હોય તે જગા ઉપર લગાડવુ.

જો ઉપલી દવા તૈયાર નહીં હોય તો એક જીવતી મરઘી લેવી ને તેનાં સપ્પરાનો ભાગ દખ ઉપર જોરથી દાબીને મુકવો. તેથી બધું ઝેર નીકળી જશે. જો એક મરઘી મુકવા પછી તે મરી જાય કે તરત બીજી મરઘી તેવીજ રીતે મુકવી, તે મરી જાય કે ત્રીજી મુકવી, એ મુજબ દરેક મરઘી મુકયા પછી મરણ પામે કે તરત બીજી જીવતી મરઘીઓ મુકયા જવું, ને જ્યારે છેલી મરઘી જીવતી રહે ને મરી નહીં જાય તોપણ ચાર પાંચ કલાક સુધી તે મરઘી દંખ ઉપર રહેવા દેવી ને જો તે મરઘી બી મરણ પામે તો તરત બીજી મુકવી.

જો મરઘીને બદલે પીલાં ઉપર મુજબ મુકવામાં આવશે તો ફાયદો જલદી કરશે પણ જો પીલાં નહીં હોય તો મરઘી કામે લગાડવી.

## ઈલાજ ૨ જો.

કાઉદલ ફુલ છુંદી તેનો બારીક આટો મેદા જેવો કરવો, ને તેમાંથી તોલો ૧ આસરે લેઇ તેને એક ગલાસ પાણીમાં મેલવી તેને ગાળી કહાડવું અથવા ગાળવાનું નહીં બને તો તેમાં નીમક તોલો ૦। નાખી મેળવીને પાઇ દેવું, એથી વામીટ આવશે. જો વામીટ તરત નહીં થાય તો ચોખાની કાંજી પાવી ને વામીટ લાવવું. (કાંજીમાં મીઠાસ નાખવો નહીં.)

## ઈલાજ ૩ જો.

કંટોલાનો વેલો જેની ઉપર ફળ નહીં આવતું હોય અને જેને વાંઝણી કંટોલી કરી કહે છે અને જે જંગલમાં ઘણાં થાય છે, તેવા વેલાના મડનો કાંદો અથવા કંદ તાજો લાવીને તેને છુંદીને અથવા પાટા ઉપર પીસીને તેનો રસ કહાડી કપડાંએ ગાળી લેવો. એ રસ દરદીને બે ચાર ગલાસ પાવો. એથી વામીટ થઇને ઝેર ઉતરી જશે.

## ઈલાજ ૪ થો.

જે જગા ઉપર દંખ માર્યો હોય તે જગાને સોજી વ્હેતી તીક્ષ્ણ છરી વડે થોડી ચીરીને તે ઉપર આતસનો ગાંગડો લગાડી તે દંખને બાળી નાંખવો. એથી દરદીનાં લોહીમાં ઝેર ફેલાતું અટકશે.

## ઈલાજ ૫ મો.

નાગચંપાનાં ઝાડની સીંગ ૪ વાલ લઇને તેને પાણીમાં ઘસીને તે પાણી દરદીને પાવું. એ પીધાથી ઝેર ઉતરી જશે. નાગચંપાની લીલી છાલનો રસ તોલા ૨॥ જેટલો લઇને દરદીને પાવાથી વામીટ થઇને ઝેર ઉતરી જાય છે. વામીટ થયા પછી દરદીને તે ઉપર ઘી શેર ૦। (પા) પાવું.

## ઈલાજ ૬ ઠ્ઠો.

ઝાડ નામે "કાવલી" (જે કોકણમાં થાય છે તે)ની જડ અથવા મુળીયાં તાજાં અથવા ૨-૩ વરસનાં સુકાં આસરે તોલો ૧ થી ૨ લેવાં, ને તેને પાણીમાં છુંદી તેનો રસ કહાડી અથવા પાણીમાં ઘસીને તેનો ઘસારો ૧ ગલાસ ભરીને તે દરદીને પાવો. સેજ વધારે હશે તો તેની કાંઇ ચિંતા નહીં. ત્યારપછી આસરે ૧૦ થી ૧૨ કલાક ગયા બાદ નિચલાં ઝાડોનાં મૂળીઆંનો રસ તે દરદીને પાવો:–

ઝાડ નામે "મુનાજાર" (જે મહાબલેશ્વર અથવા કોકણમાં મળે છે) તેનાં મુળીયાં તાજાં અથવા એક બે વરસનાં સુકાં આસરે તોલો ૧ થી ૨ લેવાં ને તેને પાણીમાં ઘસીને તેનો ઘસારો ૧ ગલાસ ભરીને તે દરદીને પાવો. ત્યારપછી આસરે ૧૦ થી ૧૨ કલાક ગયા બાદ નિચલાં ઝાડનાં મૂળીઆંનો રસ તે દરદીને પાવો.

ઝાડ નામે પહાડ (જે માહાબલેશ્વર અથવા કોકણના જંગલમાં થાય છે, તેનાં મુળીયાં તાજાં અથવા એક બે વરસનાં સુકાં આસરે તોલો ૧ થી ૨ લેવાં ને તેને પાણીમાં ઘસીને તેનો ઘસારો ૧ ગલાસ ભરીને દરદીને પાવો.

ઉપર મુજબ ૭ દિવસ સુધી પાવાથી ઝેરનું જોર ઉતરી જશે. જો ઝેરનું જોર વધતું હોય તો ઉપલાં ત્રણે ઝાડનાં મુળીયાંનો રસ સાથે મેળવીને પાવો, અને તે ઉપર સોજું ઘી આસરે એક ગલાસ પાવું.

ઉપલા ઇલાજોથી પણ ઝેરનું જોર નહીં ઓછું થાય તો ચાર કલાક પછી બીજી વખત ઉપલાં ત્રણે ઝાડોનાં મુળીયાંનો રસ સાથે મેળવી પાવો, પણ જો ઝેરની અસર ઉતરતી જાય તો દશથી બાર કલાક પછી આપવો.

ઉપલી દવા આપ્યા પછી જો શરીર ઠંડું પડી જાય તો પાછી ઉપર મુજબની દવા કલાક એકથી બે પછી આપવી; પણ જો માલમ પડે કે આંગમાં ગરમી આવતી જાય છે તો જાણવું કે ઝેર ઉતરી જવા આવ્યું છે.

**ખોરાક**—ઘઉંની રોટલી અથવા કાંજી, ઘી તથા નીમક વગરની આપવી. જો ઘી વગર રોટલી નહીંજ ખવાઇ શકે તો સોજું ગાયનું ઘી બે તોલા લઇ તેની રોટલી કરી ખવડાવવી. ઘઉંની રોટલી સાથે તુવેરની દાળ પાણીમાં બાફેલી નીમક નાખ્યા વગરની ખવડાવવી.

ઉપલાં ત્રણે ઝાડાના રસવાળી એકઠી કીધેલી દવા ખાધાથી ઝેરનું જોર નરમ પડયા પછી પ્રથમ જણાવ્યા મુજબ દરેક ઝાડોનો રસ આઠથી દશ કલાકને અંતરે જુદો જુદો લેવો. એ પ્રમાણે સાતથી નવ દહાડા સુધી પાવું.

એ સાત અથવા નવ દહાડા સુધી દર્દી માણસને નવડાવવું નહીં, પણ તેટલા દિવસ વહી ગયા પછી જ નિચે લખેલાં વસાણાં નાહાવાનાં પાણીમાં નાખી તેનો ઉકાળો કરી તે ઉકાળેલાં પાણીથી દર્દીને નવડાવવો. તે વસાણાની વિગત:—

મીંઢળ (જેને હિંદુઓ કાદલ કહે છે તે) નો પાલો, નીનાર એટલે નગોડનાં પાંદડાં અથવા પાલો, આંબાનાં ઝાડની છાલ, કરંજનો પાલો.

એ ચારે ચીજો સરખે વજને લઇ નહાવાનાં પાણીમાં નાખી ઉકાળી એ પાણીથી દર્દીને નવડાવવો. પછી ગરમ અમસથાં મીઠાં પાણીથી નવડાવવો. ત્યારપછી બધો ખોરાક ખાવા આપવો.

## ઇલાજ ૭ મો.

ખુરચંપો અથવા ખરચંપો (એ ઝાડનાં ફુલ હિંદુ લોકો દેવની પુજા કરવામાં વાપરે છે) નામનાં ઝાડપર સીંગ થાય છે. તે તાજી મળી આવે ત્યારે ગાયનાં દુધમાં ઘસીને તે ઘસારો એક ચમચી ભાર અથવા એક તોલા ભાર પાવો. જો દુધ નહીં મળી આવે તો પાણીમાં ઘસવું. ઉપલાં ચંપાનાં બી જો હોય તો તે બીને દંખ ઉપર વળગાડવાં.

ઉપલી સીંગ જે વેળા તાજી મળી આવે ત્યારે તે કેવી રીતથી રાખવી તેની વિગત:—

કાદવનાં, કલઇનાં અથવા હરેક તેવાં સારાં વાસણમાં શેર અથવા ૦ાા શેર ગાયનું ચોખ્ખું દુધ રેડીને તે વાસણ ઉપર કપડું બાંધી સીંગને તેની ઉપર મુકી તે ઉપર રકાબી ઢાંકવી. બાદ તે દુધનાં વાસણને ચુલા

ઉપર મુકી એક બે કલાક ઈંગાર ઉપર ઉકાળવું. પછી તપીલી હેઠળ ઉતારી સીંગ ઉંચકી લઇને તડકામાં સુકવવી. એ પ્રમાણે આઠ વખત ઉકાળીને સુકવવી. પછી કાચના બુચની સીસીમાં ભરી રાખવી. એવી રીતે કીધાથી એ સીંગ આઠ દશ વર્ષ સુધી રહેશે.

જે વેળા એનો દંખ કોઇને લાગે તે વખતે સીસીમાંથી એ સુકી સીંગ કહાડીને દુધમાં અથવા પાણીમાં ઘસીને પાવી.

ઉપલી સીંગ નાગના દંખ ઉપર જ કામે લાગે છે; પણ કોઇ બીજી જાતનાં જનાવરનાં દંખ ઉપર લાગુ પડતી નથી.

(જે શખસને નાગ દંખ મારે છે તેનાં શરીરમાં ઘણી અગન બળે ને છે ા થી ાા કલાકમાં તેનું ઝેર ચઢે છે, એમ કહેવામાં આવે છે.)

## ઈલાજ ૮ મો.

નાગર મોતાનાં ફુલ નંગ ૪ (એ ફુલ ઘાસમાં થાય છે ને કાળાં હોય છે; ને ખસરાં નામનાં ફુલ આપણે ખાઇયે છીયે તેના જેવા આકારનાં હોય છે તે) લઇને પાન સાથે ખાધાથી ઝેર ઉતરી જાય છે.

ઉપલાં ફુલ વરસાદના દીવસમાં જ્યાં ઘાસ ઉગે છે ત્યાં થાય છે. એ ફુલ જ્યારે જોઇએ ત્યારે નહીં મળે તો એનાં મુળીયાં પણ કામમાં આવે છે. એ મુળીયાં લીલાં અથવા સુકાં ૩ થી ૪ લઇને છુંદી પાનમાં ખાધાથી ઝેર ઉતરી જાય છે.

## ઇલાજ ૯ મો.

ઇંદરાવલીનું ફળ જો લીલું હોય તો તેને દાબીને તેનો રસ નીચોવી કહાડવો ને એક ચમચી ભરીને દરદીને પાવો. અરધો કલાક ગયા પછી દરદીને ઉલટી થશે ને પછી તેનું આખું શરીર ધમધમી આવશે. ત્યારે તે દરદીને નવટાંકથી એક પાસેર સુધી ગાયનું ઘી પાવું ને તેને થોડા વખત સુધી અંતરંગ બેસાડવો, પણ મુદલ સુવા દેવો નહીં; તેથી તે હુશીઆર થશે ને ઝેર ઉતરી જશે.

ઉપલું ફલ લીલું નહીં મળી આવે તો તે સુકું લેવું ને ૧ ચમચી પાણી લઇને તેમાં ઘસીને અથવા તેમાં છુંદીને પછી કપડાંએ ગાળી લઇને પાવું ને ઉપર લખ્યા પ્રમાણે ગાયનું ઘી પાવું.

## ઈલાજ ૧૦ મો.

કાલનાગ નામનું ઝાડ થાય છે, તેનું મુળીયું લાવીને તેને ઘસીને જે જગા ઉપર દંખ હોય તે જગાપર લગાડવું અને એનુંજ પાણો ૧ તોલાને આસરે લઇ તે પાવું, જેથી ઝેર ઉતરી જશે.

## ઈલાજ ૧૧ મો.

ફટકી ૦। તોલો લઇને તેને બારીક મેદા જેવી કરવી; ને એક ગલાસમાં નાંખવી ને તેમાં અરધું ગલાસ ઠંડુ પાણી રેડીને તુરત પાવી, ને બીજી ૦। તોલો લઇને જ્યાં દંખ હોય તેની ઉપર તથા આસેપાસે જાડી લગાડવી; એથી ઝેર તરત નરમ પડશે.

## ઈલાજ ૧૨ મો.

ઇંદ્રજીત નામના ઝાડનો વેલો થાય છે. તેની ઉપર રૂના કપાસનું બુંદ હોય તેવાં ફુલ થાય છે; તેમાંથી ગર નીકળે છે. (એ ગરનો આકાર કેટલાએક ચલીયાં અથવા પક્ષી ઝાડો ઉપર જાળી જાળીનાં જેવો ગુંથેલો લટકતો માળો બનાવે છે, તેને મળતો છે.)

એ ગર અથવા માવો આસરે ઇંચ ૧ લાંબો તથા ૦॥ ઈંચ પોહોળો નીકલે છે; ને અંદરથી પોકળ હોય છે; તેની અંદર જે બી હોય છે તે નાળીયેરીના કાથાનાં ગુંચડાં જેવાં હોય છે, અને રંગે ભુરાં ને વજનમાં હલકાં હોય છે.

એ ગરમાંથી થોડાએક લઇ એકથી બે ચમચી પાણીમાં તેને ચોળીને નિચોવી તે પાણી પાવું. એ પાણી ઘણું કડવું લાગે છે, ને પીધા પછી ઘણું વામીટ થાય છે; ને કદાચ ફેર ચકર પણ આવી જાય છે. તે વેળા ગભરાવું નહીં, પણ તરત દર્દીને ગાયનું અથવા બીજું ઘી ખવાડવું. ઘી નહીં હોય તો માખણ ખવાડવું, તેથી જીવ ઠરી જશે. જો અમસથુ ખાઇ નહીં શકે તો ચોખાની કાંજી બનાવી તેમાં મેળવીને પાવું. જો કોઇ સાજા માણસનાં ખાધામાં ભુલથી આવ્યું હોય તો તેને પણ ઘી અથવા માખણ ઉપર લખ્યા પ્રમાણે ખવડાવવું.

## ઈલાજ ૧૩ મો.

ઘોઘડ જે સુરણના છોડને મળતોજ છોડ છે, ને ચોમાસામાં ખાતરવાળી જગા ઉપર થાય છે ને જેના થડમાં પટેટા જેવો કંદ થાય છે; તે

ઝાડ ભાદરવા યા આસોમાં સુકાઇ જાય છે. જે માણસને સર્પે કરડયો હોય તેને એનો કાંદો છુંદી તે જગા ઉપર બાંધવાથી તુરત ઝેર ઉતરી જાય છે; પણ એ કાંદો ચોમાસા પછી મેળવવા સારૂ એ છોડ જે જગોએ ઉગે ત્યાં નીશાની કરી રાખવી, કે કાંદો તરત મળે અને કરડયા પછી જેમ બને તેમ તાકીદે એનો ઉપયોગ કરવાથી ઘણો ફાયદો થઇ ઝેર ઉતરી જાય છે.

### ઇલાજ ૧૪ મો.

### સાપનું રહેઠાણ છોડવવાનો ઇલાજ.

સીસમનાં લાકડાંનાં છોડીઆં આતસ ઉપર મુકી તેનો ધુમાડો તેનાં રહેઠાણ (દર) આગળ કરવાથી તે રહેઠાણ છોડી જાય છે.

## તાપના ઈલાજ.

### ઇલાજ ૧ લો.

તીવરનું ઝાડ જેને (તવર પણ કહે છે, જે દરીયા કીનારા આગળ ખડકમાં થાય છે, તેનાં પાંદડાં ૧૫ કે ૨૦ ને પાણી શેર ૦। (તોલા ૧૦) માં નાખી તેને આતસ ઉપર બે ત્રણ કકરા આવે તેટલું ઉકાળી તે ઠંડું પડે એટલે તેને હાથ વડે ચોળી કહાડી કપડાંએ ગાળીને તે પાણી દહાડામાં ૩ વખત પીવામાં લેવું.

### ઇલાજ ૨ જો.

મંડન નામે ઝાડ (એ નામ મરાઠી ભાષાનું છે) નાં પાંદડાં લીલાં થાય છે, અને તેની ઉપર રાતાં ફુલ થાય છે, જે જસવંતીનાં ફુલનાં રંગને મળતાં હોય છે. એ ઝાડનાં ફુલ (૯) નવને પાનની બીડીમાં ખાવાં ને વચલી ઉમરનાં બચ્ચાંને ફુલ (૬) છ ખવડાવવાં. નાનાં બચ્ચાંને પાનનો રસ કહાડીને ફુલ (૩) ત્રણ તેમાં મેળવીને ખવડાવવાં.

### ઇલાજ ૩ જો.

નાએ નામના છોડ તળાવના કીનારાપર ચોમાસામાં થાય છે, ને તે વલસાડને લગતા ગામોમાં મળે છે, તેનાં પાંદડાં એટલે પાલાનો રસ તોલો ૦। થી ૦।।। માણસના કદ પ્રમાણે કહાડી સહેજ આદુના રસમાં મેળવી પીધાથી ઓખાર જાય છે. એ છોડ ગરમીના દીવસમાં મળતા નથી, તેથી

ચોમાસામાં તેનાં પાંદડાં તોડી છાયડામાં સુકવી એક કાચની સીસીમાં ભરી રાખવાં ને જરૂર પડે ત્યારે તેમાંથી ૦। તોલો પાંદડાં પાણીમાં ભીંજવી તેનો રસ કહાડી આદુના રસ સાથે પીવાથી તાપ નરમ પડશે.

## ઇલાજ ૪ થો.

પીટીટનાં તાપનાં પાંદડાં છાયામાં સુકવેલાં તોલા ૨, એળીયો તોલો ૦।, કડુ તોલો ૦।, સુંઠ તોલો ૦।. નારંગીની સુકવેલી છાલની ભુકી ... તોલો ૦।.

ઉપલી સઘળી જણસોને છુંદી બારીક કપડછંદ કરીને વાલની એકેકી ગોળી બનાવવી, ને સવાર સાંજ બબે ગોળી પાણી સાથે ગળવી. બચ્ચાંને તેનાં કદ પ્રમાણે આપવી.

## ઇલાજ ૫ મો.

નગોડનું જુનું ઝાડ જે મોટું થયલું હોય તેનું થડ ભોંયમાંથી ખોદી કહાડીને તેની આસપાસનાં મુળીયાં કાપી કહાડવાં, ને પાણીથી ધોઇ સાફ કરવાં, ને હવામાં સુકાઇને અંદરનો ભીનાસ નીકળી જાય ત્યાંસુધી સુકવવાં, ને આખાં આખાં રહેવા દેવાં, પણ ભાંજવાં નહીં. પછી તે મુળીયાંને કાદવનું પહોળા મોઢાનું એક વાસણ લઇ તેમાં મુકવાં ને તેની ઉપર બે ચાર છાંણાં ઢાંકી સળગાવવાં. આતસની માફક ધગધગતો ઇંગાર થાય ત્યારે તેની ઉપર બીજું વાસણ ઢાંકી દેવું એટલે આતસ બુજાઇને તેનો કોલસો થશે. ને ઠંડુ પડયા પછી તેમાંથી રાખ કહાડી નાખીને અનામત તે બળી ગયલાં મુળીયાં, એ માટીનાં વાસણમાંથી બહાર કહાડીને તેને છુંદી બારીક આટા જેવાં કરવાં; ને કપડાંએ ચાળી લઇને એ ભુકી એક સીસીમાં ભરી રાખવી. જે કોઇને નીચે લખ્યા પ્રમાણે હરેક જાતની તાપ આવતી હોય તેને એક થી બે વાલ લઇને પાણીમાં અથવા મધ અથવા સાકરના શીરામાં મેળવીને દહાડામાં ત્રણ વખત ખવાડવી.

તાપ ગરમીની હોય ને માણસ ઘણું તખલીઆ કરતું હોય તો તે દરદીને ઉપલી ભુકી એકથી બે વાલ લઇને મોટી હરડેનું પાણી એક અથવા બે ચમચી બનાવી તેમાં મેળવી નાખીને મધ અથવા શાકર સાથે ભેળી એ બધું એકરસ મળી જાય તેમ બનાવી ખવાડવું.

તાપ પીતની તથા ઠંડી લાગીને આવતી હોય અથવા જંગલની તાપ

લાગુ પડી હોય તો ઉપલી ભુકી વાલ એની સાથે કરીઆતું પાણીમાં ઘસીને મધ અથવા શાકર સાથે મેળવીને પાવું.

સાધારણ તાપમાં ઉપલી ભુકી મધ પાણીમાં મેળવીને પાવી.

## ઇલાજ ૬ ઠ્ઠો.

તાપ હાડમાં રેહેતી હોય જે ઝીણી બારીક આવે છે, તે વખતે લીમડાની લીમોડી સુકી લેવી ને તેને ઠીકરા ઉપર સેકવી, ને પછી તેનાં છોલતાં કહાડી ભાંગી તેમાંથી બીજ કહાડીને છુંદી બારીક આટા જેવી ભુકી કરવી, ને એક સીસીમાં ભરી રાખવી, ને દરરોજ સવારના પોહોરમાં પાંચથી દશ વાલ જેટલી લઇને રાતી ખાંડ થોડીએક સાથે ભેળીને ખાવી, ને ઉપરથી પાણી અથવા ચાહ પીવી. આસતે આસતે તાપ ઉતરી જશે.

## ઇલાજ ૭ મો.

### થંડી લાગીને તાપ આવતી હોય તેનો ઇલાજ.

કાળી કુટકી, સાકર બનારસી.

એ બંને જણસ એક સરખે વજને લઇ તેને છુંદી બારીક આટા જેવી કરીને તેમાંથી ચારથી પાંચ વાલ દિવસમાં બે ત્રણ વખત ખાવી.

## ઇલાજ ૮ મો.

### જાથુક હાડમાં તાપ રહેતી હોય તેનો ઇલાજ.

એરવોદસ, ધાણા, લીમડાની સળી, સુંઠ, બીજોરાનાં બી,
સુકો ફુદનો, વરીઆળી અને કરીઆતું.

એ દરેક ચીજ એક એક દોઢીઆની લઇ સાફસુફ કરીને બધી સાથે મેળવીને ખલમાં ખોખરી કરવી ને પછી એના ત્રણ ભાગ કરવા, ને એક ભાગ લઇને તપેલીમાં નાખી બે શેર પાણી રેડી ઉકાળવું, ને ત્રણ ગલાસ (પોણો શેર) જેટલું પાણી રહે ત્યારે ચુલાપરથી ઉતારીને ઠંડુ પડે ને એ ત્રણે ભાગ આખા દહાડામાં પીવા; દર ભાગ પીતી વખતે સાકર ભેળવી. એ પ્રમાણે એ છુંદી સાત દહાડા સુધી ઉકાળી પીવો. ત્યારપછી વળી બીજો ભાગ લઇ સાત દહાડા ઉકાળવું, અને એ પ્રમાણે પીવું.

## ઇલાજ ૯ મો.

ઉનાબ તોલો ૦।, પીપળીમુળના ગાંઠ તોલો ૦।, જેઠીમધની લાકડી તોલો ૦।.
મરી સફેદ તોલો ૦।, ફુદનો સુકો તોલો ૦।, એલચી તોલો ૦।.

ઉપલી જણસોને સાફસુફ કરી સઘળાંને ખોખરી કરવી ને એક કાદવના પાટીઆમાં નાંખી તેમાં પાણી શેર ૦ાા રેડીને ઉકાળવી ને પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી દહાડામાં ૩ વખત પીવુ.

## ઇલાજ ૧૦ મો.

કડુ તોલો ૧, કરીઆતું તોલો ૧, કોલમની કાતરી તોલો ૧, ધાણા તોલો ૦ાા, મરી કાળાં તોલો ૦ાા.

ઉપલાં વસાણાંને ખોખરાં કરીને એક તપેલીમાં નાંખીને તેમાં ૧ શેર પાણી રેડી ઉકાળવાં ને અરધું પાણી બાળવું ને અરધુ રહે ત્યારે ચુલાપરથી ઉતારી ઠંડુ પાડી કપડાંએ ગાળી લેવું, ને તેના ત્રણ ભાગ કરવા ને દહાડામાં ત્રણ વખત અકેકો ભાગ પીવો.

## ઇલાજ ૧૧ મો.

### તાપ સાથે ઠાંસો હોય ત્યારે આ ઇલાજ કરવો.

અતીવાસની કળી તોલા ૪, કરીઆતાંની પાંદડી તોલા ૫.

એ બેઉને ખોખરી કરીને તેમાં સાત શેર પાણી રેડીને ઉકાળવા ને જ્યારે એક શેર જેટલું પાણી રહે ત્યારે તેને ઠંડુ પાડીને કપડાંએ ગાળી લઇને એક બાટલીમાં ભરવું, ને દરરોજ દહાડામાં બે વખત એક તોલો લઇને તેમાં મધ તોલો એક ભેળીને પીવું. જો એ પ્રમાણે પીધાથી ફરક પડતો જાય તો પછી દહાડામાં એકજ વખત પીવું.

બચ્ચાંને કદ પ્રમાણે ૦। થી ૦ાા તોલા જેટલું લઇને તેમાં મધ ભેળીને પાવું.

ખાવાનો ખોરાક હલકો લેવો. તેલ, મરચું, ચીકાસ, હીંગ વગેરેનો ખોરાક લેવો નહીં

## ઇલાજ ૧૨ મો.

### તાપ બધી જાતની અને ઘણી લાંબી મુદતની હોય તે ઉપર સુદરશણ ચુરણ.

હરડેની છાલ, બેડાંની છાલ, આમળાંની છાલ, હળદર, દારૂ હળદર, ભોંયરીંગણી, સુંઠ, મરી, લીંડી પીપર, પીપરીમુળ, મોરવેલ, લીમડાનો ગલો, ધમાસો, કડુ, પીતપાપડો, નાગરમોથ, તરાયમાન, મોનરીંગણી, નેત્રવાલો,

કડવા લીમડાની છાલ, પુષ્કરમુળ, જેઠીમધ, કુડાના મુળ, અજમો, ઇંદ્રજવ ભારંગી મુળ, સેટકાનાં બીજ, ફટકી ફુલવેલી, શ્રોડાવજ, તજ, પદ્મકાષ્ઠ, વાળો, સુખડ સફેદ, ધોળી અતીવીસની કળી, ચીકણુમુળ, વાએવડંગ, તગર, કમળ, તમાલપતર, જાવંતરી, તાલીસપતર, ચીત્રક, દેવદાર, ચવક, પટો-લપત્ર, વીદારી કંદ, લવંગ, વાંસલોચન.

ઉપલાં વસાણાં દરેક એક તોલો લેવાં અને જેઠીમધ તોલા અઢી લેવી અને કરીઆતું તોલા ચોવીસ લેવું.

સઘળાં વસાણાંને સાફસુફ કરી તેને ખાંડી ભુકો કરવો અને તેમાંથી એઆની ભારથી પાવલી ભાર સુધી એક વખતે પાણીમાં લેવો. એ પ્રમાણે દહાડામાં ૩ વખત એ ચુરણુ ખાવું ને ઉપરથી પાણી પીવું.

## ઇલાજ ૧૩ મો.

તીવરનાં પાંદડાં (પીટીટવાળાં.)

કરીઆતું, કડું, કરંધીણી, મરેથી, પીપરીમુળ, સુંઠ, હેમજ, મીઠાઆવલ, લીમડાનો ગળો, મરી ધોળાં, જાતર, છુવારો કરૈમાણી, બોડકી અજમો, બખાઇ પાંદડી, ખરસલીઓ, સરપંખો, ખડેભરમી, વાવણી, સુવા, કીડામરી.

એ દરેક ચીજ એકેક તોલો લઇ ખોખરી કરી પાણી શેર ૨ માં ઉકાળીને પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારી તેને નીચવી ગાળી કહાડી તેમાંથી તોલા ૫ (પાંચ) દીવસમાં ત્રણ વખત પીવું. જરૂર પડે ત્યારે બીજો નવો કાવો બનાવી વાપરવો.

## ઇલાજ ૧૪ મો.

કાચકી નામના છોડપર કેરીનાં ગોટલાં જેવાં ફલ થાય છે, જેનો રંગ લીલો હોય છે, ને જે સુકાયા પછી લાલ પીળા રંગનાં થાય છે, અને જેની ઉપર કાંટા કાંટા થાય છે તે ફલને ભાંજવું એટલે તેમાંથી બે ત્રણ ઠળીયા ગોળ લખોટા જેવા લીલા આસમાની રંગના નીકળશે, જેને કાચકા કહે છે. એ કાચકાને ભાંજતાં તેમાંથી ચીચોરા જેવાં સફેદ બીજ નીકળે છે. તે બીજ ૧ તોલો લેવાં. હીંધોરૂ એવે નામનું ઝાડ પેરના જેટલું ઉંચું થાય છે તેની ઉપર ઈંડાના આકાર જેવાં ફલ થાય છે તે જ્યારે તાજાં હોય છે ત્યારે લીલા રંગનાં હોય છે ને સુકાયલાં કાળા રંગનાં હોય છે. એ ઘણાં કઠણ

હોય છે. તે ભાંજતાં તેમાંથી બદામની બીજ જેવાં સફેદ બીજ નીકળે છે. તે ૧ તોલો લેવાં. ઈંદ્રજવ અને સુંઠ એ દરેક ાા તોલો લેવાં અને ઉપલાં એઉ જાતનાં બીજ સાથે લઇ ચારે જણસને છુંદી બારીક મેદા જેવી કરી સીસીમાં ભરી રાખવી. ૧૫ વરસની ઉપરનાંને ા તોલો સવાર સાંજ ખવડાવવું ને ઉપરથી પાણી પાવું. દશ વરસની અંદરનાં બચ્ચાંને એક આનીથી બે આની ભાર જેટલું ખવડાવવું ને ઉપરથી પાણી પાવું. એ ભુકી ઘણી કડવી છે; તેથી પાણી સાથે દોહોવીને પીવા આપવી.

## ઈલાજ ૧૫ મો.

## હાડમાં ઝીણી તાપ હોય ને તે ઘણા લાંબા વખતની હોય, તેથી ઉંઘ આવતી નહીં હોય તથા જીભ ઉપર સફેત થડો બંધાયલો હોય તેનો ઈલાજ.

ગળો અથવા ગલવેલ જેને સંસ્કૃતમાં અમૃતા કહે છે અને જે ગળોનો વેલો ઘણીએક જાતનાં ઝાડ જેવાં કે આંબા, લીમડા, થુવર તથા તેવી જાતનાં બીજાં ઝાડો ઉપર થાય છે. તે ગળો દરદો ઉપર વાપરવા સારૂ ઘણી ઉપયોગી થાય છે, અકસર કરી લીમડાનાં ઝાડ ઉપર જે વેલો થાય છે તે ઘણો ફાયદો કરે છે. તે વાપરવાની રીતઃ--

ઉપલો ગળો આસરે એક તોલો લેવો અને તેને જરા છુંદી રાતનાં થંડાં સોજાં બેથી ચાર તોલા જેટલાં પાણીમાં ભીંજવી રાખવો; પછી તે પાણીને સવારના પોહોરમાં ગાળીને તેમાં સેજ મીઠાસ નાંખીને પીવુ તેથી તાપ તથા મગજની ગરમી દુર થશે; તથા માથું દુખવાનું નરમ પડશે; તથા ઉંઘ નહીં આવતી હશે ને ભુખ નહીં લાગતી હશે તે લાગશે.

## ઈલાજ ૧૬ મો.

સુંઠ તોલા ૨, અરડુસો તોલા ૨, કડુ તોલા ૨, કરીઆતું તોલા ૫, હરીતકી તોલો ૧.

એ સઘળાં વસાણાંને ખોખરાં કરીને ૧ શેર પાણીમાં ઉકાળવાં. જ્યારે પાણી શેર ાા રહે ત્યારે ઉતારીને થંડું પડવા દેવું ને ગાળી કહાડી તેમાંથી મોટાં માણસને દહાડામાં ૩ વખત ૧ વાઇન ગલાસ (તોલા ૫) પીવા આપવું, તથા નાનાં બચ્ચાંને ચમચો ૧ ભરીને દહાડામાં બે વખત આપવું.

ઉપર ચીકાસ ખાવા આપવો નહીં, તેમજ તેલ, મરચું, આમલી, ખટાસથી પણ પરેહજ રહેવું.

## ઇલાજ ૧૭ મો.

પદમખ તોલા. ૫, ધાણા તોલા ૫, સુંઠ તોલા. ૫, પીતપાપડા તોલા ૫, જીરૂં ખંભાતી તોલા ૫, કાળીજીરી તોલા ૨, કરીઆતું તોલા ૨.

એ સઘળાં વસાણાંને ખોખરાં કુટીને પાણી શેર ૧॥ માં નાંખી ઉકાળવાં ને જ્યારે પાણી શેર ०॥ રહે ત્યારે ઉતારવું ને ગાળી કહાડી દહાડામાં ૩–૪ વખત મળી તે પાઇ દેવું. બચ્ચાંને તેથી અરધા કરતાં ઓછું વજન આપવું. તેલ, મરચું, આમલી, ખટાસ, વગેરે ખાવા આપવું નહીં.

## ઈલાજ ૧૮ મો.

સુખડ તોલો ૧, કુઠ તોલો ૧, અતીવીસ તોલો ૧, મોથ તોલે ૧, સુંઠ તોલો ૧, દારૂ હલધ તોલો ૧, રાસના તોલો ૧, કડુ તોલા. ૨.

એ સઘળાં વસાણાંને છુંદી ખોખરાં કરીને તેને પાણી શેર ૧ માં ઉકાળીને તેનો કાઢો કરવો ને તે ૧॥ પાશેર જેટલો રાખી, ગાળી કહાડી દહાડામાં ૩ વખત મળીને ગલાસ ભરીને પાવો.

તેલ, મરચું, તથા ખટાશ ખવાડવો નહીં. સુવાવડી સ્ત્રીને તાપ આવતી હોય તેને આ કાઢો વધારે ગુણકર્તા છે.

## ઈલાજ ૧૯ મો.

કડુ તોલા ૨, પીત પાપડો તોલા ૨, દરાખ કાળી તોલા ૩, નીરગુંડી તોલા ૨. મોથ તોલા ૨, અરડુસો તોલા ૨, કરીઆતું તોલા ૨.

એ સઘળાં વસાણાંને ખોખરાં કરીને પાણી શેર ૧ માં ઉકાળવાં અને પાણી શેર ०॥ રહે ત્યારે ઉતારીને ગાળી કહાડી દહાડામાં ૨ તથા ૩ વખત ત્રણ ત્રણ તોલા પાવું, તેથી એક બે પેટ આવશે ને તાપ નરમ પડશે.

## ઈલાજ ૨૦ મો.

ધમાસો પાઇભાર વજન, સરપખો પાઇભાર, કરીઆતું પાઇભાર. કડુ કુટકી પાઇભાર.

એ સઘળાં વસાણાંને છુંદી ભુકો કરીને પાણી શેર ०। માં એક રાત સુધી ભીંજવી રાખવાં, પછી સવારમાં કપડાંથી ગાળીને દહાડામાં ૩ વાર ગલાસ એક પાવું. એ પ્રમાણે દીન ૫–૧૦ સુધી પાવું. એથી ગમે તે જાતની તાપ હશે તે નરમ પડશે.

## ઈલાજ ૨૧ મો.

કાંસકી ... તોલા ૩, ગુલાબનાં ફુલ તોલા ૪, સુનામખી ... તોલા ૩.
વરીઆળી ... તોલા ૪, એરવોદસ ... તોલો ૧, કાળીદરાખ ... શેર ૦।,
જેઠીમધ ... તોલા ૪, ગાવજુબાન તોલો ૧.

એ સઘળાં વસાણાંને કુટીને તેની ત્રણ પડી કરવી, ને પડી ૧ ને પાણી શેર ૧ માં ઉકાળવી. જ્યારે પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી ગાળી કહાડી તેમાં શાકર તોલો ૦॥ નાંખીને દહાડામાં એ વખત ગલાસ એક ભરીને પાવું.

એ દવા ઉપર ચીકાસની જણસ ખાવા દેવી નહીં. જો બને તો ચાહા અને પાંઉનો તોસ તથા ચોખાની ગરમ રોટલી આપવી. બનતાં સુધી હલકો ખોરાક આપવો.

## ઈલાજ ૨૨ મો.

ગળોલ, પીપરીમુળ, પીપર, હરડે, લવીંગ, લીમડાની
અંતરછાલ ધોળી, સુખડ, સુંઠ, કડુ, કરીઆતું.

એ સર્વે વસાણાંને સરખે ભાગે લેઇ છુંદીને એનું ચુરણ કરવું. પછી તોલા ૦॥ થી ૦॥। સુધી દરરોજ સવારમાં ફાકીને ઉપર જરા ટંડુ પાણી પીવું.

ખટાસ, તેલ મરચું તથા વાયડું દીન ૫ તો બીલકુલ ખાવા દેવું નહીં.

## ઈલાજ ૨૩ મો.

આમળાં, સીંધાલુણ, ચીત્રક, હરડે, પીપર.

એ સઘળાં વસાણાંને સરખે ભાગે લઇને ખુબ ઘુંટવાં; પછી કપડછંદ કરીને તેનું ચુરણ કરવું અને તે ચુરણ તોલા ૦। થી તે ૦॥ સુધી દહાડામાં એ વખત ફાકવું. ઉપર જરા ગરમ પાણી પીવું. તેલ, મરચું, ખાવા દેવું નહીં.

## ઇલાજ ૨૪ મો.

પટોલીનાં પાંદડાંનો રસ તોલા ૨, ઘી તોલા ૨.

એ બંનેને એકરસ કરીને સવારે ખાવું. એજ પટોલીનાં બીને વાટીને ઘીમાં ખાધાથી પણ તાપ નરમ પડશે. ખટાસ, તેલ, મરચું, ખાવું નહીં.

## ઈલાજ ૨૫ મો.

દેવદાર તોલા ૨, ધાણા તોલા ૨, ભોંયરીંગણીનું મુળ તોલા ૨.

એ સર્વે વસાણાંને ખોખરાં કરીને, તેમાં ૧॥ શેર પાણી નાંખીને

ઉકાળવાં. પાણી શેર ૦ાા ઉપર રહે, એટલે ઉતારીને તેના ૩ ભાગ કરવા ને તેમાંનો એક ભાગ સવારે, એક બપોરે તથા એક સાંજે મળીને સઘળો ઉકાળો ખલાસ કરી દેવો.

દીન ૭ સુધી એ દવા નવી નવી ઉકાળીને પાવી. તેલ, મરચું, તથા ખાટું ખાવા દેવું નહીં.

## ઈલાજ ૨૬ મો.

ગળો તોલો ૧, પીપરીમુળ તોલો ૧, સુંઠ તોલો ૧.

એ સર્વે વસાણાંને ખોખરાં કરીને તેમાં ૧ શેર પાણી નાખીને ઉકાળવું. ઉકળીને જ્યારે પાણી ૧ાા પાશેરને આસરે રહે ત્યારે ઉતારીને દહાડામાં બે વખત, સવારે તથા બપોરે પાવું. એ પ્રમાણે દીન ૧૦ સુધી કરવું. એથી તાપ નરમ પડી જશે.

## ઈલાજ ૨૭ મો.

કડવી નેવરી કરીને એક જાતનું ઝાડ રેતાળ જગા ઉપર થાય છે; તેનાં પાંદડાં તોલા ૧ થી ૨ લઈ તેમાં કાળાં મરીના દાણા ૫ નાંખીને છુંદવું. તે છુંદાયા પછી પાણી નાખીને ગાળી કાઢવું ને તે પાણી દહાડામાં બે વખત પાવું તથા તેનો રસ થોડો કાઢીને અંગ ઉપર ચોપડવો. એ પાલાનાં પાંદડાં સુનામખીનાં પાંદડાંને જરા મળતાં આવે છે. એ ઝાડ નાશકમાં ઘણાં થાય છે.

## ઈલાજ ૨૮ મો.

ગળો તોલો ૧, સુંઠ તોલો ૧, ધમાસો તોલો ૧, નાગરમોથ તોલો ૧.

એ સર્વે વસાણાંને ખોખરાં કરીને તેમાં ૧ા શેર પાણી નાખીને ઉકાળવાં. જ્યારે પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારીને તેના બે ભાગ કરવા અને તેમાંનો એક ભાગ સવારે તથા બીજો સાંજે ૪ વાગે પાવો. એમ દીન ૫ સુધી એ દવા પાવાથી તાપ નરમ પડશે.

તેલ, મરચું, ખાટું ખાવું નહીં.

## ઈલાજ ૨૯ મો.

વાળો તોલા ૨, સુંઠ તોલો ૧, કરીઆતું તોલો ૧, રીંગણીનું મુળ તોલા ૨.

ભોંયરીંગણી તોલો ૧, ગળો તોલો ૧ા, ગોખરૂ તોલા ૩.

એ સર્વે વસાણાંને ખોખરાં કરીને તેમાં શેર પાણી નાંખીને ઉકાળવાં

ને જ્યારે પાણી શેર ૦।। ને આસરે રહે ત્યારે ઉતારીને તેને કપડાંથી ગાળી લેવું, અને તેના ત્રણ ભાગ કરવા; અને સવાર, બપોર અને સાંજ મળીને પુરા કરવા. એ વજન મોટા માણસને આપવાનું છે. નાની ઉમરનાને દહાડામાં ૪ વખત એક એક વાઇન ગલાસ ભરીને પાવું. એ પ્રમાણે દીન ૯ સુધી પાવું.

ખાવાની પહરેજી રાખવી. ચાવલ તથા ખીચડી દવા ચાલે તેટલા દહાડા સુધી ખાવા દેવી નહીં; પાંઉ, બીસકોટ તથા સાબુ ચાવલની કાંજી આપવી.

## ઈલાજ ૩૦ મો.

### તાપ સાથે ઠાંસો થયો હોય ત્યારે આ નિચલો ઇલાજ કરવો.

ગળો તોલા ૩, સુંઠ તોલા ૩, પીપરીમુળ તોલા ૩.

એ સર્વે વસાણાંને ખોખરાં કરીને તેમાં એક શેર પાણી નાંખીને ઉકાળવાં. જ્યારે પાણી શેર ૦। (પા) ની જરા ઉપર રહે ત્યારે ઉતારીને તેના બે ભાગ કરવા. તેમાં મધ તોલો ૧ દરેક ભાગમાં નાંખીને મેળવીને પાવું. સવારે તથા બપોરે એમ દીન ૯ સુધી આપવું.

ઉપર તેલ, મરચું તથા ખાટું ખાવા દેવું નહી.

## ઈલાજ ૩૧ મો.

કાળી દરાખ તોલા ૩, ગળો તોલા ૨, સરગવાની છાલ તોલા ૨.

એ સર્વે વસાણાંને ખોખરાં કરીને તેમાં ૧। શેર પાણી રેડીને ઉકાળવાં જ્યારે પાણી શેર ૦।। રહે ત્યારે ઉતારીને તેના ત્રણ ભાગ કરી સવારે, બપોરે ને સાંજે પાઇ દેવું. એ પ્રમાણે દીન ૧૦ સુધી એ દવા પાવી.

## ઈલાજ ૩૨ મો.

ગામઠી દમનીનો રસ તોલા ૨ જેટલો કહાડીને, સવાર સાંજ બે વખત એકેક ચમચી પાઇ ઉપર સાબુ ચાવલની કાંજી થોડી સાકર નાંખીને પાવી.

## ઈલાજ ૩૩ મો.

**તાપ પિત્ત વિકારનો**—એ જાતનો તાપ પિત્તન. જોરથી આવે છે: તેનાં ચીન્હો એવાં છે કે, છાતી મુઝાય છે; અંગમાં તથા હાથ પગમાં કળતર થાય છે; અંગ બહુ ગરમ થાય છે; પિત્તનું જોર ઘણું થયાથી ઉલટી આવવા જેવું થાય છે; પણ ઉલટી આવે નહીં; ને કોઇ વખત ઉલટી આવે છે; ઝાડો કબજ રહે છે; માથું બહુ દુખે છે અને ફેર આવે છે; દર્દી બકબક

ઘણી કરે છે; ને કેરી વસ્તુ ખાધાથી જેમ આકળ વિકળ થાય તેમ થાય છે; ને ખાવાનું કશું ગમતું નથી. એ તાપ ઘણું ખાટું ભોજન ખાધાથી તથા તેલવાળી ચીજ ઘણી ખાવાથી તેમજ વેગણું, સુરણ અને કારેલાં અને એવી બીજી કડવી ચીજો ઘણી ખાવાથી આવે છે અને તેને પિત્ત વિકારનો તાપ કહે છે; અને એથી માણસનું શરીર જરા પીલાસ ઉપર દેખાય છે; આખા અંગમાં અગન બળે છે; પાણીની તરસ ઘણી લાગે છે; આંખો મીચાઇ જાય છે; ને આંખોનો રંગ જરા જરા પીળો થાય છે; જીભ કડવી થાય છે; ને પીસાબ જરા પીળા રંગની થાય છે. એવા લક્ષણવાળા તાપને પિત્તનો તાપ કહે છે. તેમજ એને કમળાનો તાપ કરીને પણ કહે છે, તેના ઇલાજ.

કડુની લાકડી તોલો ૧, દેવદાર ... તોલો ૧, સુનામખી ... તોલો ૧
કરીઆતું ... તોલો ૧, ગરોલ ... તોલો ૧, હરડાં ... તોલો ૧.

એ સર્વે વસાણાંને છુંદીને તેમાં ૨॥ શેર પાણી નાંખીને ઉકાળવાં ને જ્યારે પાણી શેર ૧। રહે ત્યારે ઉતારી તેમાંથી સવારે આંઉસ ૧ (તોલા ૨॥) તથા સાંજે આંઉસ ૧ પાવું. એ પ્રમાણે દહાડામાં બે વખત પીધાથી ઝાડો સાફ આવશે. એ દવા દીન ૧૫ સુધી પાવી ચાલુ રાખવી.

## ઈલાજ ૩૪ મો.

પુષ્કરમુળ, સુંઠ, ગોખરૂ, પીપરીમુળ, રાસ્ના, મોથ, ગોળ, સિંધવ, કડુ, કુઠ, પીતપાપડો, દરાખ કાળી, અરડુસો.

એ સર્વે વસાણાંને સમ ભાગ તોલા ૦। (પા) ભાર લેઇને છુંદીને તેમાં પાણી શેર ૧ નાંખીને ઉકાળવાં, ને પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારીને દહાડામાં ૩ વખત પાવું. એ પ્રમાણે દીન ૧૪ સુધી આપવાથી ફાયદો થશે.

## ઈલાજ ૩૫ મો.

નીંબની છાલ તોલા ૨, સુંઠ તોલા ૨, પીપરીમુળ તોલા ૨, દેવદાર તોલા ૨, કરીઆતું તોલા ૨, કડુ તોલા ૨, પુષ્કરમુળ તોલા ૨.

એ સર્વેને છુંદીને તેમાં પાણી શેર ૧ નાંખીને ઉકાળવાં ને પાણી શેર ૦॥ રહે ત્યારે ઊતારીને ગાળી કહાડી દહાડામાં ૩ વખત પાવું; તેથી તાપ તથા પિત્તનું જોર નરમ પડશે.

## ઈલાજ ૩૬ મો.

પીતપાપડો ... તોલા ૨, કડુ ... તોલા ૨, રીંગણી ... તોલા ૨.
કરીઆતું ... તોલા ૨, શાકર... તોલા ૨, મોથ ... તોલા ૨.

એ સર્વને ખાખરાં કરીને થંડા પાણી શેર ૦॥ માં એક રાત ભીંજવા રાખવાં. પછી સવારે કપડાંએ ગાળી કાઢીને દહાડામાં ૩ વખત વાઇન ગલાસ (તોલા ૬) પાવું. એથી તાપ નરમ પડશે.

## ઇલાજ ૩૭ મો.

પટોળ તોલો ૧, ત્રીફળા (હરડાં, . હીમજી હરડે ... તોલા ૨.
દરાખ તોલા ૨, બેડાં, આમળાં) તોલા ૩, લીંમડાની દાંડી ... તોલા ૨.
અરડુસો તોલો ૧, કરીઆતાની ગરમાળો ... ... તોલા ૨.
રતાંજળી તોલા ૨, પાંદડી ... તોલા ૨, મોથ તોલા ૨. કડુ તોલા ૨.

એ વસાણાંની પડી પાંચ કરવી; ને તેમાંથી એક પડી દરરોજ શેર ૧ પાણીમાં નાંખી ઉકાળી પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દહાડામાં બે વખત પાવું.

## ઇલાજ ૩૮ મો.

ગળો ... તોલા ૨, હરડે ... તોલા ૨, પીતપાપડો ... તોલા ૨.

એ સર્વે વસાણાંને ખાખરાં કરીને તેમાં પાણી શેર ૧ નાંખીને ઉકાળવાં ને જ્યારે પાણી શેર ૦॥ રહે, ત્યારે ઉતારી ગાળી કહાડી તેના ૩ ભાગ કરવા; ને દહાડામાં ૩ વખત પાવા. એ દરેક ભાગ પાતી વખતે તેમાં શાકર તોલો ૧ નાંખવી, એમ દીન ૧૬ સુધી એ દવા ચાલુ રાખવી.

## ઇલાજ ૩૯ મો.

કડુ ... તોલા ૩, નાગરમોથ ... તોલા ૨, પીતપાપડો ... તોલા ૨,
ગરમાળો તોલા ૨, હીમજી હરડે તોલા ૨, કાળીદરાખ ... તોલો ૧.

એ સર્વે વસાણાંને ખાખરાં કરીને તેમાં પાણી શેર ૧॥ રેડીને ઉકાળવાં ને પાણી શેર ૦॥ રહે ત્યારે ગાળી કહાડી દહાડામાં ૪ વખત ગલાસ એકેક ભરી (તોલા ૬) પાવું. એ પ્રમાણે દીન ૧૦ સુધી પાવું.

## ઇલાજ ૪૦ મો.

પિતપાપડા ... ... તોલા ૫.

એને પાણી શેર ૦॥। માં નાંખીને ઉકાળવો ને પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દહાડામાં ૩ વખત થોડી શાકરની ભુકી નાંખીને તોલા ૨॥ જેટલું પાવું. એમ દીન ૧૫ સુધી પાવાથી ફાયદો થશે.

## ઇલાજ ૪૧ મો.

વાળો તોલો ... ૧, પિતપાપડો તોલો ... ૧, ધાણા તોલા ... ૨.
સુંઠ તોલા ... ૨, કડૂ તોલા ........ ૨, હીમજ તોલો ... ૧.

એ સર્વે વસાણાંને ખોખરાં કરીને તેમાં પાણી ૪ શેર નાંખીને ઉકાળવાં ને જ્યારે શેર ૦ા ની ઉપર પાણી રહે, ત્યારે ઉતારીને ગાળી કહાડી તેના બે ભાગ કરવા. તેમાં શાકરનો ગાંગડો નાંખીને દહાડામાં બે વખત પાવું. નાની ઉમરવાળાં છોકરાંને અરધું વાઈન ગલાસ (તોલા ૩) દહાડામાં ૩ વખત પાવું. નાનાં બચ્ચાંને એક્ક ચમચા ભરીને દહાડામાં ત્રણ ચાર વખત પાવું. એ પ્રમાણે દીન ૨૧ સુધી પાવું.

## ઇલાજ ૪૨ મો.

### તાપ સાથે ઠાંસો હોય ત્યારે આ ઇલાજ કરવો.

ઈંદ્રજવ ... તોલો ૧, કડુ ... તોલા ૨, સુંઠ ... તોલો ૧.
પાહાડમૂળ તોલા ૨, નાગરમોથ તોલા ૨, ધાણા ... તોલા ૨.

એ સઘળાં વસાણાંને ખોખરાં કરીને તેમાં પાણી શેર ૧ા નાંખીને ઉકાળવાં અને પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારીને ગાળી કહાડી તેમાં થોડું મધ નાખીને દહાડામાં ચાર વખત તોલા ત્રણ ત્રણ પાવુ. એ પ્રમાણે દીન ૨૧ સુધી પાવું. નાનાં છોકરાંને તેની ઉમરનાં પ્રમાણમાં આપવું.

## ઇલાજ ૪૩ મો.

પટોળ ... ... શેર ૦ા, પિતપાપડા શેર ૦ા, કાળી દરાખ શેર ૦ા.
એરવોદશ ... ... નવટાંક, એરંડાનું મુળ શેર ૦ા, વરીઆળી ... શેર ૦ા.
રતાંજળી ... ... શેર ૦ા, મોથ ... શેર ૦ા, હરડાં ... શેર ૦ા.
બેડાં ... ... ... શેર ૦ા, આમળા ... શેર ૦ા, કડુ ... ... શેર ૦ા.

એ સર્વે વસાણાંને ખોખરાં કરવાં; ને તેની પડી ૪ કરવી. તેમાંથી પડી ૧ પાણી શેર ૨ નાંખીને ઉકાળવી અને પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારી ગાળી કહાડી બે ભાગ કરી એક સવારે તથા એક સાંજે પાવી.

## તાપ રોજનો, એકાંતરીઓ, ત્રીજીઓ તથા ચોથીઓ આવે છે તેના ઇલાજ.

## ઇલાજ ૪૪ મો.

સુખડ તોલા ૫, રીંગણી તોલા ૫, ખજુર તોલા ૫, જેઠીમધ તોલા ૫.
પિતપાપડો તોલા ૫, ખડી સાકર તોલા ૫.

એ સઘળાં વસાણાંને ખોખરાં કરીને તેના બે ભાગ કરવા. તેમાંના એક ભાગને પાણી રતલ ૧ા થી ૨ માં નાંખી ઉકાળવો. ને રતલ ૦ાા

પાણી રહે ત્યારે ઉતારી ગાળી કહાડી તેમાંથી સવારે, બપોરે અને સાંજે પાવો. બીજો ભાગ બીજે દીવસે ઉપર પ્રમાણે કરીને જ વાપરવો.

**ખોરાક**—ચોખાની તથા બાજરીની રોટલી તથા ચાહ દુધ સાથે આપવી; ચોખાની ખીચડી તથા બીજી ચીકાશવાળી ચીજ ખાવી નહીં.

## ઈલાજ ૪૫ મો.

### તાપ સાથે ઠાંસો હોય ત્યારે આ ઈલાજ કરવો.

મરી કાળાં તોલા ૫, અજમો તોલા ૫.

એ બેઉ વસાણાંને ખોખરાં કરીને એક પડી કરવી. તેમાં પાણી શેર ૧ાા નાંખીને ઉકાળવી ને પા શેર પાણી રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દહાડામાં બે ત્રણ વખત પાવુ. અંદર થોડું મધ નાખવું.

**ખોરાક**—ભાત ખાવો નહીં; ચોખાની તથા બાજરીની રોટલી દાલ સાથે તથા મેથીની ભાજી સાથે ખવાડવી.

## ઈલાજ ૪૬ મો.

હળદર તોલા ૩, દારૂ હળદર તોલા ૩, પટોલ ...તોલા ૩, પીપળી તોલા ૩. ત્રીફળાં (હરડાં, બેડાં, આમળા) તોલા ૩, નીંબછાલ તોલા ૩, કડુ...તોલા ૩.

એ સર્વે વસાણાંને કુટીને તેની ૩ પડી કરવી. તેમાંથી એક પડી લઇ પાણી શેર ૧ાા માં ઉકાળવી; ને પાણી શેર ાા રાખી ગાળી કહાડી દહાડામાં ત્રણ વખત પાવી. એમ ત્રણે પડી પુરી થાય ત્યાં સુધી બનાવી પાવાથી તાપ નરમ પડશે.

ખાધાની પરેજી રાખવી. તેલ, મરચું તથા ખટાશ ખવાડવો નહીં.

## ઈલાજ ૪૭ મો.

### તાપ સાથે ઠાંસો હોય ત્યારે આ ઈલાજ કરવો.

અરડુસો... ... તોલો ાા, ત્રીફળાં (હરડાં, બેડાં, આમળા) તોલો ાા.
ગરમાળાનો ગર તોલો ાા, કડવું પંડાળ ... ... ... તોલો ાા.
કાળી દરાખ ... તોલો ાા, લીમડાની સળીઓ ... ... તોલો ાા.

એ સર્વે વસાણાંને સમ ભાગે તોલો ાા લઇને તેમાં પાણી શેર ૧ નાખીને ઉકાળવાં, ને જ્યારે પાણી શેર ાા રહે ત્યારે ઉતારીને ગાળી કહાડીને અંદર મધ તોલો ૧ નાંખી દહાડામાં બે વખત પાવું.

**ખોરાક**—દાળ, ભાત, દુધ, તથા છાસ આપવી નહીં; ચોખાની રોટલી મેથીની ભાજી સાથે આપવી.

## ઈલાજ ૪૮ મો.

કાળીદરાખ. નાગરમોથ. આમળાં. કડુપંડાલી. ઇન્દ્રજવ. ગલોલ. લીંમડાની સળીઓ. હરડાં. બેડાં.

એ સઘળાં વસાણાં એકેક તોલો લઇને ખોખરાં કરવાં, પછી તેમાં પાણી શેર ૧ નાંખીને ઉકાળવાં ને જ્યારે પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારી ગાળી કહાડી સવારે તથા સાંજે બે વખત પાવું.

**ખોરાક**—મેથીની ભાજી, ચોખાની રોટલી સાથે આપવી. ઘંઉ રોટલી આપવી; ચાહા, બીસકોટ તથા પાઉં આપવું.

## ઈલાજ ૪૯ મો.

### તાપ સાથે ઠાંસો હોય ત્યારે આ ઇલાજ કરવો.

રતાંજળી ... તોલો ૧, પીપર ... તોલો ૧, સુંઠ .... તોલો ૧.
વાળો ... ... તોલો ૧, નાગરમોથ તોલો ૧, ધાણા... તોલો ૧.

એ સર્વે વસાણાંને સરખે ભાગે લઇને ખોખરાં છુંદીને તેને પાણી શેર ૧ાા માં નાખી ઉકાળો કરવો ને પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારી ગાળી કહાડી તેમાં મધ તોલો ૧ નાંખીને દહાડામાં બે વખત પાવો. ખટાસ, તીખું, તેલ મરચું ખાવું નહીં.

## ઈલાજ ૫૦ મો.

### તાપ સાથે ઠાંસો હોય ત્યારે આ ઇલાજ કરવો.

દેવદાર... તોલો ૦ાા, આમળાં તોલો ૦ાા, સુંઠ તોલો ૦ાા.
હરડેદળ તોલો ૦ાા, અરડુસો તોલો ૦ાા.

એ સર્વે વસાણાંને સરખે ભાગે લઇને તેનો પાણી શેર ૧ાા માં કાવો કરવો ને જ્યારે પાણી શેર ૦ાા રહે એટલે ઉતારીને ગાળી કહાડી તેમાં મધ તોલો ૧ નાખીને દહાડામાં બે વખત પાવો.

**ખોરાક**—ઘઉંની તથા ચોખાની રોટલી આપવી. ખટાસ, તેલ, મરચું ખાવા દેવું નહીં.

## ઈલાજ ૫૧ મો.

ઇન્દ્રજવ ... તોલો ૦॥, અરડુસો... તોલો ૦॥, વાવડીંગ... તોલો ૦॥.
નગોડનાં પાન તોલો ૦॥, ભાંગરો ... તોલો ૦॥, ભોંયરીંગણી તોલો ૦॥.
અજમોદ... તોલો ૦॥.

એ સર્વે વસાણુંને ભોખરાં કરીને તેનો ઉકાળો પાણી શેર ૧ માં કરવો; અને પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દહાડામાં ત્રણ વખત પાવો.

ખટાસ, તીખું, તથા તેલવાળું ખાવું નહીં.

## ઈલાજ ૫૦ મો.

સુંઠ... ... તોલો ૦॥, ગળો ...તોલો ૦॥, રતાંજળી તોલો ૦॥.
કડાંની છાલ તોલો ૦॥, નાગરમોથ તોલો ૦॥, કરીઆતું તોલો ૦॥.

એ સર્વેને ભોખરાં કરી પાણી શેર ૧ માં ઉકાળી પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દહાડામાં બે વખત પાવું.

ખાવાની પરહેજી સારી રાખવી.

## ઈલાજ ૫૩ મો.

ઇસબગુળનો ઉકાળો કરી પાવો. ઇસબગુળ પાણીમાં ભીંજવી શાકર નાંખીને પાવો.

## ઈલાજ ૫૪ મો.

ત્રીકટુ (સુંઠ, મરી, પીપર) ... તોલા ૨, સીંધાલુણ ... તોલા ૨, સીરસનાં બી તોલા ૨.
વજ ... તોલા ૨, કરંજ બી ... તોલા ૨.
હીંગ ... ... તોલા ૨, કટુ ... ... તોલા ૨, ધોળી રાઇ... તોલા ૨.

એ સર્વે વસાણુંને કુટી કપડછંદ કરીને તેને ગાયનાં તાજાં મુત્રમાં નાંખી ખુબ ખલ કરવાં અને તેની મોટાં બોર જેવડી ગોળીઓ વાળવી અને તે ગોળીઓને ફકત હવામા સુકવવી, તડકામાં સુકવવી નહીં; અને હવામાં સુકાયા પછી એક સીસીમાં ભરી મુકવી, અને તેમાંથી એક ગોળી લઇને ઠડા પાણીમાં ઘસીને ચોથીઆ તાવવાળા માણસની આંખમાં આંજવી. એમ થોડા દહાડા આંજ્યાથી ફાયદો થશે.

## ઈલાજ ૫૫ મો.

### તાપ ચોથીઆના ઈલાજ.

જુના ઘીમાં હીંગ ઘસી તાવ આવે ત્યારે તાવવાળા પ્રાણીને ત્રણ વાર નાકમાં સુંઘાડવાથી તાવ નરમ પડશે.

## ઈલાજ ૫૬ મો.

અરડુસાનાં પાંદડાં લીલાં તોલો ૦ાા, હરડે તોલો ૦ાા, સુંઠ તોલો ૦ાા.
મધ તોલા ૨ાા, આમળાં તોલો ૦ાા, દેવદાર તોલો ૦ાા, શાકર તોલા ૨ાા.

એ સર્વે વસાણાંને છુંદી ખોખરાં કરી પાણી શેર ૧ (તોલા ૨૮)માં ઉકાળવાં ને તેમાં મધ તથા સાકર નાખવાં. પાણી બળી ચોથે ભાગે રહે ત્યારે ગાળી કહાડી તેના બે ભાગ કરી સવાર સાંજ પાવું. બીજે દહાડે નવાં વસાણાં વાપરવાં ને આરામ થતાં સુધી દવા ચાલુ રાખવી.

## ઈલાજ ૫૭ મો.

### તાપ એક દીવસને આંતરે આવતો હોય તેનો ઇલાજ.

મોથ ... તોલો ૦ાા. સુખડ... તોલો ૦ાા, ધાણા ... તોલો ૦ાા.
ગળો ... તોલો ૦ાા, રતાંજળી તોલો ૦ાા.

એ સર્વે વસાણાંને ખોખરાં કરી પાણી તોલા ૨૦ માં ઉકાળવાં ને ચોથો ભાગ પાણી રહે ત્યારે ઊતારી ગાળી કહાડી એ કાવાના બે ભાગ કરી સવાર સાંજ પીવો. બીજે દહાડે નવાં વસાણાં લઇ બનાવી પીવો. ને આરામ થતાં સુધી કાવો ચાલુ રાખવો.

**તાપ** ગરમી વાયુની આવવાથી છાતી બંધ થાય છે, શુળ મારે છે, ચિત્ત થાય છે, અંગમાં કળતર થાય છે, તથા માથું દુઃખે છે. તેનો ઇલાજ.

## ઈલાજ ૫૮ મો.

લવંગ... તોલા ૨, સુંઠ .. ... તોલા ૪, મરીકાળાં તોલા ૪.
દશમુળ તોલા ૭, પીપરીમુળ તોલા ૪, કુલીંજન... તોલા ૪.

એ સર્વે વસાણાંને છુંદીને એકવત કરવાં; પછી તેના ૩ ભાગ કરવા અને તેમાંનો ભાગ ૧ પાણી શેર ૧ માં નાખીને ઉકાળવો ને જ્યારે પાણી શેર ૦ા રહે ત્યારે ઉતારીને ગાળી કહાડી સવારે તથા સાંજે, એ પ્રમાણે દહાડામાં બે વખત (ગલાસ ગલાસ) તોલા ૫ (પાંચ) પાવો.

**ખોરાક**—દાળ, ભાત, ચોખાની રોટલી ને મેથીની ભાજી ખાવી: ખાટું, ખારૂં, તેલ, મરચું ખાવું નહીં.

## ઈલાજ ૫૯ મો.

લીંબડાનાં ફુળ નંગ ૧૦.

એને છુંદીને તેમાં થોડી સાકર તથા પાણી નાંખીને પાવાં.

## ઇલાજ ૬૦ મો.

ફુદેડીનાં પાંદડાંનો રસ ગલાસ ૧ કહાડીને તેની અંદર કાળાં મરીના દાણા ૧૦ ને છુંદીને તેનો ભુકો નાખીને પાવો. એમ દીવસમાં ત્રણ વખત પાવાથી અને એ પ્રમાણે દીન ૧૪ સુધી ચાલુ રાખ્યાથી ઘણો ફાયદો થશે.

એ ઝાડનો જંગલમાં કાંટાની વાડ ઉપર વેલો ચડે છે; અને તેનાં પાંદડાં ખાવાનાં પાનના જેવા આકારનાં પણ કદમાં નાનાં હોય છે.

**ખોરાક**–સાબુ ચાવલની કાંજી. ચાહા. પાંઉનો તોસ, બીસકોટ, એવા હલકો ખોરાક આપવો. ચીકાસવાળો પદાર્થ ખવરાવવો નહીં, ને હવાવાળી જગા ઉપર દર્દીને રાખવો નહીં.

## ઇલાજ ૬૧ મો.

પીપર તોલો ૧, મજીઠ તોલો ૧, કાકડાસીંગ તોલો ૧, નાગરમોથ તોલો ૧.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને તેનો ભુકો એક સીસીમાં ભરી મુકવો. પછી તેમાંથી છેક નાનાં બચ્ચાંને વાલ (૧) એક ચુરણ લઇને મધમાં મેળવીને ચટાડવું; જો ધ્યાન પહોંચે તો ૦॥ વાલ જેટલુ સાંજે પણ મધમાં ચટાડવું. જો બચ્ચું ઘણુંજ નાનું અને નાતવાન હોય તો વાલ ૦॥ ના વજને દવા આપવી, અગર બચ્ચું વરસ ૨ થી ૪ નું હોય તો તેને વજન વાલ ૨ થી ૩ સુધી આપવું.

## ઇલાજ ૬૨ મો.

હરડે તોલો ૧, કડવા લીમડાની છાલ તોલો ૧, પંડાલ તોલો ૧.
જેઠીમધની લાકડી તોલો ૧.

એ સર્વે વસાણાંને ખાખરાં કરી તેમાં પાણી શેર ૧ નાંખીને ઉકાળવાં અને પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી ગાળી કાઢી બચ્ચાંને અકેક ચમચી સવાર, બપોર અને સાંજે પાવો. છેક નાનાં બચ્ચાંને નાની ચમચી ૧ સવારમાં સાકર નાખી પાવો. એમ દીન ૧૦ સુધી ચાલુ રાખવું.

## ઇલાજ ૬૩ મો.

### તાપ ગરમીની આવતી હોય તેનો ઇલાજ.

ગોલાબનાં ફુલ સુકાં તોલો ... ૦॥, હીમજી હરડે તોલો ... ૦॥.
શોફ તોલો ૦॥, સુનામખી તોલો ૦॥.

એ સર્વે વસાણુંને કુટી પાણી શેર ૦ાા માં ઉકાળવાં ને પાણી શેર ૦ા રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દીવસમાં બે વખત પાવું. એથી પેટ આવી ગરમી ઓછી થઇ તાપ નરમ પડશે.

## ઇલાજ ૬૪ મો.

એલચી તોલો ૦ાા, છડ્ ખંભાતી તોલો ૦ાા, વરાળ તોલો ૧.
ધાણા તોલો ૧, કાકડીનાં બીજ તોલો ૧, સુનામખી તોલો ૧.

એ સર્વે વસાણુંને છુંદી પાણી શેર ૦ાા માં ભીંજવવાં, ને તેમાં સાકર તોલા ૨ નાંખવી. પછી તે પાણી ગાળી કહાડવુ, ને તેમાંથી તોલા ૩ થી ૪ પાવું. એથી ૨–૩ પેટ આવી, ગરમી કાઢી નાખશે. જરૂર જણાય ને ફાયદો માલમ પડ તો બીજે દહાડે બાકી રહેલા ભાગમાંથી ૩ તોલા પાવું. એથી તાપ કમી થશે.

## ઇલાજ ૬૫ મો.

### તાપ સાથે ઠાંસો તથા સલેખમ થયો હોય તેના ઇલાજ.

અરકુસાનાં પાંદડાં ... તોલા ૧ાા, ભારંગ ... તોલા ૧ાા, ગળો ... તોલા ૧ાા.
ધમાસો ... ... તોલા ૧ાા, રીંગણી ... તોલા ૧ાા, સુંઠ ... તોલા ૧ાા.
એરંડદળ ... ... તોલા ૧ાા.

એ સર્વે વસાણુંને છુંદી ખોખરાં કરી તેના ત્રણ ભાગ કરવા; ને તેમાંથી ૧ ભાગ લઇ પાણી શેર ૨ (તોલા ૫૬) માં ઉકાળવાં ને પાણી બળી ચોથે ભાગ રહે ત્યારે ઉતારી ગાળી કહાડી તે કાવાના ત્રણ ભાગ કરી દીવસમાં ત્રણ વખત પીવો. એજ મુજબ બાકી રહેલા ભાગો દરરોજ બનાવી પીવા, ને તાપ નરમ પડતાં સુધી એ દવા ચાલુ રાખવી.

## ઇલાજ ૬૬ મો.

### તાપ પિત્તની આવતી હોય તેનો ઇલાજ.

દરાખ કાળી તોલા ૧ાા, પીતપાપડો ... તોલા ૧ાા, ગરમાળો... તોલા ૧ાા.
હરડે ... તોલા ૧ાા, મોથ ... તોલા ૧ાા, કડુ ... તોલા ૧ાા.

ઉપલાં સર્વે વસાણુંને કુટી તેના ચાર ભાગ કરવા ને તેમાંનો એક ભાગ પાણી શેર ૨ માં ઉકાળવો ને પાણી બળી ચોથે ભાગે રહે ત્યારે ઉતારી ગાળી કહાડી તે કાવાના ત્રણ ભાગ કરી દીવસમાં ત્રણ વખત પીવો

એજ પ્રમાણે બાકી રહેલા ભાગો દરરોજ બનાવી પીવા ને તાપ નરમ પડતાં સુધી એ દવા ચાલુ રાખવી.

## ઈલાજ ૬૭ મો.

### તાપ સરદીની તથા પિત્તની આવતી હોય તેનો ઇલાજ.

પિત પાપડા તોલો ાા, વરીઆળી ... તોલો ાા, કરીઆતું તોલો ાા.
હરડેદળ તોલો ાા, ગરમાળો ... તોલો ાા, કડુ ... તોલો ાા.

એ સર્વેને છુંદી ખોખરાં કરી ત્રણ ભાગ કરવા ને તેમાંનો ૧ ભાગ પાણી શેર ૨ માં ઉકાળી પાણી ચોથે ભાગે રહે ત્યારે ઉતારી કહાડી દીવસમાં ત્રણ વખત પીવો. એજ મુજબ બાકી રહેલા ભાગો દરરોજ બનાવી પીવા: અને તાપ નરમ પડતાં સુધી એ દવા ચાલુ રાખવી.

## ઈલાજ ૬૮ મો.

### તાપ આવતો હોય તે વેળા દીલમાં અગન બળે છે તેનો ઇલાજ.

લીંમડાનાં ઝાડની લીંબોળીની બીજ ... તોલા ૨ાા, સાકર ... તોલો ાા.

એ બેઉને પીસીને તેમાંથી તોલો ા ખાવાનાં પાનમાં સવાર સાંજ દીવસમાં બે વખત ખાવુ.

## ઈલાજ ૬૯ મો.

### તાપ વા તથા પિત્તની આવતી હોય તેનો ઇલાજ.

નજ સેલાની ... ... તોલો ા, એલચી દાણા ... ... તોલો ાા.
પીપર ... ... ... તોલો ૧, સાકર ... ... ... તોલો ા.
તપખીર જેને તબાસીર કહે છે તે ... ... ... ... ... ... તોલા ૨.

એ સર્વેને છુંદી આટો કરી તેમાંથી તોલો ા લઇ તેમાં સાકર ભેળી સવારમાં ફાકવી, ને નરમ પડતાં સુધી એ મુજબ દવા ખાવી.

## ઈલાજ ૭૦ મો.

### તાપ હરકોઇ જાતની આવતી હોય તેનો ઈલાજ.

પીતપાપડો ... ... તોલો ૧ા, સુંઠ ... ... ... તોલો ૧ા.

એ બેઉ વસાણાંને છુંદી ખોખરાં કરી પાણી તોલા ૨૦ માં નાખી ઉકાળવાં ને પાણી ચોથે ભાગે રહે એટલે હેઠે ઉતારી ગાળી કહાડી તે કાવો સવારમાં પીવો. એમ દરરોજ નવાં વસાણાં લઇને ઉકાળો કરવો ને તાપ નરમ પડતાં સુધી પીવો ચાલુ રાખવો.

## ઈલાજ ૭૧ મો.

**તાપ સનેપાતનીનાં લક્ષણ**—જીભ ઉપર કાળો થરો આવે, આંખો તણાય, નજરે જોયાથી બીહીક લાગે, આંખ રાતાશ પકડે, આંખોમાંથી પાણી ટપકે, પાણીની સોસારી ઘણી લાગે, આંગ દુખે, દર્દી ઘેલાની માફક નાચવા લાગે, ઘડીમાં ગાયન અને ઘડીમાં બકબકારો કરે, ઘડીકમાં તાપ મુદલ હોય નહીં અને ઘડીકમાં વધારે ચઢે, અંગ ઠંડુ થાય, ગળાંનો કંઠ સુકાય ને ખુંચે ને માંથું દુઃખે, કાનમાંથી અવાજ નીકળે, હાંસો વારે ઘડીએ આવે, ખાવાની ઇચ્છા થાય નહીં, ઊંઘ નહીં આવે, પીસાબ ઘણીવારે જરા જરા થાય, તથા પેટ ચઢી આવે તેના ઇલાજ.

પાપરીમુળ ... તોલો ા, દેવદાર ... તોલો ા, ઈંદરજવ ... તોલો ા.
વાવડીંગ ... તોલો ા. ખડાબ્રમી તોલો ા, ભાંગરો ... તોલો ા.
ત્રીકટુ ... ... તોલો ા, ચીત્રક ... તોલો ા, કાયફલ ... તોલો ા.

એ સર્વે વસાણાંને કુટીને પાણી શેર ૧ માં ઉકાળવાં ને પાણી શેર ાા રહે ત્યારે ઉતારી તેમાં ગુગલ વાલ ૪ નાંખીને દહાડામાં ૨-૩ વખત પાવુ.

## ઈલાજ ૭૨ મો.

### સુવાવડી ઓરતને તાપ આવે ત્યારે નીચલો ઇલાજ કરવો.

રાસ્ના ... ... ... ... તોલો ા. હરડેદળ ... ... ... તોલો ા.
ભોંયરીંગણી ... ... ... તોલો ા. બેઠી રીંગણીનું મુળ... તોલો ા.
નગોડ ... ... ... ... તોલો ા. પાહાડમુળ ... ... તોલો ા.
વજ ... ... ... ... તોલો ા.

એ સઘળાં વસાણાં કુટી પાણી શેર ૧ નાખીને ઉકાળવાં, ને જ્યારે પાણી શેર ાા રહે ત્યારે ઉતારી ગાળી કાઢી તેમાં ગુગલ વાલ ૩ નાખીને દહાડામાં ૩ વખત પાવું; તેથી સનેપાતનો તાવ, પરસેવો, સરદી, બકબકારો, સુલ, હાંફ, કફ તથા સુવા રોગનો નાશ થશે.

## ઈલાજ ૭૩ મો.

આકડાનું મુળ તોલો ૦ાા, દેવદાર ... તોલો ૦ાા, રાસ્ના ... તોલો ૦ાા.
વજ ... ... તોલો ૦ાા, પીપર ... તોલો ૦ાા, ચવક... તોલો ૦ાા.
અતીવીસની કળી તોલો ૦ાા, ધમાસો ... તોલો ૦ાા, કરીઆતું તોલો ૦ાા.
નગોડનાં પાન તોલો ૦ાા, સરગવાની છાલ તોલો ૦ાા, પીપરીમુળ તોલો ૦ાા.
સુંઠ તોલો ૦ાા, ભાંગરો તોલો ૦ાા.

એ સઘળાં વસાણાંને છુંદીને તેમાં પાણી શેર ૨ નાખીને ઉકાળવાં, ને પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારીને ગાળી કહાડી દહાડામાં એથી ત્રણ વખત પાવું, એથી તાવ નરમ પડશે.

**ખોરાક**—ચાહ, રોટલી, પાંઉ, બીસક્રીટ, સાબુ ચાવલની કાંજી દુધ વગરની આપવી.

## ઈલાજ ૭૪ મો.

## તાપ સનેપાતનીમાંથી કાનની નીચે સોજો આવી ગુંમડાં જેવું થાય છે જેને કરણમુળ કહે છે તેના ઇલાજ.

પેહેલાં જે જગા ઉપર સોજો થયો હોય ત્યાં જળો મુકાવી લોહી કહાવવુ અને તે પછી તે ઉપર લેપ ચાપડવો.

રાસ્નાં, સુંઠ, બીજોરાનું મુળ, દારૂ હળદર.

એ વસાણાંને છુંદીને તેનો લેપ પાણી સાથે કરવો અથવા પાકવનુ હોય તો ઉપર ધ્યાન પોહોંચે એવી પોટીસ બાંધવી. પાકીને ફુટયા પછી અંદર જે છેદ પડે તે છેદમાં જુનાં ઘીનો અથવા રૂજનો મલમનો કાકડો ખરડીને રોજ નવો નવો મુકવો, જેથી માંસ ભરાશે.

એ ઉપાય જો કરવામાં નહીં આવે તો એ દરદ પોતાની મેળે પાકીને નીચે છાતીમાં ઉતરે છે, અગર નહીં તો કાનમાંથી વેહેવા લાગે છે. એટલા માટે એને પાકવીને બાહેર મોઢું કહાડવું સારૂં છે, નહીં તો માણસ બેજાર થાય છે.

## ઈલાજ ૭૫ મો.

કડવું કરીઆતુ તોલો ૦ાા, ગળો ... તોલો ૦ાા, પીપર—મેદી તોલો ૦ાા.
દેવદાર ... તોલો ૦ાા, હરડેદલ તોલો ૦ાા, ભરમી ... તોલો ૦ાા.
પિતપાપડો... તોલો ૦ાા, રાસ્ના... તોલો ૦ાા, ભોંયરીંગણી તોલો ૦ાા.
સુંઠ ... ... તોલો ૦ાા, ધમાસો તોલો ૦ાા.

એ સઘળાં વસાણાંને છુંદીને તેમાં પાણી શેર ૧ નાખીને ઉકાળવાં; ને જ્યારે પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારી ગાળી કહાડીને દહાડામાં ત્રણ વખત તોલા ૪ (ચાર) જેટલું પાવું. ખાધાની પરહેજી રાખવી.

## ઈલાજ ૭૬ મો.

**તાપ હાડની જેનાથી ઘણા દીવસ શરીર રીબે છે જેને ઝીણો તાવ કરી કહે છે, તથા જે તાવ, પેહેલાં મોટો તાવ આવ્યો હોય ને તેની દવા કર્યાથી દરદી ત્રણ ભાગ સાજો થાય અને પછી દવા કરે નહીં ને એમનું એમ ચલાવ્યા કરતાં અંગમાં પ્રવેશ થઇ જાય છે તેનું લક્ષણઃ—**

દિવસે દિવસ એ તાવથી હાડકાં ગળી જાય છે; અનાજ પાચન થતું નથી, ઝાડો સારો થતો નથી; હાડકાં તપેલાં રહે છે, મોઢે પાણી છુટે છે, ધાતુ પાતળી થાય છે, "જીર્ણજ્વર" કદાચ એકદમ પુરી પીડા કરતો નથી, તોપણ દિવસે દિવસ વધારે પીડા કરનારો થઇ પડે છે, અને પ્રાણ નાશ કરનાર રોગ ઉત્પન્ન થાય છે–તેના ઇલાજ.

નાનાં બીલીનાં ફળ તોલો ૦ાા, કીરમજી તોલો ૦ાા, અજમો તોલો ૦ાા.
પાહાડમુળ તોલો ૦ાા, કુંવાડીઆનાં બી તોલો ૦ાા.

એ સઘળાં વસાણાંને ખોખરાં કરીને પાણી શેર ૧ માં નાખી ઉકાળવાં ને જ્યારે પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારી ગાળી કહાડીને દહાડામાં ૨–૩ વખત તોલા ૪ (ચાર) જેટલું પાવું.

**ખોરાક**—ગોસનો બાફેલો રસ, ચોખાની અથવા બાજરીની રોટલી આપવી; પણ દાળ તથા બીજી તરકારી બીલકુલ આપવી નહીં. સાબુચાવલની કાંજી થોડું દુધ નાખીને આપવી, પણ તેમાં ખડી સાકર નાંખવી.

## ઈલાજ ૭૭ મો.

પીપર તથા જુનો ગોળ એ બંને વસાણાંને સરખે ભાગે લઇ મેળવીને તેની ગોળી ચણી બોર જેવડી કરવી, ને દહાડામાં એક વખત એક ગોળી ખાવી.

**ખોરાક**—ઘઉંના આટાની ગોળ નાંખેલી રાબ તેમાં ચમચી સુંઠનો ભુકો નાંખીને આપવી; તથા ચાહા બીસકીટ આપવી. ચાહા ભાજી મીઠી આપવી નહીં.

## ઈલાજ ૭૮ મો.

કાળી દરાખ તોલો ૦ા, ગલોલ તોલો ૦ા, કાકડાસીંગી તોલો ૦ા. નાગર મોથ તોલો ૦ા, રતાંજળી તોલો ૦ા, કડુ તોલો ૦ા, પાહાડમુળ તોલો ૦ા, લીંમડાની સળીઓ તોલો ૦ા, સુંઠ તોલો ૦ા, કરીઆતું તોલો ૦ા, ધમાસો તોલો ૦ા, વાળો તોલો ૦ા, ધાણા તોલો ૦ા, પદ્મકાષ્ઠ તોલો ૦ા, કાળોવાળો તોલો ૦ા, રીંગણીનું મુળ તોલો ૦ા.

એ સવ વસાણાંને છુંદીને તેમા પાણી શેર ૧ નાંખીને ઉકાળવાં ને જ્યારે પાણી શેર ૦ા રહે ત્યારે ઉતારીને ગાળી કાઢી દહાડામાં ૨ અથવા ૩ વખત પાવું.

ખટાસ, તેલ, મરચું બીલકુલ ખાવા આપવું નહી.

## ઈલાજ ૭૯ મો.

### તાપ આવતી હોય અને તેથી નબળાઈ થઇ ગઇ હોય ને સુસ્તી લાગતી હોય તે ઉપર પીવાનો કાવો.

અનીસું તોલો ૦ા, મરી ઉજળાં વાલ ૭, એલચી નંગ ૧૫ ના દાણા. બુકુ જેને અંગ્રેજીમાં Buchu Leaves કરી કહે છે તેનાં પાંદડાં તોલો ૦।.

ઉપલી પેહેલી ત્રણે ચીજોને ખલમાં નાખી ખાખરી કરવી અને બુકુનાં પાંદડાં એમનાં એમ રાખવાં, ને એક વાહાન ગલાસ (તોલા ૬) ખખળતુ ગરમ પાણી લઇ તેમાં ચારે ચીજો ભીંજવવી અને પાણી ઠંડું પડે ત્યાંસુધી ભીંજવી રાખવી. પછી કપડાંએ ગાળી કહાડી તેમાં તોલો ૦। છુંદેલી સાકર અથવા ખાંડ ભેળવી પાઇ દેવું.

એ પ્રમાણે દીવસમાં ચાર વખત તેજ કુંચામાં ઉપર મુજબ બનાવી પાવું. બીજે દીવસે નવાં વસાણાં લઇ મેળવી પાવું. એ મુજબ ચાર પાંચ દીવસ પીધાથી આરામ થશે.

પટ કબજ હોય તો સાકર કે ખાંડને બદલે માઊ તોલો ૦ા મેળવી પીવું.

## ઈલાજ ૮૦ મો.

### તાપ હમેશ દીલમાં રહેવાથી હોજરી નબળી થઇ દુઃખતી હોય તથા પાણીની તરસ ઘણી લાગતી હોય તેનો ઇલાજ.

દુધ ચોખ્ખું ગાય અથવા ભેંસનું શેર ાા ને કલઇ કરેલાં વાસણમા ઉકાળવું, ને એક બે જોશ આવ્યા પછી તેમાં મોટાં કાગદી લીંબુના બે ભાગ કરી તેમાંની એક ચીર તે ઉકળતા દુધમાં નીચોવવી: તેથી દુધ ફાટી પાણી થઇ જશે ને છુંછો નીચે બેસી જશે. પછી તેને હેઠે ઉતારી ઉપરનુ પાણી કપડાંએ ગાળી કહાડવું. (એ ફાટેલાં દુધને ફારસીમાં શોઘર કહે છે) તે પાણી દીવસમાં એક વખત પીવું. નાનાં બચ્ચાંને તેની ઉમ્મરનાં પ્રમાણમાં ચમચી બે ચમચી પાવું. એથી તાપ નરમ પડશે, તથા પાણીની તરસ મટી હોજરીને પણ કુવત આપી ફાયદો કરશે.

## ઈલાજ ૮૧ મો.

### તાપ તાઢીઓ અથવા જંગલી તાપ આવતી હોય જેને અંગ્રેજીમાં Malarious Fever (મેલેરીઅશ ફીવર) કરી કહે છે તેના તથા Brain Fever(બ્રેન ફીવર) એટલે ભેજાની તાપ આવતી હોય તેના ઈલાજ.

કાચકાંના છોડ જેને મરાઠીમાં સાગરગોટા કહે છે અને જેનાં ફલને કાચકા કહે છે, તે ફલ ૨–૩ લઇ આતસનાં ભેભતમાં ભુંજવાં, ને બરાબર ભુંજાયા પછી બહાર કાઢી તેને ભાંજી તેની અંદરથી જે બી ચીચોરા જેવાં નીકળે છે તે બી, વજનમાં તોલો ાા ને આસરે લઇ વાટી આટો કરવો, ને તેટલાજ વજનનું ખાવાનું મીઠું લઇ ભેળી સવારમાં ફાકવું; ને ઉપરથી બે ચાર ઘોટ થંડુ પાણી પીવું. એ પ્રમાણે સાત દિવસ સુધી કરવાથી તાવ નરમ પડશે.

## ઈલાજ ૮૨ મો.

કાચકીના છોડનો કુમળો પાલો તોલા ૭–૮ લઇ તેને પથરના પાટાપર જરા પાણી નાખી, ખુંદી તેનો રસ તોલા ૨–૩ લેવો, ને તેમાં મધ તોલો ૧ મેળ-

વીને તેના ત્રણ ભાગ કરવા ને દહાડામાં ત્રણ વખત પીવા. બે ત્રણ વરસનાં બચ્ચાંને તોલો ૦॥ થી ૦॥। તોલીને પાવી. એથી મલેરીઆ ફીવર ઉતરી જશે.

## ઈલાજ ૮૩ મો.

### તાપ હરકોઇ જાતની આવતી હોય તે ઉપર વાપરવાની ગોળી.

સર દીનશાજીનાં તાપનાં પાંદડાં જેને ગુજરાતીમાં તીવરનાં પાંદડાં કહે છે, ને સંસ્કૃતમાં કુન્દલી કહે છે ને લીલાં લઇ છાંયડામાં સુકવવાં. તેને નિચલાં વસાણાંઓમાં ભેળીને ઉપયોગમાં લેવાં:—

| | | |
|---|---|---|
| તીવરનાં પાંદડાં તોલો. ૧ | દીકામરી તોલો. ... ૧ | કરીઆતું તોલો ... ૧ |
| બારખ તોલો. ... ૧ | એળીઓ તોલો. ... ૧ | કડુ તોલો ... ... ૧ |
| હીંગ કાદવનાં ઠીકરાં ઉપર સેકેલી તોલો. ૧ | લીંડી પીપર તોલો... ૧ | ઇન્દ્રજવ તોલો. ... ૧ |
| | કાળીજીરી તોલો ... ૧ | લીમડાનાં પાંદડાં તોલો ૧ |

એ સઘળાં વસાણાંને ખુંદી બારીક આટા જેવાં કરી તેમાં બાવળના ગુદરનું નીતરૂં પાણી મેળવી ગોળી વળે તેવો લોંદો કરવો ને પછી તેની ગોળી ચણા જેવડી વાળી એક સીસીમાં ભરી મુકવી, ને જે ધણીને તાપ આવતી હોય તેને દર બે કલાક દરેક વખત ત્રણ ત્રણ ગોળી આપવી. એથી કોઇ-પણ જાતની તાપ આવતી હશે તેનો અટકાવ થશે. કોઇ બીજી દવા તાપ ઉપર વાપરવામાં આવતી હોય તો તે વાપરશે તો કાંઇ અડચણ નથી. કદાચ તાપ ઊતરી જાય ને અંગ થંડું પડે તો સુંઠ મરીનો કાવો અથવા બ્રાન્ડી ચમચી ૧–૨ ગરમી લાવવા વાપરવી.

## ઈલાજ ૮૪ મો.

### તાપનાં દરદ ઉપર વાપરવાનાં સર દીનશાજી પીટીટવાળાં ઝાડ-નાં પાંદડાં—એ પાંદડાં કેવી રીતે વાપરવાં તેની વીગત—એ પાંદડાં હરકોઇ જાતની તાપ ઉપર, તાપ હોય યા નહીં હોય તોપણ વાપરવામાં આવે છે.

એ પાંદડાં વાપરવાથી તાપ ઉતરી જાય છે, ને ફેર પડે છે. કોઇ વેળા તાપ ઉતરી જવાના સબબથી દરદીનું આંગ ઘણું ઠંડું પડે તો સુંઠ મરીનો કાવો, અથવા બરાંડી, મેવડું અથવા રમ દારૂ ગરમી લાવવા જરા પાવો.

#### રાત ૧ લી.

પાંચથી દસ લીલાં પાંદડાં, જો નાનાં હોય તો ૧૫ થી ૨૦ લેવ

જો લીલાં નહીં હોય તો સુકાં પાંદડાં હવામાં સુકવેલાં દોહોડાં બમણાં લેવાં. ને તે માણસની ઉમર અને કદ પ્રમાણે ભાંજીને ખાવાનાં પાનની બીડીમાં મુકી ચાવી ખાવાં, અથવા છુંદીને જરા પાણીમાં મેળવી મીઠાસ નાખી રસ પીવો

બચ્ચાં તથા છોકરાંઓ વરસ ૧ થી ૧૫ વાળાંને ઉમર તથા કદ પ્રમાણે ૧ થી ૫ પાંદડાં લીલાં અથવા ૫ થી ૧૦ પાંદડાં સુકાં છુંદી તે સાથે ૦૧ થી ૧ ખાવાંનું પાન છુંદી પાણીમાં દોહવી પાવાં; અથવા પાનની બીડીમાં ચવડાવવાં.

## રીત ૨ જી.

### કાહાવાની માફક.

ચાહે બનાવીએ તેવું ખખળતું ગરમ પાણી એક પ્યાલું અથવા ખપ જેટલું લેવું, ને તે પાણી એક મટોડીનાં, કારીનાં અથવા ચીનીનાં કે તાંબાનાં કલાઇ કરેલાં વાસણમાં ભરી, તેની અંદર લીલાં પાંદડાં આસરે ૨૦ થી ૨૫, અથવા સુકાં પાંદડાં આસરે ૩૫ થી ૪૦ લઇ ભાંજી ૨–૩ કટકા કરી તે પાણીમાં નાખવાં. તેમાં ૫ થી ૧૦ દાણા કાળાં મરી ખોખરાં કરી કપડામાં પોટલી બાંધી, તે પાણીમાં નાખવાં, ને તે પાણી ઠંડુ પડે ત્યાં સુધી ઢાંકી રાખવું. ત્યાર પછી તે મધ્યેથી તે પોટલીને જરા ચોળી તેનો ઓગાળ પાણીમાં મેળવી, પાછી બહાર કાઢી લેવી, ને પાંદડાં સાથે પાણી એક કપડાંથી છાંડી કાડવું, ને કપડાંને વળ દઇ નીચવી કાઢવું. તે પાણી મધ્યેથી સવાર, બપોર તથા રાત મળી દહાડામાં ૩ વખત એકેક વાઇન ગલાસ ભરી પાવું. (જોઇએ તો સવાદને સારૂ જરાક ગોળ અથવા જો ગોળ નહીં હોય તો સાકર અથવા ખાંડ વાપરવી.)

## રીત ૩ જી.

### શરબતની માફક.

તાપનાં લીલાં પાંદડાં ૧૨ થી ૧૫ તોલા લઇ તેને છાયડામાં પોહોળાં પાથરીને તે ચીમરાઇ જાય, તે પ્રમાણેનાં બરાબર સુકવવાં. તે ચીમરાયલાં પાંદડાં ૧૦ થી ૧૨ તોલા લઇને તેને એક મટોડીનાં અથવા તાંબાનાં કલાઇવાળાં વાસણમાં નાખવાં, ને તેમાં ખખળતું ગરમ કકરા પડતું એક બાટલી પાણી રેડવું, ને તેમાં કાળાં મરી ખોખરાં કરેલાં ૧૫–૨૦ દાણા

પોટલીમાં બાંધી અંદર નાખવા; ને તે વાસણને ઢાંકી રાખીને તે પાણી ઠંડુ થાય ત્યાં સુધી યાને ૫-૧૦ કલાક સુધી રહેવા દેવું, ને પછી તે પોટલી તે પાણીમાં જરાક ચોળી તેનો ઓગાળ લઇ પાછી બાહાર કાઢી લેવી, ને પાંદડાંને તેજ પાણીમાં ચોળવાં ને પછી તે પાણી એક કપડાંથી છાંડી નીચવી કાઢી લેવું. તે પાણી મટોડી અથવા તાંબાનાં વાસણમાં રાખી તેમાં રતલ ૧ ખાંડ, અથવા ગોળ મીઠાસ નાખી મેળવવું. તેને ઠંડા આતશના ઇંગાર ઉપર ચહડાવી તેનો ચાશ બનાવીને શરબત બનાવવું, ને ઠંડુ પડયા પછી એક બાટલીમાં એ શરબત ભરી રાખવું. એ શરબતમાંથી બચ્ચાંઓને તેમની ઉમર તથા કદ પ્રમાણે અરધી ચમચીથી ૨ ચમચી સુધી લઇ ગ્લાસ એ ઠંડા અથવા ચાહેનાં પાણીમાં મેળવી પાવું. પુખ્ત માણસને કદ પ્રમાણે એ શરબત ૦॥ થી ૧ ગલાસ લઇ, ગલાસ ૨ ઠંડા અથવા ચાહેનાં પાણીમાં પાવું.

## રીત ૪ થી.

### તીંકચર એટલે અરકની માફક.

તાપનાં થોડાંએક લીલાં પાંદડાંને છાયડામાં પોહોળાં પાથરી તે ચીમરાઈ જાય તે પ્રમાણેનાં બરાબર સુકવવાં ને સુકાયા પછી તેમાંથી ૫ થી ૭ તોલા સુધી લેવાં, ને તેને જલદ સોજ્ઞ એવ્ડા મોવડાનાં અથવા જલદ બરાંડી અથવા રમ દારૂ બાટલી ૦॥ માં નાખી બાટલીને બુચ મારી ૫ થી ૭ દીવસ સુધી એ પ્રમાણે ભીજવી રાખવાં, ને અવારનવાર એ બાટલીને દરરોજ હીલવ હીલવ કરવી, ને ૭ દીવસ પછી તે દારૂને કપડાંમાં છાંડી નીચવી કાઢી લેવો, ને પછી બીજી કાચના બુચની બાટલીમાં એ ટીંકચર ભરી રાખવું ને નીચે પ્રમાણે વાપરવું.

બચ્ચાં ૧ થી ૧૦ વરસનાંને (ઉમર તથા કદ પ્રમાણે) ૦। થી ૦॥ ચમચી પાણીમાં મેળવી પાવું.

બચ્ચાં ૧૦ થી ૧૫ વરસનાંને (ઊમર તથા કદ પ્રમાણે) ૦॥ થી એક ચમચી પાણીમાં મેળવી પાવું.

૧૫ વરસની ઉપરનાંને (ઉમર તથા કદ પ્રમાણે) ૧ થી ૩ ચમચી પાણીમાં ભેળીને દહાડામાં ૩ વખત પાવું.

## રીત પાંચમી.

### ગોળીઓ બનાવવાની.

લીલાં પાંદડાં તથા ડાંખળાંને છાંયડામાં બરાબર સુકવીને તે સુકાયલાં

પાંદડાં તથા તેનાં દાખળાં ૧૦ થી ૨૦ તોલા લેવાં ને તેને લોખંડની ખાંડણીમાં છુંદીને અથવા પથ્થરના પાટા ઉપર પીસીને તેનો બારીક મેંદો કરવો ને તેમાં ૨ તોલા સુંઠનો બારીક આટો કપડામાં ચાળી કાઢેલો મેંદા જેવો કરીને એઉને બરાબર મેળવવું.

ઉપલા ચાળી કાઢેલા ભુકાને ગોળી બનાવવા સારૂ બાવળના ગુંદરના પાણીમાં મેળવી, તેની મરીના દાણા જેવડી ગોળીઓ વાળવી, ને તે ગોળીઓને ચીનીના અથવા કોરીની પોહોળી રકાબીમાં મુકીને એક બે દહાડા સુકવવી, ને સુકાયા પછી તેને એક કાચની સીસીમાં ભરી બુચ મારી રાખવી, ને નિચે મુજબ વાપરવી.

૧ થી ૧૦ વરસનાં બચ્ચાંને કદ પ્રમાણે ાથી ૧ ગોળી આપવી,

૧૦ થી ૧૫ વરસનાં બચ્ચાને કદ પ્રમાણે ૧ થી ૧॥ ગોળી આપવી.

૧૫ થી ઉપરની ઉમરનાંને કદ પ્રમાણે ૧॥ થી ૨ અથવા ૩ ગોળીઓ દહાડામાં ૨ થી ૩ વખત આપવી.

જેનાથી એ ગોળી નહીં ગળાય, તેને પાણી સાથે મેળવીને આપવી.

**ખોરાક**—રોટલી, પાંઊ, દુધ, ગોસ્ત અથવા મરઘીનો સેરવો ખાવો. ચાવલ અથવા ઠંડો પડે તેવો ખોરાક ખાવો નહીં.

---

## તાપનાં દરદ ઉપર સર દીનશા પીટીટવાળાં ઝાડનાં પાંદડાં વાપરવાની વિગત તથા તે પાંદડાંના ગુણ સંબંધી ડાકટર ડીમકે આપેલો અભિપ્રાય.

---

## PETIT FEVER LEAVES.

These leaves are known in the District of Surat by the name of *Tivar* and in Bombay by the name of *Petit Fever Leaves*. They grow almost on every shore in a creeper and have invariably been found by me to be very effective on fever of all kinds, and particularly so, on malarious, intermittent, remittent

and sun stroke fevers and also on hay-fever and fever of long standing for months and even years.

In many cases where quinine has failed to give the desired effect, these leaves have succeeded and those who have used them, have never complained to me of any harm being done to them by the same.

It purifies blood and it is efficacious on itch and other skin diseases.

THE MODES OF ADMINISTERING THE *Petit Fever Leaves* ON FEVER ARE AS FOLLOW:—

1.—THE LEAVES MAY BE CHEWED WITH OR WITHOUT *Pan* ( beetlenut leaves. )

Dose.—*For adult* 7 to 15 leaves... *For a child* 2 to 4 leaves... } Thrice a day.

2.—IN THE FORM OF INFUSION; which is prepared as follows :—

Take from 15 to 30 leaves, break each into two or three pieces and infuse the lot in a porcelain-covered vessel in 1½ tea cups of boiling water, in the same manner as tea is prepared, adding some dry or fresh crushed ginger or a pinch of tea for stimulant, let it remain till it becomes cold and strain it through cloth. In straining, care should be taken not to rub the leaves, for, by so doing the juice would become sedimentary and consequently obstructive in swallowing.

DOSE.—*For adults* a wineglassful with little sugar... ... ... *For Children* a ¼ to ½ a wine-glassful with little sugar... } Thrice a day.

3.—IN THE FORM OF TINCTURE; which is prepared as follows :—

Dry the leaves in a shady and airy place. Take from quarter

to half a pound or 10 or 20 tolas of these leaves and soak them in one bottle of spirit of wine or of treble extract of *mowda* liquor or rum spirit (the latter is more perferable,) allow the leaves to remain in the spirit or liquor for about five days and after filtering it, use as follows:—

| | |
|---|---|
| DOSE.—*For adults* 30 to 60 drops... *For youths* of 11 to 20 years 15 to 30 drops ... ... | In one to two table-spoonfuls of water thrice a day. |
| *For children* of 6 to 10 years 10 to 15 drops. " 1 to 5 " 1 to 10 " | In one table-spoonful of water thrice a day. |

If by taking this tincture, or those leaves in any other mode, tho fever goes out and the Patient feels weak, administer a tea-spoonful of brandy in a table-spoonful of hot water thrice a day, or give somo decoction of dry ginger and pepper or some tea as stimulant.

4.—IN THE FORM of SYRUP; which is prepared as follows:—

Dry these leaves 4 or 5 days in a shady and airy place, then break each leaf into two or three pieces and take eight ounces or twenty tolas of these leaves and infuse them in 1¼ bottle of boiling water, in the same manner as tea is prepared and allow it to stand for a day or two, then rub the leaves in that water and strain them with the same water through cloth by squeezing; add the same quantity of sugar as the the weight of the liquid and boil it to the consistence of syrup.

| | |
|---|---|
| DOSE.—*For adults* ½ to 1 wine-glassful in equal quantity of water ... *For children* 1 tea-spoonful... to one desert-spoonful... ... | Thrice a day. |

5.–In THE FORM OF PILLS; to be made as follows:—

Dry the leaves well in a shady and airy place till

they become very brittle, then powder them, and mix the powder with some spicy ingredients and make pills of the same.

Dose For *children.* ... ... ... ... 1 to 2 grains.
*For adults* ... ... ... ... ... 4 to 6 grains.

MODE OF USING *Petit Fever Leaves* ON ITCH.

Soak the green or dry leaves in water and reduce them into paste and mix a little oil with it (to prevent hairs from curling,) then rub the paste on the affected part and let it remain for a few hours. Repeat the process morning and evening.

A Bath prepared (as follows) of these leaves cures persons suffering from itching over the whole body.

*Mode.* Boil the leaves in water and after filtering it, mix the boiled water with the bath water.

MODE OF USING *Petit Fever Leaves* ON SKIN DISEASES.

Rub the paste on the diseased part and spread the paste thick over it and then let it remain for about 12 hours. This process should be repeated for some days.

PURIFIER OF BLOOD.

These leaves have the property of purifying blood; they can therefore be chewed with or without *Pan* (beetlenut leaves) or taken in the from of infusion or syrup in cases of heat in blood, itch and other skin diseases in addition to the external treatment.

From the copy of Dr. Dymock's report on the other side hereof it will be found that these leaves are called by the name of *Sangkupi* in Hindustani;

*Isamdhari* in Dukhni; *Shengankupi* in Tamil; *Pisangi* in Telugu, *Banjoi* in Bengali; *Ranjoi*, *Koival* in Marathi, and *Kundli* in sanskrit and that besides fever and spoiled blood there are several other diseases which are cured by these leaves as will appear from the above report.

DINSHAW MANOCKJEE PETIT.

## COPY OF Dr. DYMOCK'S REPORT.

*Cleorodendron inerme*, Gartn, Rheede Hort. Mal. V, t, 49. Rumph. Amb. V, 46. Jacq-Col. t. 4 f. I.

Vernacular.—*Sangkupi*, (Hind) *Isamdhari*.
(Dukh).—*Shengan-kupi* (Tam.) *Pisangi*.
(Tel.) *Ban-joi*, (Beng) *Ranjai*.
*Koivel*.—(Mar.) *Kundli* (Sanskrit.)

*Habitat*—India, Ceylon, Amboyna; near the sea shore.

*History, Uses &c.* The medicinal properties of this shrub are very widely known in the East. It is the *Gambir laut* of Java, the *Wal-bu-rænda* of Ceylon and the *Sun-fu-mun* of Cochin-China. Anslie says—the juice of the root and leaves is considered alterative in scrofulous & venereal affections, the dose being a toble-spoonful with or without a little castor oil. Rheede speaks of the use of the dried leaves for the same purpose, and of a poultice of the leaves to dissolve buboes; he also says that a bath prepared with them is used in mania, whilst the root boiled in oil affords a liniment useful in rheumatism.

*C. inerme* is the *Jasminum litoreum* and *Pharmacum litoreum* of Rum phius (Lib. VII Cap. 47). He says—The Amboyna name is *Wale-puti-lohaha which* means "*White strand cord.*" The Malays & the Macassars administer the barries or the root to people poisoned by eating unwholesome fish; the leaves smeared with oil are heated over the fire and applied to recent wounds, they are also one of the leaves used for preparing the green rice of the Malays. He concludes by saying "*larga ac fausta natura in cunctis fere litoribus hanc obviam profert plantam*"—i.e. (a kind and bountiful nature offers this plant for our use on almost every shore.)

In Bombay the plant has a great reputation as a febrifuge, the juice is mucilaginous, very bitter and somewhat saline. The Honourable Sir Dinshaw Manockjee Petit, who has used the leaves largely, finds them of much service in cases where quinine has not been well borne, he uses a syrup infusion and pills in which they are combined with aromatics such as pepper and ginger.

Dose.—The equivalent of from 15 to 30 leaves for an adult.

*Description.*—A straggling shrub, 3 to 7 feet, shoots grey pubescent. Leaves opposite, rarely ternate $\frac{3}{4}$ to $1\frac{1}{2}$ inch, when young somewhat grey pubescent; base cuneate; petiole $\frac{1}{8}$ inch; peduncles $\frac{1}{2}$ to $1\frac{1}{2}$ inch, all axillary, 3 to 7 fid; bracts $\frac{1}{30}$ inch, linear; pedicels $\frac{1}{8}$ to $\frac{1}{6}$ inch; calyx grey puberulous or glabrate;

corolla white, tube ¾ inch, glabrate, lobes ⅓ inch, oblong; drupe ½ by ⅓ inch, spongy, hardly succulent, smooth, hardly sulcate; separating into four woody pyrenes. Or the leaves may be mostly ternate or sublinear and larger. The drupe also may vary in size. Some on this account make 'Rumphius' plant a separate species under the name of *C. nerufolium*, but Bentham and Kruz consider it only a variety.

*Chemical composition.*—The leaves have been examined by Mr. D. Hooper, Government Quinologist, Ootcamund who has separated from them a bitter principle and an acid chemically indentical with *Chiratin* and *Ophelic acid C. infortunatum* (In Vernacular—chàndir or karry) and *C. Serratum* (in Vernacular—chàrange) contain the same bitter principle and acid in a less proportion. Mr. Hooper reports that the bitter principle is entirely removed by ether and the subsequent treatment of the drug with alcohol and water affords extracts free from bitterness. Ether, alcohol and water independently exhaust the drug, but the former removes it with less admixture of foreign substances. The ether extract heated with water gives up this principle to the solvent in an almost pure condition. It is thus obtained as a whitish or slightly coloured viscid mass which in process of time hardens and may be reduced to an amorphous non-hygroscopic powder. It is soluble in water with an acid reaction, and is partially rendered insoluble by neutral plumobic acetate,

thus giving evidence of its compound nature. The portion precipitated by the lead salt, when liberated from the compound by hydrogen sulphide, is a light coloured amorphous acid powder, soluble in water, spirit of wine and ether, and reducing *Fehlings* solution. The bitter principle that escaped precipitation by lead was readily shaken out of the acidulated filterate by ether, and left after evaporation as a whitish amorphous powder; it had a neutral reaction, was not changed by alkalies or ferrie chloride, and was distinguished by precipitating tannin solution and giving a transient red-brown colour with strong sulphuric acid.

The leaves of *C. inerme* had besides the bitter principles a fragrant stearopten to which the apple-like odour is due.

### SUMMARY OF ANALYSIS.

| | | |
|---|---|---|
| Ether | Extract | 4·77 |
| Alcoholic | „ | 5·70 |
| Aqueous | „ | 15.54 |
| Alkaline | „ | 11·48 |
| Residue Organic | „ | 50·06 |
| „ Inorganic | „ | 6·44 |
| Moisture | „ | 6·01 |
| | | 100·00 |

| | |
|---|---|
| Ash soluble in water | 44.14 |
| „ „ in Acid | 47·10 |
| Insoluble | 8·76 |
| | 100·00 |

Sodium chloride in ash 24·01.

From the above analysis it will be seen that a tincture or extract of the drug would be efficient preparations. The leaves should *not* be dried in the sun as the fragrant stearopten will be lost by so doing. Like all medicinal leaves they should be dried in a shady and airy place.

(Sd ) W. D.

# હાંસો થયો હોય તેના ઈલાજ.

**એ દરદ શરદીથી અથવા તેલ, મરચાં અથવા બીજી તીખાશ તથા ખટાસની ચીજો ખાધાથી થાય છે-તેના ઇલાજ.**

## ઇલાજ ૧ લો.

ગામઠી જેઠીમધનો શીરો તોલા ૪, ખેરસાલ........તોલા ૪.

ઉપલી બંને જણસને ખલમાં બરાબર મેળવી નાખીને ઝીણા બોરના કદ જેટલી ગોળીઓ બનાવવી, ને સવાર સાંજ એટલે દહાડામાં બે વખત ૪ થી ૭ ગોળીઓ મોહોડામાં રાખી, તેનો રસ ચુંસવો, એથી બલગમ સાફ થઇ, કફ છુટો પડશે અને ડાંસો નરમ પડશે.

## ઈલાજ ૨ જો.

પીપર ઝીણી ... ... તોલો ૧, પાનમાં ખાવાનો સોજો કાથો તોલા ૨.
અજમો ખોરાસાની ... તોલો ૧॥, બરાસ કપુર ... ... ... તોલો ૧.

એ સધળાંને છુંદી બારીક મેદા જેવું કરીને તેમાં ૧ નાની ચમચી ભરીને આદાંનો રસ ભેળવો. પછી બધું એકરસ કરવું ને કાળાં મરીના દાણાના કદ જેટલી તેની ગોળીઓ બનાવવી ને તેને બરાબર સુકવીને કાચના બુચની સીસીમાં ભરવી. દહાડામાં ૩ વખત એક એક ગોળી ગળવી. એથી બલગમ છુટો પડશે ને ડાંસો નરમ પડશે.

## ઇલાજ ૩ જો.

પાન(ખાવાનાં) ચેવલી નંગ ૨૧, આદું જુનું તોલા ૨, લવંગ નંગ ૭.

પાન તથા આદું છુંદીને તેનો રસ કહાડવો, અને તેમાં લવંગને બા-

રીક છુંદી મેદા જેવી ભુકી કરીને એકઠા કીધેલા રસમાં નાંખીને મેળવી નાખવાં. પછી એ સઘળી મેળવણીમાં એક મોટો ચમચો ભરી સોજું મધ ભેળવું ને બધું એકરસ કરવું. પછી તેમાંથી ૧ ચમચી ભરીને દહાડામાં બે વખત ચટાડવું. એથી બલગમ છુટો પડશે ને ઠાંસો નરમ પડશે.

## ઇલાજ ૪ થો.

મીંદળ અને વડાગરૂ નીમક એ બંને જણસોને સરખે વજને લઇને બારીક મેદા જેવી ભુકી કરીને પછી તેમાં ગાયનું મુત્ર નાંખીને ઝીણા બોરનાં કદ જેવડી ગોળીઓ બનાવવી, ને દહાડામાં બે વખત ચાર ચાર ગોળી પાણી સાથે ગળવી. એથી બલગમ છુટો થશે ને ઠાંસો નરમ પડશે.

## ઇલાજ ૫ મો.

| | |
|---|---|
| કડવી બદામનાં બીજ તોલો ... ૧, | જેઠીમધનો શીરો તોલો ... ૧, |
| પીપર ઝીણી તોલો... ... ૧. | હીરાબોળ તોલો ... ... ૧. |

એ સઘળાંને છુંદી બારીક મેદા જેવી ભુકી કરી જેઠીમધનાં શીરામાં મેળવી નાંખવી. પછી બાવળના ગુંદરની થોડી ભુકી લઇ તેમાં મેળવી ઝીણા બોરનાં કદ જેવડી ગોળીઓ બનાવવી. ને તેને સુકવી કાચના બુચની બાટલીમાં ભરી રાખવી અને દહાડામાં ૨ વખત બેથી ત્રણ ત્રણ ગોળી ગળવી. એથી બલગમ છુટો પડી ઠાંસો નરમ પડશે.

## ઇલાજ ૬ ઠ્ઠો.

| | | |
|---|---|---|
| ઉંચો ખેરસાલ ... તોલા ૪, | જાવંતરી ... તોલા ૩, | તજ ... તોલા ૨. |
| એલચી .. તોલા ૨, | જાયફળ ... તોલા ૨. | લવંગ... તોલા ૨. |
| અફીણ ... તોલો ાા. | | |

અફીણ સીવાય બીજાં બધાં વસાણાંને બારીક છુંદી મેદા જેવાં કરીને કપડાંએ ચાળી લેવાં. પછી એ છુંદેલા મેદામાં અફીણ ભેળવું, ને બધાંને બરાબર મેળવીને તેમાં ખાવાનાં ચેવલી પાનનો રસ કાઢી ગોળી વળાય તેટલો ભેળવો, ને બરાબર મેળવી નાંખીને મરીના દાણાના કદ જેટલી તેની ગોળીઓ બનાવી સુકવવી અને તે કાચના બુચની સીસીમાં ભરી રાખવી ને દહાડામાં ૩ વખત બેથી ત્રણ ગોળી લઇને ખાવાનાં પાન સાથે ચાવવી ને તેનો કુચો પણ ખાઇ જવો ને ઉપર પાણી પીવું.

ઉપલી ગોળી કાંઇ પણ ખાધા પછી ખાવી, ભુખે પેટે ખાવી નહીં. એ ગોળી ખાધાથી ખાધેલું હજમ થશે, રાત્રે ઉંઘ આવશે, લોહીમાં વધારો થશે, તથા કૌવત આવશે.

જે કોઇ ઉપલી ગોળી ખાય તેણે રાતે સુતી વખતે ગાયનું દુધ ૦॥, થી ૦॥। શેર લેઇને તેમાં સાકર અને જાયફળ નાંખી ગરમ અથવા ઠંડુ પીવું.

## ઈલાજ ૭ મો.

ધાણા સાફસુફ કરીને ઠીકરાંપર બાળીને તેની રાખ કરવી તે રાખ તોલો ૦।.
પીપરીમુળનું ચુરણ ... ... ... ... ૨ આની ભાર.
મધ ... ... ... ... ... ... ... ... તોલો ૧.

એ ત્રણેને બરાબર મેળવીને ચાટણ જેવું કરીને દરરોજ સવારે ચાટી જવુ. ફરી જોઇએ ત્યારે એ પ્રમાણે બનાવી એક વખત ચાટવું. તે સુકા ઠાંસાને બેસાડી દેશે.

## ઈલાજ ૮ મો.

કરફસની જડ ... ... તોલા ૩. વરીઆળીની જડ ... ... ... તોલા ૩.
એખકેબર... ... ... તોલા ૩. જુફો ... ... ... ... ... તોલા ૪.

એ સર્વે ચીજો ખોખરી કરીને એક ચીનાઇ કોરીનાં વાસણમાં નાંખવી, ને તેમાં ખળખળતું પાણી શેર ૧ રેડીને આખી રાત ઢાંકી રાખવું. સવારે એ કોરીનાં વાસણમાંથી બધું એક કલઇ કરેલી તપેલીમાં નાખી તે ચુહુલા પર મુકીને ઉકાળવું, ને તેમાંનું અરધું પાણી બળી જાય ત્યારે હેઠળ ઉતારી ઠડું પાડીને કપડાંએ ગાળી લેવું. વાસણમાં જે કુચો રહે તેમાં ફરીથી બીજું ૧ શેર ગરમ પાણી રેડીને ચુહુલાપર મુકી ઉકાળવું ને પાછું તેમાંનું અરધું પાણી બળી જાય એટલે હેઠળ ઉતારી ઠંડુ પાડી કપડાંએ ગાળી લેવું. પછી પહેલું ગાળી કહાડેલું પાણી તથા બીજી વખતનું ગાળી કહાડેલું પાણી એ બેઉને સાથે મેળવીને તેમાં સાકર ચીનાઇ તોલા ૨૧ નાંખી તે વાસણ ફરી ચુહુલા ઉપર મુકી તેનો ચાસ કરવો. તે ચાસ મધ જેવો બરાબર થાય ને પછી ચુહુલાપરથી હેઠળ ઉતારી ઠંડો પાડી કાચના બુચની એક બાટલીમાં અથવા ડીકાંટરમાં ભરવો. ખપ પડે ત્યારે એકથી બે ચમચા જેટલો લઇને ઠંડા પાણી સાથે ભેળી અથવા વગર ભેળવે સવારે પીવો. એમ દહાડામાં બે વખત પીવો.

ઉપલા ઉપાયથી ઠાંસો નાબુદ થાય છે, ફેફસાંને કૌવત મળે છે ને દર્દીને ઘણો કરાર થાય છે.

ઉપલી દવા નાનાં બચ્ચાંને આપવી નહીં, પણ મોટાં ઉમરે પુગેલાંને આપવી.

## ઈલાજ ૯ મો.

જેઠીમધનું લાકડું રતલ ૫, બનફ્સાનાં ફુલ રતલ ૧.

એ બેઉને ખોખરાં કરીને એક કલઇ કરેલાં વાસણમાં નાખી તેમાં આસરે દશ બાટલી (પંદર શેર સુરતી) ઠંડું પાણી રેડી ૨૪ કલાક સુધી ભીંજવી રાખવું. ૨૪ કલાક પસાર થયા પછી ચુહુલાપર ધીમી આંચે આસરે આઠ કલાક ઉકાળવું. પછી ઉતારી ઠંડું પાડી કપડાંએ ગાળી લેવું ને જોરથી નીચોવી બધો રસ કાઢી લેવો. પછી એજ છુંછામાં બીજાું બે બાટલી પાણી રેડીને હાથે ચોળીને કપડાંએ ગાળી લેવું. એ બેઉ પાણી એકઠું મેળવીને તેમાં દશ રતલ ચીનાઇ સાકર નાખી ચુહુલાપર મુકી ઉકાળવું ને ચાસ જેવું થાય કે ઉતારી ઠંડું પાડી ગાળી લઇ બાટલીમાં ભરવું. દર્દીને રોજ એક વખત એકથી બે ચમચા તેમાં બેવડું પાણી ભેળીને પાવું.

## ઇલાજ ૧૦ મો.

| | | |
|---|---|---|
| જેઠીમધનો શીરો તોલો ૧ | ઘઉંનું દુધ તોલો... ૧॥ | કેસર તોલો. ... ૦॥, |
| વાંસ કપુર તોલો ... ૧, | બદામનું તેલ તોલો ૧ | રતાંજલી (ગુલાબમાં |
| બાવળનો ગુંદર તોલો ૧. | શકર સીગાર તોલો ૧ | ઘસેલાંનો ઘસારો) |
| ખેરસાલ તોલો ... ૧॥, | કડીઓ ગુંદર તોલો ૧ | તોલો ... ... ૧. |
| જવખાર તોલો ... ૧, | અંબર ચોખ્ખી વાલ ૫ | મરી સફેદ દાણા.. ૧૫. |

બદામનાં તેલ સીવાય બીજી સર્વે જણસોને છુંદી મેદા જેવી કરી કપડાંએ ચાળી કહાડી ગુલાબનાં પાણીમાં ખલ કરવી. આસરે ૦॥ બાટલી જેટલો ગુલાબ એ ભુકીમાં પચાવીને બરાબર મેળવવો; બાદ બદામનું તેલ રેડીને બધું એકરસ કરવું; અને ચણાનાં કદ જેવડી તેની ગોળીઓ બનાવવી; ને તેને બરાબર સુકવીને કાચના બુચની સીસીમાં ભરી રાખવી: ખપ પડે ત્યારે એ ગોળીમાંથી એકથી બે ગોળી મોહોડામાં રાખી ચુસવી. અને જો ચુસવા નહીં ગમે તો બારીક વાટીને મધ સાથે મેળવીને ચાટી જવી.

નાનાં બચ્ચાંને પણ એજ રીતે ચટાડવી.
ઉપલા ઇલાજથી સલેખમનો રોગ તથા ખાંસી નરમ પડશે.

જો દર્દી છાતી દુખવાની ફરિયાદ કરે તો સોજું અગર લઇને તેને બ્રાંડી દારૂમાં ઘસવું ને તેમાં બદામનું તેલ ભેળીને એકરસ કરી છાતીપર લગાડવું. તેથી છાતીનો દુખાવો મટી જશે.

## ઇલાજ ૧૧ મો.

સોજું મધ ૦। શેર લઇને તે એક કોરીના વાસણમાં અથવા કલઇ કરેલાં વાસણમાં રેડવું; ને તેમાં ૨ શેર પાણી રેડીને બરાબર એઉને મેળવી દેવું. પછી એ મેળવણીવાળું પાણી એક વાસણમાંથી બીજા વાસણમાં, એ પ્રમાણે પચાસ વખત રેડયા કરવું. પછી તેને કપડાંએ ગાળી લઇને એક બાટલીમાં ભરી રાખવું. ખપ પડે ત્યારે તે દહાડામાં ત્રણ વખત એકેક ગલાસ ભરીને પાવું.

ઉપલો ઇલાજ હાંફણવાળાને પણ ગુણ કરે છે; માટે તે દરદવાળાને પણ તે પાવો.

## ઇલાજ ૧૨ મો.

સોજું મધ ચમચી ૧, સોજું દુધીનું તેલ ચમચી ૧.

ઉપલાં બંને તેલને સાથે મેળવીને સવારે બામદાદે, તથા રાતે સુતી વખતે, એ પ્રમાણે બે વાર પાવું; તેથી ફાયદો થશે.

## ઇલાજ ૧૩ મો.

મોટી હરડે જે વજનમાં ૧॥ તોલો જેટલી હોય તે લઇને તેને પાણીમાં પથ્થરના ઓરસીઆ ઉપર ઘસવી. તે ઘસારો ૧ ચમચી લેવો ને તેમાં ૧ ચમચી સોજું મધ ભેળવું. પછી સવારે એ પી જવું; ને એજ પ્રમાણે બનાવી રાત્રે સુતી વખતે પીવું. સુકા ઠાંસાને ફાયદો થશે.

## ઇલાજ ૧૪ મો.

સોજો ભેળશેળ વગરનો ખેરસાલ ૦॥ વાલ લઇ તેને મેદા જેવો કરવો પછી એક આંગળી ઉપર રહે તેટલા સોજા ભુકામાં થોડું મધ મેળવીને દર્દીને ચટાડવું. એ પ્રમાણે દહાડામાં બે વખત ચટાડવાથી ઠાંસાને બેસાડી દેશે.

## ઇલાજ ૧૫ મો.

બેહેડાંનું દળ, સુંઠ, ચીનાઇ સાકર પતરીની, ગામઠી સોજો કાથો, ચીની કબાલા, દાડમની છાલ.

એ દરેક જણુસ ાા તોલાને વજને લઇ તેને સાફસુફ કરી બારીક. મેદા જેવી કરી કપડાંએ ચાળી કાચના બુચની સીસીમાં ભરી રાખવી. ખપ પડે ત્યારે એ ભુકીમાંથી ા થી ાા તોલા સુધીના વજને લઇને મધ સાથે તેને મેળવી દહાડામાં ત્રણથી ચાર વખત ખવાડવી. જો એમ ખાવા નહીં ભાવે તો ગોળી વાળીને તે ગળવી. એથી ઠાંસાને ફાયદો થશે.

## ઈલાજ ૧૬ મો.

જેઠી મધ તોલા ૩, અકકલકરો તોલા ૩, પીપરીમુળના ગાંઠ નંગ ૫.

એ સઘળાંને બારીક મેદા જેવાં કરી ચાળી લેવાં અને સોજા મધમાં અથવા સાકરના શીરામાં મેળવી ચણા જેવડી ગોળીઓ બનાવવી અને સુંઠનો મેદા જેવો ભુકો કરીને તેમાં ભેળીને રાખવી. ખપ પડે ત્યારે એકથી ત્રણ ગોળી દહાડામાં ત્રણ વખત ખવાડવી.

## ઈલાજ ૧૭ મો.

સારો સોજો સંચળ એક કલઇ કરેલા પુલીઆમાં અથવા કાંસીઆમાં મુકી ઢાંકણ ઢાંકી પછી તે કાંસીઆને આતશ ઉપર મુકવો. કાંસીઓ ગરમ થતાં સંચળ ફુલશે ને રંગમાં સફેત થશે. પછી કાંસીઓ બહાર કાઢીને તેમાંથી સંચળ કાઢી લેવો ને તેને બારીક મેદા જેવો કરવો ને કાચના બુચની સીસીમાં ભરવો.

મોટા માણુસ સારૂ બે આના ભારથી તે ા તોલા સુધી લઇ, એક ચમચો ઘીને તાવી તેમાં નાખી મેળવવો, અને દર્દીને ખાવા ફરમાવવું. એ પ્રમાણે દહાડામાં ત્રણ વખત ખાવા ફરમાવવું. બચ્ચાંને ઉમ્મર પ્રમાણે આપવું. એ સોજો સંચળ કાચના બુચની સીસીમાં ભરી રાખી એક ઘઉં ભાર લઇ ઠાંસો થઇ આવે ત્યારે મોંડામાં રાખી ચુસ્યા કરવો. દિવસમાં ત્રણ ચાંર વખત ચુસવાથી ઠાંસો નરમ પડશે.

## ઇલાજ ૧૮ મો.

| | | |
|---|---|---|
| શીરકેસ તોલા ૨૧, | હરડે મોટી તોલા ૨૧, | ગુલાબનાં ફુલ તોલા ૨૦. |
| જોફો સુકો તોલા ૯, | કાળી દરાખ તોલા ૭, | તુરંજીનાં બી તોલા ૭. |
| વરીઆળી તોલા ૬, | ખબાજી તોલા ૬, | જેઠી મધ તોલા ૬. |
| ગુલેબનફસાં તોલા ૫, | લીકરીસ તોલા ૪, | રેવચીની ખટાઇ તોલા ૪. |
| હરડાનું દળ તોલા ૪, | સાકર ચીનાઇ રતલ ૧, | મધ સોજું શેર ૧. |
| ખતમી તોલા ૫. | | |

લીકરીસ. શીરકેસ. મધ. સાકર.

એ ચાર જણસો શિવાય બાકીની બીજી બધી વસ્તુઓને સાફ કરી એક ખલમાં ખોખરી કરવી, ને કલઇ કરેલાં મોટાં વાસણમાં નાખી તેમાં દશ શેર પાણી રેડી ચુહુલાપર મુકી ખુબ ઉકાળવી. ઉકાળતાં બે શેર પાણી અંદર રહે ત્યારે હેઠળ ઉતારી તેમાં મધ, સાકર, લીકરીસ અને શીરકેસ એ ચારે જણસ નાંખવી; ને વાસણ પાછું ચુહુલાપર મુકી તેનો ચાસ કરવો; ને સરબત માફક બનાવવું, પછી હેઠે ઉતારી ઠંડુ પાડી કપડાંથી ગાળી લઇ કાચના બુચની બાટલીમાં ભરી રાખવું. ખપ પડે ત્યારે એક ચમચી એ સરબત લઈ તેમાં ગલાસ ભરી પાણી ભેળીને દર્દીને સવાર સાંજ પીવા ફરમાવવું. બચ્ચાંને ઉમર પ્રમાણે પાવું.

## ઈલાજ ૧૯ મો.

કોગળા કરવાની દવા.

કાફી કાચી ( સેકયા વગરની ) છુંદી તેનો મેદો...તોલો ૧.
કાથો પાન સાથ ખાવાનો લાલ રંગનો...તોલો ૧॥.
ધઉંલા......તોલો ૧, ચીની કબાલા......તોલો ૦॥.
ફટકી કાચી ... ... ... ... ... ... એ આની ભાર.

ઉપલી સર્વે વસ્તુને છુંદી બારીક કરવી; ને કલઇ કરેલાં વાસણમાં નાંખી એક બાટલી ભરી પાણી રેડવું; ને ચુહુલા ઉપર ઉકાળવું. અડધું પાણી બળ્યા પછી તે વાસણ હેઠળ ઉતારીને ઠંડુ પાડવું; અને પછી કપડાંથી ગાળી લેવું ને બાટલીમાં ભરી રાખવું. પછી જેનું ગળું ઘડી ઘડી દાંસાથી ખખડયા કરતું હોય તેવા દર્દીને તેના કોગળા કરવા ફરમાવવું.

કોગળા કરતાં જો દવા ગળાય તો તેની ચિંતા નહીં.

## ઈલાજ ૨૦ મો.

પંજાવાળો થુવર જેની ઉપર લાલ ડીંડવાં થાય છે અને જે ખાધામાં મીઠાં હોય છે તે ડીંડવાં એકથી બે લેવાં; ને તેને ભેભતમાં ખોસી એક કલાક સુધી રાખવાં. બળી જાય નહીં તેની સંભાળ રાખવી; પછી બહાર કહાડી સાફ કરી તેને છરી વડે ચીરવાં ને તેની અંદર જે માવો હોય તે ચમચી વડે કહાડી દર્દીને ખાવા ફરમાવવું. ડીંડવાંની છાલ અને કાંટા ખા-

ધામાં નહીં આવે તેની ચોકસી રાખવી. દર્દીને જ્યાં સુધી ફરક લાગે ત્યાં સુધી એમ બનાવી ખવરાવવું. એથી ફાયદો થશે. જેને હાંફણનું દરદ હોય તેને પણ એથી ફાયદો થશે.

## ઈલાજ ૨૧ મો.

અક્કલકરો... ... તોલા ૪૦, સાજો ખેરસાલ... ... તોલા ૫.

એ બેઉને છુંદી બારીક મેદા જેવાં કરી એક ખલમાં નાંખી ખાવાના માંડવાના પાનનો રસ કહાડવો ને ખલમાં રેડતા જવું ને તે ભુકી સાથે બરાબર મળી જાય તેમ કરવું, અને સારી પેઠે ઘુંટી ઘુંટીને માવા જેવું બનાવવું. પછી ગોળીઓ બનાવવા જેવું થાય ત્યારે તેની મગના દાણાના કદ જેવડી ગોળીઓ બનાવવી ને તેને સુકવવી. પછી કાચના બુચની સીસીમાં ભરવી. ખપ પડે ત્યારે રાત્રે સુતી વખતે ૨ ગોળી લઇ ચુસવી ને રસ ગળવો.

જો દિવસના વાપરવા જરૂર પડે તો લેવી. પણ ચુસીયા પછી બે કલાક વીત્યા વગર પાણી પીવું નહીં.

## ઈલાજ ૨૨ મો.

નાળીયરીનાં ઝાડ ઉપરથી જે નાળીયર પાકટ થયલું હોય તે ઉતારવું ને તેમાં એક નસુ જેટલો વેહે એટલે છેદ પાડવો. તેમાંનું પાણી અંદર જ રહેવા દેવું. ને તે વેહે વાટે જેટલું નીમક તેમાં સમાય તેટલું ભરવું. પછી તે છેદને નારીયરનાં છાલટાંનો જ બુચ બેસાડી તે ઉપર કપડું લપેટીને બાંધી લેવું. એ કપડાં ઉપર લાલ અથવા કાળી મટોડીનું આંગળ બે આંગળ જેટલું જાડું પડ કરવું અને તડકામાં સુકવવું. બરાબર સુકાયા પછી જોવું જે મટોડીનું પડ બરાબર વળગી રહેલું છે ને ફાટી નથી ગયું. ત્યારે તે નાળીયરને એમનું એમ બહાર મુકીને તેની આસપાસ ફરતાં છાણાં મુકીને તે સળગાવવું. એમ બે કલાક સુધી રાખવું જેથી બહારની મટોડી ને અંદરનું પાણી સઘળું બળી જશે. બાદ તે નાળીયરને બહાર કહાડવું. મટોડીનું બધું પડ કહાડી નાખવું ને આખું બળી ગયલું નાળીયર એક ખલમાં નાખીને છુંદી બારીક મેદા જેવું કરવું, ને કપડાંથી ચાળી લેઇને સઘળી ભુકી એક કાચના બુચની સીસીમાં ભરી રાખવી. ખપ પડે ત્યારે જો દર્દી મજબુત બાંધાનો હોય તો તેને એકથી બે ચણોઠી ભાર લઇને ૧ ચમચી મધ સાથે મેળવીને એક

વખત ચટાડવી, ને જો દર્દી નબળો હોય તો એજ વજને લઇ દુધ સાથે મેળવીને પાવું. ઠાંસાને ફાયદો થશે.

બચ્ચાંને ૧ ચોખા ભાર જેટલું લઇને દુધ સાથે ભેળી પાવું.

## ઇલાજ ૨૩ મો.

હરડાં. બેડાં. આમલાં.

એ ત્રણે વસાંણુંને સરખે વજને લઇ સાફસુફ કરી અંદરથી ઠળીઆ કાઢી નાખીને તેને બારીક ખુંદી તેને મધમાં મેળવી ચીની બોર જેવડી ગોળી વાળવી ને રોજ સવારે તથા સાંજે એકેક ચુસવી. એથી બલગમ સાફ થશે, અને એક બે ઝાડા પણ આવશે.

## ઇલાજ ૨૪ મો.

### ઠાંસો—નાનાં બચ્ચાંને થયો હોય તેના ઇલાજ.

મધ તોલા... ... ... ૨, એલચી કાગદી (છોલટાં સાથે) નંગ ૪.
સીંધવ ખાર વાલ... ... ૨, સંચળ વાલ ... ... ... ... ૨.

એલચી ચાર છોલટાં સાથે ઘીની અંદર ઘણી લાલ થાય ત્યાં સુધી તળી કાઢવી. ઠંડી પડયા પછી પથ્થરના પાટા ઉપર બારીક વાટવી. તેજ પ્રમાણે સીંધવ અને સંચળ એ બેઉને પણ મેળવી વાટી નાંખી, એ ત્રણે દવા મધમાં મેળવવી, અને એ મેળવીને કલઇ કરેલાં વાસણમાં રેડી ગરમ કરવી, અને તેને હેઠે ઉતારી ઠંડી પાડી કાચના ચપ્પુમાં ભરી રાખવી, અને બાળકને નિચે પ્રમાણે આપવીઃ—

વરસ ૧॥ ની ઉમ્મરનાંને વાલ ૩.
વરસ ૨ ,, ,, ,, ૪,
વરસ ૩ ,, ,, ,, ૫,

ઉપર પ્રમાણે દવા હાથથી આંગળી ઉપર લઇ બાળકને રાતના બાર વાગે ચટાડવી. દીન સાત સુધી તે ચટાડવી.

જો મોટાં માણુસને હાંસો (ઉપ્રરસ) થાય તો એક ચમચા સુધી વાપરવાથી અસર થશે.

### ઇલાજ ૨૫ મો.

#### ઠાંસો જેને ઉધરસ કહે છે તેના ઇલાજ.

રોહુણાછાલ તોલો ૦।, વજ ... તોલો ૦।, હીગોત્રી... તોલો ૦।.
કરીયાતું ... તોલો ૦।, સુંઠ ... તોલો ૦।, પીપર ... તોલો ૦।
મરી ... તોલો ૦।, કડુ ... તોલો ૦।, ભારંગ ... તોલો ૦।.
કાકડાસીંગ તોલો ૦।, ખેરસાલ ... તોલો ૦।.

એ સર્વેને ખાંડી બારીક ભુકો કરી તેની ગોળી અરડુસાના પાંદડાંના રસમાં એઆની ભાર વજનની વાળવી; પછી તેમાંથી ગોળી ૧ દરરોજ ખાવી. દીન ૧૦ સુધી એ દવા કરવાથી ફાયદો થશે. તેલ, મરચું ખાટું મુદલ ખાવું નહીં.



# દસ્તાન ઓરતને ઘણું જતું હોય તેના ઇલાજ.



### ઇલાજ ૧ લો.

લાલ જાસુંદીનું મુળીઉં તોલો ૦॥, સફેદ જાસુંદીનું મુળીઉં તોલો ૦॥.

એ બંનેને ખાખરાં કરી ગાયનું દુધ ૦। શેર (તોલા ૧૦)માં ખુબ ચોળવાં ને તેને ગાળી કાઢી તે દુધ પીવું. એજ પ્રમાણે ચાર દિવસ સુધી દર રોજ નવુ બનાવી પીવુ. ખોરાક—ચોખા દાળ તથા ભાજી ખાવી; બીજું કાંઇજ ખાવું નહીં. વધારે દહાડા પરહેજી કરવાથી વધારે ફાયદો થશે.

### ઇલાજ ૨ જો.

ઝેરમરા ( એક જાતના પથ્થર) ને બાળીને તેની ખાખ વાલ... ... ૨.
જેઠીમધનો રસ વાલ... ... ૫, છુંદેલી એલચીનો ભુકો વાલ ... ૫.

એ ત્રણેને મધમાં અથવા સાકરના શીરામાં અથવા ઘીમાં મેળવી ચ-ટાડવું, જેથી દસ્તાન જતું ઓછું થશે

ઝેરમરાની ખાખ બનાવવાની રીત આ છે. પ્રથમ છાણાનું એક પડ કરી તેની વચમાં ઝેરમરાનો પથ્થર મુકવો ને પછી તે ઉપર છાણાનું બીજું

પડ મુકી સળગાવવું, જેથી પથ્થર બળીને ધોળો સફેદ રંગનો થશે; પછી તેને હાથ વડે ચોળી તેની ખાખ કરવી, ને ઉપયોગમાં લેવી.

## ઇલાજ ૩ જો.

### દસ્તાન બરાબર જતું નહીં હોય અથવા બંધ થયું હોય તેનો ઇલાજ.

સુવા તોલા પાંચથી સાત, પાસેર પાણીમાં ઉકાળી બે જોસ આવ્યા પછી કપડછંદ કરી તેમાં સાકર અથવા ખાંડ નાંખી દિવસમાં ત્રણ ચાર વખત પીવું; તેથી દસ્તાન છુટશે.

ગધેડીનું દુધ ... ... તોલા ૩, મધ ... ... તોલો ૧.

એ બેઉને મેળવી એકરસ કરી ઇંગાર ઉપર મુકવું ને તેમાંથી ચોથો ભાગ જેટલું બળી ગયા પછી તેને આતશ પરથી હેઠે ઉતારી ઠંડુ પાડી તેમાં રૂનું ખોળીઉં બોળી દસ્તાનની જગ્યામાં મુકવું.

## ઇલાજ ૪ થો.

### સુવાવડી ઓરતને આસરે ત્રીન સાલ સુધી દસ્તાન જરૂર જવું જોઇયે તે જતું બંધ થયું હોય તેનો ઇલાજ.

આસારીઓ તોલો ૦॥ લઇ ત્રણથી ચાર ચમચા જેટલાં ગરમ ઉકાં પાણીમાં કાચના ગલાસમાં નાખી કલાક બે સુધી ભીંજવી રાખવા. પછી તેને મેળવી હીલવીને કપડામાં નાખી છાંદી લેવા; અથવા નીચોવી કાઢવા; ને તેમાં એક ચમચો બ્રાંડી તથા જરા છુંદેલી સાકર મેળવીને પાવું. જો દસ્તાનનો ખુલાસો થાય તો ફરી પાવું નહીં.

ઉપર લખેલી દવા આપવા પછી છ સાત કલાકમાં દસ્તાન નહી છુટે તો બીજી વખત પાવુ; દસ્તાન જો થોડું પડે તો ત્રણ ચાર દિવસ સુધી સવાર સાંજ ચાલુ રાખવુ. એ દવાથી ઓરતને દુધ આવશે; ને કમર દુઃખતી નરમ પડશે. અસારીઆનાં બી એવી વખતે દરદ થયલાં ઉપર ખાવાં નહીં.

## ઇલાજ ૫ મો.

### ઓરતને દસ્તાન એટલે અડકાવાનું અથવા દુર બેસવાનું દરવેળા લાંબા દીવસ જતું હોય ને અનિયમીત હોય તેનો ઇલાજ.

રાનતુસનાં ઝાડનાં બી (જેનું ઝાડ ફુટ ૩ જેટલું ઊંચું થાય છે તે) ને

વાટીને આટા જેવા ભુકા કરવા; ને તે સીસામાં ભરી રાખી તે મધ્યેથી તોલો ૦ા લઇ સાકર ખુંદેલી તોલો ૦ાા માં મેળવી દરરોજ સવારમાં ફાકી ઉપરથી દુધ શેર ૦ા થી ૦ાા પીવું. તેલ, મરચું, ખાટું ખાવું નહીં. દવા દીન ૮ ખાવાથી ધારા પ્રમાણે દસ્તાન બેસશે.

### ઇલાજ ૬ ઠ્ઠો.

ક્રીસ્મીસ દરાખ ઠળીઆ કહાડેલી તોલા ૫, ઘી માખણનું સોજું તોલા ૫.

એ બેઉ ચીજને એક કલઇ કરેલાં વાસણમાં નાખી આતશ ઉપર મુકી તેમાંની દરાખ લાલ થાય ત્યાં સુધી ભુજવી ને પછી ઉતારી ઠંડુ પાડી તેમાંથી દરાખ લઇ દરરોજ સવારમાં ખાઇ જવી. બીજે દહાડે નવી બનાવી ખાવી. એમ ચાર પાંચ દીવસ ખાવાથી દસ્તાન નીયમીત થશે. તેલ, મરચું ખાટું ખાવું નહીં.

### ઇલાજ ૭ મો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| લાખદોડા | તોલો ૦ાા, | નાગકેસર | તોલો ૦ા, | ઇંદ્રજવ તોલો... | ૦ા. |
| ચુનાગેરૂ | તોલો ૦ા, | મોચરસ | તોલો ૦ા, | ખાખરાનો ગુંદર ,, | ૦ા. |
| પડવાસ | તોલો ૦ા, | ગોપીચંદન | તોલો ૦ા, | ઓસી ... તોલો | ૦ા. |
| મુસલી સફેદ તોલો ૦ા. | | | | | |

એ સર્વેને મેળવી કુટી કપડછંદ કરી તેનાં તોલા ૦ા નાં પડીકાં કરવાં, ને તેમાં તોલો ૦ા સાકર મેળવી તે પડીકું દરરોજ ૧ ઠંડા પાણીમાં ફાકવું. એથી દસ્તાન જતું ઓછું થશે.

## દહરાજ [દાદર] ના ઇલાજ.

**ઘણો ગરમ ખોરાક ખાવાથી, તથા શરીરની ચામડી સ્વચ્છ નહીં રાખવાથી, શરીરના કોઇપણ ભાગ ઉપર દહરાજ થાય છે અને ત્યાં ચામડી ખરબચડી લાલ થઈ જાય છે, અને ઘણો ખજવાટ આવે છે**

### તેના ઇલાજ.

### ઇલાજ ૧ લો.

ભોંયસીંગના દાણા લઇ તેનાં છોલટાં કાઢી બારીક વાટવાં. પછી જ્યાં

દાદરાજ થઈ હોય ત્યાં જરા ઘસી એ ભુકો દરરોજ લગાડવો: એથી દાદરાજ મટી જશે.

### ઈલાજ ૨ જો.

ઉપલેટની જડ અથવા છોડીઆંને પાણીમાં ઘસી ચોપડવાથી દાદરાજ સાફ થશે.

### ઈલાજ ૩ જો.

ગરમાળાનાં કુંમળાં પાંદડાંને છુંદી રસ કાઢી તે રસ દાદરાજવાળી જગાએ ખજવાળી ખુબ ઘસવો; જેથી દાદરાજ મટી જશે.

### ઈલાજ ૪ થો.

ગજકરણના પાલાનો રસ કાઢી તેમાં એક લીંબુનો રસ નાખી દાદરવાળી જગાએ લગાડવાથી દાદર નરમ પડશે.

### ઈલાજ ૫ મો.

કુંવાડીઆના છોડ જે ચોમાસામાં કમર જેટલા ઉંચા થાય છે, તેનાં પાંદડાંનો રસ કહાડી તેમાં લીંબડાનો રસ તથા લીંબુનો રસ સરખે ભાગે નાંખી દરરોજ ચોપડવાથી દાદર મટી જશે.

### ઈલાજ ૬ ઠો.

કુંવાડીઆનાં મુળીઆં લીંબુના રસમાં ઘસી ચોપડવાથી દાદર જતી રહેશે.

### ઈલાજ ૭ મો.

અમલસાડા ગંધક, ગુગળ, તજ, એળીઓ.

એ સર્વેને પાણીમાં ઘસી લગાડવાથી દાદર નરમ પડશે.

### ઈલાજ ૮ મો.

નવસાગર તથા કટકી સરખે ભાગે લીંબુનાં રસમાં ઘસી ચોપડવાથી દાદર નરમ પડશે.

### ઈલાજ ૯ મો.

પારો તોલો ૦ll, અમલસાડા ગંધક તોલો ૧l.

એ બેઉને ખલમાં નાંખી એક દિવસ ખલ કરવી. પછી તેમાં મોગરેલ તેલ નાંખતાં જવું, ને ખલ કરતાં જવું. એમ એક દીવસ કીધા પછી તેને કાચના અથવા કલઇ કરેલા વાસણમાં ભરી રાખવું ને દાદરાજવાળી જગાએ અવાર નવાર ચોપડવું; એથી દાદરાંજ નરમ પડશે.

### ઇલાજ ૧૦ મો.

બદામ મીઠાનાં બીજને દારૂમાં અથવા પાણીમાં ઘસીને અવારનવાર ચોપડવાથી દાદર સારી થશે.

### ઇલાજ ૧૧ મો.

**દરાજ તથા ખરજ તથા ખરપસું તથા પીત્ત થયું હોય તેનો ઇલાજ.**

ટંકણખાર તોલો ૦॥. કપીલો તોલો ૦॥. મોરથુથુ તોલો ૦॥.
ગંધક અમલસારો તોલો ૦॥.

એ સર્વેને વાટી એમાં કરંજીઉ તેલ મેળવી મલમ બનાવવો, ને તે એ દરદ ઉપર હમેશાં ચોપડવો.

---

## દાઢ દુખતી હોય તેના ઇલાજ.

**ઘણી મીઠી વસ્તુઓ ખાધાથી તથા દાંત બરાબર સાફ નહી કરવાથી દાઢ સડી થાય છે ત્યારે ઘણી કળતર થાય છે ને ગાલ સૂજી આવે છે ને અંદર ગટકા મારે છે, તેના ઉપાય.**

### ઇલાજ ૧ લો.

વાયવરંગ તોલો ... ૦।, હીંગ ફુલવલી ... તોલો ૦।, કપુર તોલો ... ૦।.
અકલકરો તોલો ... ૦।, ભોંયરીંગણીનાં બી તોલો ૦।.

એ સઘળી ચીજોને ખુંદી રૂમાં લપેટી જ્યાં દાઢ દુખતી હોય ત્યાં મુકવી.

### ઇલાજ ૨ જો.

સેકટાનો ગુંદર જ્યાં દાઢ દુખતી હોય ત્યાં થોડો મોઢામાં રાખવો.

### ઇલાજ ૩ જો.

જાઇનાં પાંદડાં તોલો ... ૧, સાટોડીનાં સુકાં મુળીયાં તોલો ... ૧.
ગજપીપર ... તોલો ... ૧, કુઠ કપુર યા ઉપલેટ. ... તોલો ... ૧.
એરંડીઆનું મુળ સુકું તોલો ૧, ખોરાસાની વજ ... ... તોલો ... ૧.
સુંઠ તોલો... ... ... ... ૧, દારૂ હળદર ... ... ... તોલો ... ૧.
હરડે... ... ... તોલો ૧,

એ સઘળાં વસાણાં ખાંડણીમાં નાંખી છુંદી બારીક ભુકો કરવો, ને તેમાંથી ચપટી લઇ દાંતે ચોળવી, એથી દાંત અથવા દાઢ દુખતી નરમ પડશે. મોહોડું વાસ મારતું હશે તે મટી જશે, ને દાંતના પાશ મજબુત થશે.

### ઇલાજ ૪ થો.

ફટકી તોલો ૦॥ લઇ વાટવી, સરકો ચમચા ૨.
હીરાબોળ તોલો ૧ લઇ તેને વાટવો.

હીરાબોળ તથા ફટકી વાટેલી લઇ તેને સરકામાં ભીજવવી, ને તેને કાચની સીસીમાં ભરી મજબુત બુચ મારી બે દહાડા તડકે રાખવી, પછી રૂ બોળી જે દાંત અથવા દાઢ દુખતો હોય ત્યાં મુકવુ. જો દાંત સડેલો હશે તો ઢીલો થઇ નીકળી જશે, જો સડેલો નહી હશે તો, પારામાં લોહી આવી મજબુત થશે.

### ઇલાજ ૫ મો.

ખસખસના પોસ તોલો... ૦॥, પસતાંનાં પોસ તોલો ૦।, અનીસું તોલો ૧.
માજુફળ અથવા માંયાં ફટકી તોલો ૦॥, પડવાસ તોલો ૦।.
વગર વહેનાં તોલો ... ૦।.

ઉપલાં બધાં વસાણાંને ખાખરાં કરી તેના બે ભાગ કરવા. પછી તેમાંના એક ભાગને પ્યાલામાં નાખી તેમાં ખખળતું પાણી પોણું કપ ભરવું ને તેના કોગળા કરવા; એથી દાંત અથવા દાઢ દુખતી નરમ પડશે.

### ઇલાજ ૬ ઠ્ઠો.

અસરઇ, કાગદી અથવા કાબુલી બદામનાં કોટલાં છુંદી જાડા આટા જેવાં કરવાં. પછી એક કાચનાં તંબલર ઉપર અથવા કોઇ વાસણ ઉપર જાજરૂ કપડું ઠંડા પાણીમાં ભીંજવી નીચોવી કાઢી બાંધવું; પછી તે ઉપર બદામનો ઉપલો ભુકો જાડાઇમાં (૦।) પા તસુ પાથરવો; ને તે ભુકા ઉપર એક જાડો અબરખનો કટકો મુકવો. તેના ઉપર આતસનો એક ગાંગડો મુકવો; જેનો તાપ લાગવાથી બદામનો ભુકો ભુંજાઇ તેમાંથી તેલ ટીપું ટીપું તંબલરમાં અંદર ગળશે. તે તેલ ભેગું કરી એક સીસીમાં ભરવું. તે તેલમાંથી એક સળી ઉપર રૂ વળગાડી તેલમાં બોળી તેનાં ટીપાં દાઢ અથવા દાંત દુખતા હોય ત્યાં મુકવાં; એથી બલ્કે ચટકો લાગશે, ને દુખતો બંધ થશે. તેમજ દાંત સડેલામાં જે જીવ પડેલા હશે તે મરી જશે.

### ઈલાજ ૭ મો.

ચોરામલાની છાલને વાટીને તેની લુગદી ચણા એ જેટલી પ્રમાણમાં કરી જ્યાં કળતર થતી હોય ત્યાં દબાવવી, કે તુરત આરામ થશે.

### ઈલાજ ૮ મો.

રતનજોતનાં આડનું દૂધ નિકળે છે, તે દુધમાં સોજું રૂ ભીંજવી ઉપર પાછું રૂનું પડ કરી, દુખતા દાંત કે દાઢની અંદર મુકી રાખવું.

### ઈલાજ ૯ મો.

અંખેરીઆની જડ મોઢામાં પારાની જગ્યાએ રાખવી ને થુંક આવે તે થુંક્યા કરવી. એમ કલાક બે કલાક રાખી પછી કાઢી નાંખવી, ને બીજી વખત બીજી લઈ રાખવી. એથી પારો ચહડેલો ઉતરી દાઢ દુઃખતી નરમ પડશે.

### ઈલાજ ૧૦ મો.

### દાંત હાલે તથા દુઃખે તથા દાઢમાં કીડા પડવાથી દુઃખે તેનો ઇલાજ.

વાયવડંગ તોલો ૦ાા, સરડાસીંગ તોલો ૦ાા, કાથો પાનમાં ખાવાનો તોલો ૦ાા. એને વાટી આટો કરી તેમાંથી એક ચમટી લઈ જ્યાં દુખતું હોય ત્યાં રાતના સુતી વખતે દરરોજ દાબવું એટલે દુખારો નરમ પડશે.

---

# દાઝી (આતશ અથવા આગથી) ગયલાં માણસને સારૂં કરવાના ઇલાજ.

---

### ઈલાજ ૧ લો.

સુકાં કોપરાંની વાટીને અંગારમાં બાળી તેની રાખને ઝીણા કપડાથી ચાળી કહાડી એક ખલમાં નાંખવી ને તેમાં સોજું કોપરેલ નાંખીને ખુબ ખલ કરવી; તે પછી દાઝેલી જગા ઉપર ચોપડવાથી સારૂં થઈ જશે.

### ઈલાજ ૨ જો.

કોપરાંની સુકી વાટી ૧ તથા નળીઉ કાદવનું પકાવેલું લઈ બેઉને

વાટવાં; ને પાણી સાથે મેળવી મલમ જેવા બનાવી દાઝેલી જગા ઉપર લગાડવાથી આરામ થશે.

### ઈલાજ ૩ જો.

દાઝેલી જગા ઉપર બને તેમ તાકીદે કેળના થડનું પાણી કાઢી ઉપરા ઉપરી રેડવું જેથી બળતરા થશે નહીં; તેમજ તુરત સારૂં થશે; અને તેજ કેળનો છુંદેલો ગાભો ઉપર બાંધી લેવો.

### ઈલાજ ૪ થો.

સાહી વેલાતી અથવા ગામડી લઇ દાઝેલી જગા ઉપર તુરત લગાડવી. એથી અગન બળતી બંધ પડી ફોલ્લા ઉઠશે નહીં. તેમજ ફરીથી પણ અવારનવાર ચોપડયા કરવી.

---

# દાહે છાતી ઉપર બળે અથવા છાતી-પર પિત્ત થયું હોય તેના ઈલાજ.

### ઈલાજ ૧ લો.

મુંડા ફૂદનો ... ... .. તોલો ૧, મરી સફેદ ... ... ... તોલો ૦।.
ધાણા... ... ... ... ... તોલો ૦।, પાણી શેર. ... ... ... ... ૨.

ઉપલી જણસોને સાફ કરી કલઇ કરેલી એક તપેલીમાં નાખવી ને તેમાં ઉપર લખ્યા પ્રમાણે પાણી રેડીને તે તપેલી ચુલ્લા ઉપર મુકવી. ૦। શેર પાણી રહે ત્યાં સુધી બાળી પછી તપેલી ચુલ્લાપરથી હેઠળ ઉતારી તે ઠંડું પાડીને કપડાંથી ગાળી લેવું, ને સીસીમાં ભરી રાખવું. જ્યારે પીવું હોય ત્યારે એના બે ભાગ કરવા ને સવારમાં નરણે કોઠે ૧ ભાગ લઇને તેમાં સાકરની થોડી ભુકી નાખી મેળવીને પીવું. એ ઉપલી રીત પ્રમાણે બનાવી પીવાથી ફાયદો થાય છે.

### ઈલાજ ૨ જો.

ગામડી અથવા વેલાતી સાફ કોધેલું લીમડ ૧ ટીસ્પુન એટલે નાની ચમચી અને સોડા ખાર ૦। ચમચી.

એ એકઠને એક તબ્લરમાં નાખી તેમાં ૦ાા બાટલી સોડાવાટર રેડીને તેજ વખતે જલદી પી જવુ. એ પ્રમાણે અવાર નવાર પીધાથી નરમ પડશે: સુસતી અથવા બેચેની હશે તો તે પણ નાબુદ થશે.

---

# દાંતનું મંજન.

**એ મંજન દાઢ તથા દાંત દુઃખતા હોય તે ઉપર લગાડવાથી તથા તેવડે દાતણ કીધાથી દાંત સાફ રહે છે, ને દાઢ દુખતી નથી.**

## ઇલાજ ૧ લો.

સોઞ્ત માયાં લઇ તેને છુંદી બારીક ભુકા કરી તેને ચાળી કાઢી તેનાથી દરરોજ દાતણ કરવું. એથી દાંત મજબુત થશે.

## ઈલાજ ૨ જો.

દાડમની કળી સુકી નંગ ૫૦ ઠીકરાં- પર ભુંજવી.
ચીની કબાલા તોલો ૧ બારીક વાટવા.
રૂમી મસ્તકી તોલો ૧ બારીક વાટવી.
વાવરીઓ કાથો તોલો ૧ બારીક કરવો.
વાંસ કપુર તોલો ૧ બારીક કરવો.
એલચી તોલો ૧ અરધી કાચી ભુંજવી.
ફટકી તોલો ૧ ફુલવવી.
માયાં તોલો ૧ છુંદવાં.
બદામનાં કોટલાં શેર ૦ા બાળવા.
કોહેલી સોપારી તોલા ૨ બાળવી.
બેડાંની છાલ તોલા ૨ બાળવી

એ સઘળાં વાટી મેળવી ચાળી કહાડી દાંતને લગાડવુ. જેથી દાંત મજબુત થશે અને ઓહડું વાસ મારતું નરમ પડશે.

---

# ધનુરવાનો ઈલાજ

**ધનુરવા જેને અંગ્રેજીમાં 'ટીટેનસ' કહે છે તથા દેશી લોકો ચાવણીઆં બેસી જાય કરી કહે છે, તેના ઇલાજ.**

**લક્ષણ**—એ રોગ શરીરની કોઇ પણ ધોરી નસ કપાયાથી તેમાંનુ લોહી વહીને થાય છે; તથા ઘણી સરદી થવાથી તથા ભીનાસવાળી જગામાં

ત્રણું રહેવાથી પણ ઉત્પન્ન થાય છે, ત્યારે માણસ અકડી જાય છે તથા મોહોડામાંથી ફીણ નીકળે છે, તથા દાંત બંધ થઇ જાય છે ને આંગળીઓ બેસી જાય છે, ને દાંત ઉઘડતા નથી.

## ઈલાજ ૧ લો.

સફેદ બાલવાળું સસલું જીવતું લેવું ને તેને એક ઓરડામાં રાખીને બારણું બંધ કરીને તેને ખુબ દોડાવવું. દોડાવ્યા પછી તેને પકડીને તુરત તેના સીનાની બેઉ બાજુએ નાના સોયા બે લઇને અકેકો સોયો અકેકી બાજુએ ખુબ અંદરવેર ભોંકવો; ને લોહી કહાડવું. તે લોહી એક ગલાસમાં ઝીલી લેવું અને દરદીને તરત પાઇ દેવું; અગર જો દરદીનું ડાચું લોહી પીવાને સાફ નહીં ઉઘડે તો તે દરદીની ગરદનની બધી બાજુએ બહારથી બધે ફરતી ચોળવી. એમ કીધાથી દર્દી ડાચું ઉઘાડશે. તેજ વખતે લોહી જો કદાચ બંધાઇને ઘટ એટલે જાડું થયું હોય તો તેમાં બ્રાંડી અથવા મોવડાંનો દારૂ, ગરમ પાણી અથવા દુધ, ૧ ચમચો ભરીને ભેળીને પાતળું કરીને તરત પાઇ દેવું. એ પ્રમાણે ઉપરા ઉપરી ઇલાજ કીધાથી દર્દીને આરામ થશે.

## ઈલાજ ૨ જો.

દોલકી, ખુરસી અથવા પલંગમાંથી થોડાએક જીવતા માંકડ કહાડવા, ને તે બધાને રૂનું પોહોળીયું લઇને તેની અંદર મુકવા. પછી તે બધાને ભચડીને મારી નાંખવા ને તે રૂના પોહોળીઆની જાડી જોત બનાવવી ને તેને સળગાવવી ને દર્દીના નાકમાં તેનો ધુમાડો જાય તેમ કરવું; જેથી દાંત ઉઘડી જશે ને તેને આરામ થશે. જો એક વખત એમ કીધાથી દાંત નહીં ઉઘડે તો ફરી એજ પ્રમાણે નાકમાં ધુંઇ આપવી. એ પ્રમાણે ઉપરા ઉપરી કરવું તેથી ફરક પડી જશે.

## ઈલાજ ૩ જો.

ઘોડાના પગમાં જ્યાં ખરી ઉપર નાળ લગાડે છે તે ભાગની ખરી તથા ચોરીની સીંગની સુકી છાલ, અને સાપની કાંચળી, એ ત્રણે સરખે વજને લઇને તેને બાળી તેની ધુંણ દર્દીના નાકમાં આપવી. ફરક પડે ત્યાં સુધી એ પ્રમાણે આપ્યા કરવી, તેથી આરામ થશે.

### ઇલાજ ૪ થો.

કાળી તુલસીનાં પાંદડાંનો રસ તોલો. ... ાા, લસણનો રસ તોલો ાા, આદુનો રસ તોલો ાા. કાંદાનો રસ તોલો ાા.

એ ચારે જાતના રસને એકરસ કરી તેમાંથી તોલો ાા રસ દર્દીને પાવો; અને એજ રસ દર્દીના આખાં શરીરે ચોપડવો, એથી તુરત ફાયદો થશે.

ખોરાક—ચોખા, દાળનો હલકો ખોરાક આપવો.

---

# ધાત પીસાબને રસ્તે જાય તેના ઈલાજ.

**એ રોગ ઘણો તીખો ખોરાક ખાવાથી તથા ઘણી નબળાઇ થઈ હોય તેથી તથા અંગમાં ગરમીનું જોર વધવાથી થાય છે.**

### ઈલાજ ૧ લો.

જાસવંતીનાં ઝાડ ઉપર લાલ ફુલ થાય છે; તે ફુલની કળી નંગ ૫ થી ૧૦ દરરોજ સવારે નરણે કોઠે ચાવી ખાઇ ઉપર એક કટકો શાકરનો ખાવો; અને ૧૦ દીવસ સુધી એ દવા ચાલુ રાખવી.

ખોરાક— દુધ, ઘીનો ખાવો; તેલ, મરચું, ખટાશ, બીલકુલ ખાવું નહી

### ઈલાજ ૨ જો.

કવચાં બીજ ... ... તોલા ૪. તાલીમખાના ... ... તોલા ૪.

એ બને ચીજને કુટી કપડછંદ કરી તેમાંથી તોલો ૧ તથા સાકર તોલો ાા સાથે મેળવી દરરોજ સવારના ખાવું અને ઉપર ગાયનું દુધ ફીણ-વાળું શેર ાા સુધી પીવું. એથી ધાતનો અટકાવ થશે. એ દવા દીન ૧૫ સુધી ચાલુ રાખવી.

ખોરાક—દુધ, ઘીનો ખાવો. પણ તેલ, મરચું, ખટાશ, બીલકુલ ખાવું નહીં.

### ઇલાજ ૩ જો.

ગોખરૂ ... તોલા ૫, સતાવરી ... તોલા ૫, એખરો ... તોલા ૫.

એ ત્રણે વસાણાંને કુટી કપડછંદ કરી તેમાંથી તોલો ૧ દુધ શેર ાા

માં મેળવી રાતે સુતી વખતે પીવું. એથી ધાત જતી અટકશે. ખોરાક ઉપર મુજબ જ લેવો.

## ઈલાજ ૪ થો.

ગોખરૂના છોડ જે ચોમાસામાં દરીઆ કાંઠે ઘણું કરીને થાય છે, તે એ ત્રણ છોડ લાવી ધોઈ સાફ કરી પાણી શેર ૦। માં રાતે ભીંજવી રાખવા. અને સવારે પાણીમાં બે પાંચ વખત બોળી કહાડી નાખી દેવા. એથી પાણી ચીકણું થઈ જશે. તેમાં દુધ શેર ૦। તથા સાકર તોલા ૨ નાખી તે પાણી સવારમાં પી જવું. એમ અવાર નવાર કરવાથી ધાત જતી અટકી શરીર બળવાન થશે.

## ઈલાજ ૫ મો.

સુરો ખાર ... ... ... તોલા ૨, રેવંચીની લાકડી ... ... તોલા ૨.
મુળાનાં બીજ ... ..., તોલા ૨, પાખન બેદનું લાકડું ... તોલા ૨.
સુનાગેરૂ ... ... ... તોલા ૨, સુનામખી ... ... ... તોલા ૨.

એ સઘળાં વસાણાંને છુંદી કપડછંદ કરી સીસીમાં ભરી મુકવાં, અને દર્દીને તેની ઉમરનાં પ્રમાણમાં એટલે મોટા માણસને પાંચથી દશ વાલ ભાર તાજાં દુધ શેર ૦। માં ભેળી તેમાં સાકર ચમચો ૧ નાખી દહાડામાં એક વખત પાવું. નાના બચ્ચાંને વાલ ૨॥ થી ૫ સુધી આપવું.

ખોરાક—ચોખા, દાળ, ચોલાઇની ભાજી, ઘી નાખીને ખાવું.

## ઈલાજ ૬ ઠો.

લુણીની ભાજી ..... તોલા ૨.

એને તાજી કાચી સવારના પહોરમાં ખાવી; અથવા એમ નહીં ખાય તો ઘીમાં મસાલો નાખ્યા વગર પકાવીને ખાવી. એથી ધાત જતી બંધ થશે.

# નળ સુજી આવ્યા હોય અને ઝાડો કબજ થયો હોય જેથી અન્ન ઝાઝું ખવાય નહીં અને ભૂખ ભાગી ગઈ હોય તેના ઈલાજ.

એ રોગ પેટના આંતરડામાં પવન ભરાયાથી તથા ખાધેલું પાચન નહીં થવાથી તથા પેટ કબજ રહેવાથી થાય છે.

## ઈલાજ ૧ લો.

કડુ........... તોલા ૪, મોથ........... તોલા ૪.
પીપરી મુળ ... તોલા ૪, હરડેફલ......... તોલા ૪.
ગરમાળાનો ગર. તોલા ૪.

એ સર્વે વસાણાંને ભાખરાં કરી તેની ભુકીના ત્રણ ભાગ કરવા, અને તેમાંના એક ભાગને એક શેર પાણી નાખીને ઉકાળવો અને પાણી શેર ૦ા રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દહાડામાં ૩ વખત પીવું. એથી એક બે ઝાડા આવશે, અને નળ ખુલા થશે. જો બચ્ચાંને એ દવા આપવી હોય તો તેની કાયનાત જોઇને ચમચો ચમચો બે વખત આપવું.

## ઈલાજ ૨ જો.

પુષ્કળ મુળ તોલા ૨, સંચળ તોલા ૩, સમુદ્ર ષળ તોલા ૨, હીંગ તોલો ૦ા.

હીંગને સેકીને કામમાં લેવી. બીજાં સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને લીંબુના રસમાં ખલ કરવાં, અને તેની ચણા જેવડી ગોળી વાળવી અને દહાડામાં બે વખત ગળાવવી.

# નબળાઇનો ઈલાજ.

## મનુષ્યને હોજરી (Stomach) માં દુખવાથી ઉપરાઉપરી ચાચીટ આવતાં હોય, પેટમાં ગગડતું હોય, પવન નહીં છુટતો હોય, નબળાઇને લીધે ઉઠબેસ કરવાથી આંતરડાં તણાતાં હોય ને દુખતાં હોય અને એ કારણોને લીધે ભૂખ નહીં લાગતી હોય તેના ઈલાજ.

### ઈલાજ ૧ લો.

વેલાતી જીરૂં જેને અંગ્રેજીમાં Black caraway seeds અને ગુજરાતીમાં સાહાજીરૂં કહે છે તે ... ... ... તોલો ૦ા
અનીસું ફારસીમાં તથા ગુજરાતીમાં જેને એરવોદસ કહે છે તે તોલો ૦ાા.

ઉપલી બેઉ જણસોને મેળવી છુંદી બારીક ભુકો કરી, તેને ઝીણી ચાળણીમાં અથવા જાજરાં કપડાંમાં ચાળી કહાડવો. પછી અજમાનાં પાંદડાં લીલા નંગ ૭ લઇ તેને પથ્થરના પાટા ઉપર ખુબ પીસી તેના માવામાં ઉપલી ભુકી ભેળી તેના પાંચ ભાગ કરવા. પછી સાલીડનાં પાંદડાં નંગ ૭ તથા મુળા કુમળાની જુડી એક જેમાં મુળા આડ આવે છે તે ઉપરનાં પાંદડાં દાંખલી સાથે લઇ એ બેઉને પીસી તેનો રસ કહાડવો. એ રસને કલઇ કરેલા કાંસીઆમાં નાખી ધીમી આંચે ચુલા ઉપર ઉકાળવો. ઉપર છારી આવે તે કાઢી નાખવી. પછી તેને હેઠે ઉતારી કપડાંથી ગાળી લઇ તે રસના ત્રણ ભાગ કરવા, ને તેમાંનો એક ભાગ લઇ ઉપર જે બે વસાણાંને અજમાનાં પીસેલાં પાંદડાંમાં મેળવી પાંચ ભાગ કરેલા તે માંના એક ભાગમાં મેળવી તે મેળવણીને પાછી જરા ગરમ કરવી, ને પછી હેઠે ઉતારી થંડી પાડી ગાળી કહાડી તેમાં સાકર તોલો ૦ા નાખી પીવી. એ મુજબ દીવસમાં ત્રણ વખત પીવી, એથી ફાયદો થશે.

### ઈલાજ ૨ જો.

## નબળાઇ થઈ હોય, સુસ્તી થતી હોય ને ભુખ નહીં લાગતી હોય તેનો ઈલાજ.

ખરા સુનાનો વરખ તોલો ૦ા, અંબર વાલ ૫, ગુંદર બાવળનો વાલ ૫.
મોતીનો ખાખો વગર વીંધેલો તોલો ૦ાા.

એ ચારે જણસોને ગુલાબનાં પાણીમાં બે દીવસ સુધી ખલ કરવી, ને પછી તેની જુવારનાં કદ જેવડી ગોળીઓ બનાવવી, ને દહાડામાં ત્રણ ચાર વખત એકેક ગોળી મોઢામાં રાખી ચુસ્યા કરવી. એથી નબળાઇ જઇ શકિત આવશે.

# નસમાં લોહી ફરતું કરવાના ઈલાજ.

**એ રોગ, માણસને નબળાઇ થવાથી શરીરમાં લોહી ઓછું થઇ જાય છે તેથી, તથા બીજાં કેટલાંક દરદો થવાથી લોહી ગંઠાઈ જાય છે ને નેસોમાં લોહી ફરતું અટકે છે, તેથી પણ થાય છે.**

## ઇલાજ ૧ લો.

અજમો... ... તોલા ૫, મેદા સુંઠ ... તોલા ૩.

એ બંને ચીજને ઠીકરાં ઉપર અધકચરી સેકવી. સેકાયા પછી તેને ખલમાં નાંખી બારીક મેદા જેવી કરવી, અથવા પથ્થરના પાટા ઉપર સારી પેઠે પીસવી. પછી કપડાંએ ચાળી લેવી ને કાચના બુચની સીસીમાં ભરવી. ખપ પડે ત્યારે એ ભુકીમાંથી થોડી લઇને જે જગાપર દરદ થયું હોય તે જગા ઉપર એ ભુકી સારી પેઠે ઘસવી જેથી પરસેવો છુટશે ને દરદ સારૂં થશે. એ પ્રમાણે દહાડામાં બે ચાર વખત કરવું ને ફરક પડે ત્યાંસુધી ૫ થી ૭ દહાડા સુધી એજ રીતે ઘસીને લગાડવું.

## ઇલાજ ૨ જો.

લસણની કળીનો રસ તોલા ૫ થી ૧૦, બદામનું તેલ તોલા ૨૮.

એ બેઉને એકઠું કરીને એક કલઇ કરેલાં વાસણમાં નાખવું, ને ચુહુલા ઉપર ધીમી આંચે રાખવું. લસણનો બધો રસ બળી ગયા પછી ફકત તેલ રહેલું માલમ પડે કે હેઠળ ઉતારવું ને ઠંડુ પડયા પછી કપડાંએ એ તેલ ગાળી લેવું ને કાચના બુચની સીસીમાં ભરવું. ખપ પડે તે વખતે એ તેલ દરદવાળા ભાગ ઉપર સારી પેઠે મસળવું તેથી ફરક પડશે.

## ઈલાજ ૩ જો.

એક ફરએદાર (મજબુત) બતક હોય તેની ચરબી કહાડી, તેને એક વાસણમાં મુકીને તે વાસણ આતસ ઉપર મુકી ચરબી તવાવા દેવી. તવાયા પછી તે વાસણ આતસ ઉપરથી ઉચકી બહાર કહાડવુ અને ઠંડું પડયા પછી તે તવાયલા ભાગને કપડાંથી ગાળી લઇ કાચના 'બુચની સીસીમાં ભરવું. ખપ પડે ત્યારે તેમાંથી લઇ દરદવાળા ભાગ ઉપર સારી પેઠે મસળવું એટલે ફરક પડશે.

## ઈલાજ ૪ થો.

આસન ... ... ... તોલા ૧૦, સફેદ મરી ... ... ... તોલો ૧,
સુંઠ ... ... ... ... તોલા ૧૦, મીણ પીળું સોજાનમાંનું ... તોલા ૨૮.
સરમાઉ ઝાડ (મરાઠા લોકો એ ઝાડને "રાજાલુ કરી કહે છે) તેની જડ તોલા ૫.

મીણ સીવાયની ઉપલી સઘળી જણસોને એક પછી એક લઇને લોખંડની ખલમાં છુંદીને એક વાસણમાં મુકવી. પછી મીણને થોડું થોડું લઇને તેને ખલમાં નાખીને છુંદવું. તેને છુંદતાં જવું ને ઉપલો ભુકો તેમાં થોડો થોડો નાખતા જવા. એ પ્રમાણે બધી જણસને એ સઘળા મીણમાં બરાબર મેળવી નાખવી ને એક રસ બરાબર બધું મળી જાય તેમ કરવું. પછી એ સઘળી મેળવણીવાળું મીણ લઇને બોરના કદ જેવડી તેની ગોળીઓ વાળવી. ને દર્હાંનિ તેમાંથી એક ગોળી સવારમાં આપવી ને જે જગા ઉપર દરદ થયું હોય તે જગા ઉપર એ ગોળી લઇને ફેરવ ફેરવ કરાવવી. તેથી લોહી છુટું થશે. અવાર નવાર એજ ગોળી લઇ સુંઘ્યા પણ કરવી. તેથી આરામ થાશે.

## ઈલાજ ૫ મો.

બદામનું તેલ ૧ ચમચી લઇને માથાના તાલક ઉપર અળગે હાથે ચોળી ચોળીને પચાવવું.

ઉપલાં બદામનાં તેલ સાથે ઇંડાની ફકત સફેદી તેલથી અરધે ભાગે લઇને કફ ચહડાવીને મેળવવી ને તાલક ઉપર અળગે હાથે ચોળી પચાવવું. ઉપલાં દરદવાળાને જો મગજમાં ઘેન આવી ઘુમરી ચકર આવતી હોય તો તે નરમ પાડવા નિચલો ઉપાય કરવાથી ફાયદો થશે. સોજાું અગર, બ્રાંડી અથવા મોવડાંનાં દારૂમાં પથ્થરના પાટા ઉપર ઘસવું ને એક કાચનાં અથવા કલઇ કરેલાં વાસણમાં તેને લેવું ને પછી તેમાં બદામનું તેલ ૧ ચમચી ભેળવું.

ને બરાબર મેળવીને માથે ભરવું. એજ રીતે ફરી અગર લઇને બરાંડી અથવા મોવડાંનાં દારૂમાં ઘસવું. પછી તેમાં તેટલુંજ સાજું કોપરેલ ભેળવું. પછી તે હાથ પગ ઉપર ભરવું, માથાપર ભરવું નહીં. હમેશાં ઉતરતે હાથે ભરવું.

## ઈલાજ ૬ ઠ્ઠો

મેથી દાણા ૨૧ લઇ, અધકચરી ખાખરી કરવી.

સુંઠ તોલો ૦॥ અધકચરી ખાખરી કરવી, સાકરના ગાંગડા તોલો ૧.

ઉપલી ત્રણ જણસોને એક કાચનાં વાસણમાં નાખીને તેમાં ૨ ગલાસ ખળખળતું પાણી રેડવું ને આખી રાત ઢાંકીને ભીજવી રાખવું. સવારે તે પાણી સારી પેરે ચોળીને અથવા ચોળ્યા વગર કપડાંએ ગાળી કાહડવું ને પછી બામદાદની (સવારની) વખતે એ બધું પાણી પાવું તેથી ફાયદો થાશે.

## ઈલાજ ૭ મો.

સોજું અગરનાં લાકડાંનું તેલ કહડાવવું ને શરીર ઉપર ભરવું. જો અગરનું તેલ થોડું મળે તો તેમાં કરંદીનાં બીનું તેલ સાથે ભેળવુ ને દરદીને દિવસમાં બે ત્રણ વખત લગાવવા ફરમાવું; જેથી ફાયદો થાશે.

## ઈલાજ ૮ મો.

થુવર કંટારીઓ ચાર પાંચ ધારવાળો આવે છે તે જાતનો, તેમાંથી ૧ બીલસ જેટલા લેવો ને તેની ૧૦ થી ૧૨ કાતરી કરવી. એ બધી કાતરીઓને એક મોટા તપીલામાં નાંખી તેમાં ઠડું પાણી રેડીને તે ચુહુલાપર મુકવું ને પાણી કકરા પડે ત્યાં સુધી ઉકાળવુ. ઉકાળ્યા પછી તેની ઉપર ઢાંકણું ઢાંકવું. વરાળ બહાર જવા દેવી નહીં. પછી દર્દીને ધીમે ધીમે તેનાથી ખમાય તેમ તેનો બાફ આપવો. હાથ પગ ઉપર અથવા જે બાજુએ દરદ થયું હોય તે ઉપર બાફ આપવો. ઉપલું દરદ ડાબી બાજુ ઉપર હોય તો દરદીને ઉપલાં થુવરની સાથે વાવલા નામનું ઝાડ જે વડના ઝાડ જેવું મોટું થાય છે તેના પાંદડાં ભેળીને ઉકાળવાં ને તેનો બાફ આપવો, તેથી ફાયદો થશે.

## ઈલાજ ૯ મો.

બદામનું તેલ તોલો ૧, કપુર ... તોલો ૧, મીણ ... ... ... તોલો ૧.
ટરપેન્ટાઇન તોલા ૨, જેતનનું તેલ તોલા ૨, રાહાલ એટલે રાજમ તોલો ૦।.

રાહાલ તથા કપુર સિવાય બધાં તેલને કલઇ કરેલી તપીલીમાં રેડી ઈંગાર ઉપર. મુકી કકડાવવું. પછી રાહાલ અને કપુર ઝીણું બારીક છુંદી તે કકડાવેલા તેલમાં નાખીને બરાબર મેળવી નાખવું, ને મલમની માફક બનાવવું. પછી તપીલી હેઠળ ઉતારી કોરીના ચપ્પુમાં અથવા વાસણમાં ભરવું. ખપ પડે ત્યારે તેમાંથી લઇને જ્યાં દરદ થયું હોય તેની ઉપર લગાડવું જેથી ફરક પડશે.

### ઈલાજ ૧૦ મો.

મરઘીનાં થોડાંક તાજાં ઇંડાં લઇ તેની માત્ર દાલ બધી એકઠી કરવી, અને તે બધી દાલને કલઇ કરેલી કહડાઇમાં નાખીને તેને ચુહુલા ઉપર મુકવી, અને બળતાંની ધીમી આંચ રાખવી. તે દાલને ચમચી લઇને ફેરવ ફેરવ કર્યા કરવી એટલે તેમાંથી તેલ નીકળશે. તે તેલ ચમચાવડે બહાર કહાડતા જવું ને એક કાચનાં અથવા કોરીનાં વાસણમાં જેટલું નીકળે તેટલું કહાડીને જમાવ કરવું. પછી કહડાઇ ઉતારી પાડવી ને એ તેલને કાચના બુચની સીસીમાં ભરી રાખવું. ખપ પડે ત્યારે જે ભાગ ઉપર દરદ થયું હોય તે ભાગ ઉપર મસળી ભરવું, તેથી ફરક પડી જશે.

---

## નાસુરના ઈલાજ.

**મનુષ્યને પ્રથમ ગડગુંમડું યા તેવું બીજું કોઇ દરદ થાય છે. ને તે ફુટી જઇ અંદરથી ઝરે છે ને જો તેની બરાબર સંભાળ નહીં રાખે તો ચામડી અને માંસ સડી જઇ અંદર નાસુર પડે છે. વિશેષે કરીને પાઠાનું દરદ વહેલું મટતું નથી. ને તેમાંથી નાસુરનું દરદ થાય છે.**

### ઈલાજ ૧ લો.

ખાવાની આમલીમાંથી ચીચોરો નીકળે છે તેને પાણીમાં પથ્થરના પાટા ઉપર ઘસીને જે ઠેકાણે નાસુર પડયું હોય તેના ઉપર જાડું જાડું લગાડવું.

### ઈલાજ ૨ જો.

અમરકાંદા ... ... તોલા ૨૮, વડના ઝાડનો પાલો ... ... તોલા ૫૬.
જાયફળ ... ... તોલા ૨, જાવંત્રી ... ... ... ... ... તોલા ૨.
રાન તુવર (એટલે જંગલમાં ઉગી નીકળેલી તુવરની દાલ) એ ખાવામા આવતી નથી તેનો પાલો ... ... ... ... ... ... ... તોલા ૨૮.

ઉપલી સઘળી જણસોને છુંદી બારીક મેંદા જેવી કરીને કપડાંએ ચાળી લેવી, ને સઘળી ભુકી એક સીસીમાં ભરી રાખવી. ખપ પડે ત્યારે તેમાંથી ૨ તોલા ભુકી લઇને ગાયનાં ૦। શેર દુધ સાથે મેળવીને ખાવી. એ પ્રમાણે ૧૪ દિવસ સુધી ખાવી, અને એજ ભુકીમાંથી નાસુરમાં દરરોજ લગાડવી.

### ઇલાજ ૩ જો.

પીપર નામનું ઝાડ જેને કાઠિયાવાડના લોકો પીપરીનું ઝાડ કરી કહે છે; તે ઝાડની વડવાઇ એટલે તે ઝાડની ઉપર જે લટકતાં મુળીઆં થાય છે તેને વડવાઇ કહે છે. તે મુળીઆંને બારીક કુટીને તેની લુગદી કરીને તે જે જગા ઉપર નાસુર પડયું હોય તેની ઉપર ઠંડી બાંધવી. એથી નાસુરમાંથી પરૂ વગેરે જે નીકળતું હશે તે ચુસાઇ જશે, અને પાકેલી જગાને રૂઝવી નાખશે. લુગદી દરરોજ તાજી તાજી બનાવીને મુકવી.

### ઇલાજ ૪ થો.

સાટોડીનાં પાંદડાંને છુંદી તેની લેપડી નાસુર ઉપર અવારનવાર મુકવાથી રૂજ આવશે.

# નાકમાં મેલના પોપડા બંધાયા હોય અને તેથી દમ લેવાની હરકત થાય તેનો ઈલાજ.

### ઇલાજ ૧ લો.

હીમજી હરડે ઝીણી નંગ ૧૨ ને પાણી શેર ૦। (તોલા ૧૦) માં ભીંજવી તે વાસણ ઉપર જાજરાં કપડાંનો કટકો બાંધી ઠંડી જગાએ આખી રાત મુકી રાખવું. ને સવારમાં તેમાંનું પાણી હરડે હીલાવ્યા વગર નીતરૂં ગાળી કાઢી નરણે કોઠે પીવું. પીનારની ખુશી હોય તો અંદર થોડી સાકર મેળવી પીવું એથી ફાયદો થશે.

# નેસ ગંઠાઈ ગઈ હોય તે નરમ કરવાના ઈલાજ.

માણસને નબળાઈ થવાથી શરીરમાં લોહી ઓછું થઇ જાય છે, તેથી તથા દરદો થવાથી લોહી ગંઠાઇ જાય છે ને નેસોમાં લોહી ફરતું અટકે છે તેથી નેસ ગંઠાઈ જાય છે તેના ઈલાજ.

## ઇલાજ ૧ લો.

બદામનું તેલ...તોલો ૧, ટરપેનટાઇન તેલ...તોલા ૨.
કપુર ... ...તોલો ૧, જેતુંનનું તેલ ...તોલા ૨.
મીણ ... ...તોલો ૧, રાહાલ એટલે રાજમ તોલો ૦।.

પ્રથમ એક કલઇ કરેલાં વાસણમાં મીણને ચુહુલાપર મુકી ગરમ કરવું ને તવાયા પછી તેમાં બદામનું અને ટરપેટનટાઇન તેલ તથા જેતુનનું તેલ નાખવું; પછી બધુ મેળવીને હેંઠે ઉતારવું અને રાજમ અને કપુર એ બેઉને બારીક કરીને તેલમાં નાખવાં ને બરાબર મળી જાય તેમ એકરસ કરવાં. પછી મલમની માફક બનાવી દરદ ઉપર લગાડવું ને ખુબ મસળવું તેથી નેસ છુટી થશે ને ફાયદો થશે.

## ઈલાજ ૨ જો.

મધ તોલા ૫, ઘી તોલા ૧૦, હળદર તોલો ૧, ફટકી તોલો ૦॥.

પ્રથમ ઘી અને મધ એ બેઉ જણુસને એક કલઇ કરેલાં વાસણમાં નાખી તે વાસણને ધીમાં ઇંગારા ઉપર મુકવું ને ખડખડાવવું. પછી તેમાં હળદર ( જે આપણે ખાધામાં વાપરીએ છીએ તે ) અને ફટકીની બારીક મેદા જેવી ભુકી કરીને તે બેઉ તે વાસણમાં નાંખવી ને બેઉને એકરસ મેળવવી. બરાબર મેલવણી થયા પછી જે ભાગ ઉપરની નેસ ગંઠાઇ ગઇ હોય તેની ઉપર એક ઝીણા લુગડાનો કટકો લઇને તે વાસણમાં બોળી કહાડવો ને નેસ ઉપર લપેટીને તે ઉપર રૂ મુકવો, ને પાટો બાંધી લેવો. એ પ્રમાણે દરરોજ કરવું. તેથી ગંઠાઇ ગયેલો ભાગ છુટો થશે ને દર્દીને આરામ થશે.

### ઇલાજ ૩ જો.

**પગની નેસમાં પવન ભરાઇ નેસો તથા પગ દુઃખે તેનો ઇલાજ.**

રમ અથવા બ્રાંડી દારૂ (વાઇન ગલાસ ૧) તોલા ૬.
ગોલાબ ..., ... „ તોલા ૬.
અગર સારૂં સોજું, રોહીડા, સરખે ભાગે.

અગર તથા રોહીડાને પથ્થરના પાટા ઉપર ગોલાબમાં ઘસવાં. પછી તેમાં રમ અથવા બ્રાંડી દારૂ નામવો ને સઘળાંને મેળવી સીસીમાં ભરવું, અને જ્યાં દુઃખતુ હોય ત્યાં ધીમે હાથે ઘસડવું તેથી નેસ છુટી થશે. લોહી ફરતું થશે ને દુઃખારો બંધ થશે.



# પડી જવાથી વાગું હોય તેના ઈલાજ.



**પડી જવાથી ઘણું વાગું હોય ને ત્યાં સુજી આવી અકરસાત ઘણો થતો હોય અથવા હાડકું ભાંગું હોય તેના ઇલાજ.**

### ઇલાજ ૧ લો.

નાલીએર પાકટને ખમણીએ ખમણી તે ખમણમાં જરા મીઠું તેલ તથા શુકી હળદરની ભુકી નાખી ચુલા ઉપર ગરમ કરવું. પછી તેને કપડાંમાં લઇ વાગેલી જગાએ ગરમ ગરમ સેક કરવો. ખમણ ઠંડુ પડયા પછી પાછું ગરમ કરી સેકવું. એમ ઘણો વખત સેકયા પછી તે ખમણ ગરમ કરી ત્યાં બાંધવું. જો હાડકું ભાંગ્યું હોય તો તેને ચોળાવી ઠેકાણે લાવ્યા પછી તે ઉપર એ ખમણ ગરમ ગરમ બાંધવાથી સોજો નરમ પડી સારૂં થશે.

### ઇલાજ ૨ જો.

મોવડાંને છુંદી તેમાં જરા મીઠું તેલ નાખી ગરમ કરવું ને તેને એક કટકામાં લઇ વાગેલા ભાગ ઉપર ગરમ ગરમ મુકી પાટો બાંધવો. ઠંડું પડેથી પાછું છોડી ગરમ કરી બાંધવું. એમ અવારનવાર કરવાથી, સુજેલું નરમ પડશે.

# પથરીના દરદના ઈલાજ.

**જે કોઇને એ દરદ થાય છે તેને પ્રથમ પીસાબને રસ્તે રેતી પડે છે અને તે પછી લાંબી મુદતે ગુરદાની હેઠેના ભાગમાં પથરી બંધાય છે. શરીરમાં વાયુનો વધારો થવાથી મુત્ર તથા વીર્યને શુકવીને તેમાંથી પથરી ઉત્પન્ન થાય છે અને તે પથરી પીસાબ થવાનો રસ્તો રોકે છે ત્યારે મનુષ્યને બહુ પીડા થાય છે, ને પીસાબ ઉતરતી નથી.**

## ઈલાજ ૧ લો.

ખજુતરનો અધાર વાલ ૧, સફેદ મરી વાલ ૫.

એ બંનેને બારીક વાટી તેમાં ગોળી વળે એટલું મધ લપેટી તેની ગોળી નંગ ૩ વાળી, દરદીને દીવસમાં ત્રણ વખત ગળાવવી. બીજે દહાડે નવી કરવી અને ગળાવવી. એથી પથરી પીગળી જશે.

## ઈલાજ ૨ જો.

જુની ઇંટનો ભુકો વાલ ૫, ખાંડ વાલ ૧૫.

એ બંનેને મેળવી દરરોજ ખાવાથી પથરી દુર થશે.

## ઈલાજ ૩ જો.

ટંકણખાર વાલ ૨ થી ૪ ઠંડા પાણીમાં ઘસી દીન ૫ પીવાથી પથરી મટી જશે. એ દવા, ફીડ લાગતી હોય તે ઉપર ચોપડવાથી ફીડ નરમ પડશે.

## ઈલાજ ૪ થો.

કબુતરનો અધાર તોલો ૦।, નાળીએરના કાકડાનાં પાણી તોલા ૧૫ માં મેળવીને પીવું. એથી પથરીના દરદમાં ફેર પડશે. એ દવા દીન ૧૦ સુધી પીવી.

**ખોરાક**—દુધ સીવાય બીજું કાંઇ ખાવું નહીં. ખાટું, તેલ, મરચું, ખાવુ નહીં.

## ઈલાજ ૫ મો.

સીંધાલુણ તોલો ૧ વાટીને તેનાં પડીકાં બાર વાળવાં. પછી તેમાંથી પડીકું ૧ લઈ ગાયની છાશ શેર ૦ા માં મેળવી તે છાશ ઉભાં ઉભાં સવારમાં પીવી. એ ઇલાજ દીન ૧૨ સુધી એટલે ઉપલાં પડીકાં પુરાં થાય ત્યાં વેર કરવાથી પથરી પીગળી રેતી થઇ પડી જશે.

# પરમાનો ઈલાજ.

## ઈલાજ ૧ લો.

વડનું દુધ તોલો ૦। લઇ તેમાં શાકર મેળવી ચાટવું ને ઉપરથી દુધ શેર ૦।। પીવું. દીન ૭ સુધી એ દવા ચાલુ રાખવી. ગરમ ચીજ મુદલ ખાવી નહીં.



# પાઠાંના ઈલાજ.

**પાઠાંનું દરદ શરીરના કોઈ પણ ભાગમાં થાય છે, પણ વિશેષે કરીને બોચીની નીચે બરડાના ભાગ ઉપર એ દરદ થાય છે. તે ઘણું ધાસ્તી ભરેલું હોય છે. એ દરદ વેહેલું પાકતું નથી, ને ઘણુંજ હેરાન કરે છે. કદાચ પાકી ફુટી જાય તો રૂઝ આવતાં ઘણો વખત લાગે છે. તેને નરમ પાડવાના ઇલાજ.**

## ઈલાજ ૧ લો.

બાવળની કુમળી પાલી એટલે કુમળાં પાંદડાં, બોરડીનાં પાંદડાં.

એ બંને જાતનાં પાંદડાંને વાટવાં, ને તેની લેપડી કરી, જ્યાં પાઠાનું ગડ થયું હોય ત્યાં લગાડવી. એથી પાઠું પાકી ફુટી જશે.

## ઇલાજ ૨ જો.

કડવાં દોધીનાં બી તથા છાલ સાથે છુંદી તેનો માવો બનાવવો. તેમાં સિંધવ ખાર તોલો ૧ નાંખી મેળવવો અને પાઠાંનાં તરતનાં થયલાં દરદ ઉપર તે માવો લગાડી પાટો બાંધવો. એથી પાઠું બેસી જશે, પણ જો ઘણાં દિવસનું થયલું હશે ને પાંકવાપર આવેલું હશે તો એથી ફુટી રસી નીકળી જશે. રસી નીકળી ગયા પછી એ લગાડવું નહીં; પણ રૂઝ લાવવા હરકોઇ જાતનો રૂઝનો મલમ લગાડવો.

## ઈલાજ ૩ જો.

પીપરી વૃક્ષ, એ નામનું ઝાડ થાય છે, જેને કાઠીયાવાડમાં ગુલબસ્ત પણ કહે છે. એ ઝાડનાં પાંદડાં ખાવાનાં પાન જેવાં થાય છે. તે પાંદડાં

લીલાંને છુંદી માવો કરી તેમાં ગોળ મેળવી પાઠાં અથવા ગુંમડાં ઉપર બાંધવાથી, કાચું હશે તો પાકીને ફુટી જશે. પણ પાકીને ફુટયા પછી બાંધવું નહીં. અને રૂઝ લાવવા સારૂ નીચે મુજબ દવા કરવી:—

પીપર જેનું ઝાડ પીપળાનાં ઝાડ જેવડું મોટું થાય છે, ને પાંદડાં જાંબુનાં ઝાડ જેવાં લાંબાં થાય છે, તે ઝાડ ઉપર ગોટાના આકારમાં વડવાઈ થાય છે; તે ગોટાને પાણી શેર ૧૦ માં ઉકાળી તે પાણીએ પાકું અથવા ગુંમડું ધોવું, અને પેલો ગોટો અંદરથી કાઢી તેને વાટી બારીક કરી તેની લેપડી પાઠાં ઉપર મુકી કપડાંથી બાંધવુ, તેથી રૂઝ આવી જશે. એ લેપડી એક દિવસ રાખી ફરીથી બીજે દહાડે ફરી મુકવી.

### ઈલાજ ૪ થો.

ગુજરાતીમાં જેને કુંવાડીઓ અને મરાઠીમાં જેને ટાંકલા કહે છે, તે છોડનાં પાંદડાંને પીસી લેપડી કરી, પાઠાં ઉપર બાંધવાથી અગન બળતી નરમ પડશે, અને ઠંડક વળશે. એ પ્રમાણે અવારનવાર ચાર પાંચ વખત તાજી લેપડી મુકવાથી તે પાકેલું હશે તો ફુટી જશે અને તરતનું હશે તો બેસી જશે.

### ઈલાજ ૫ મો.

લીંબડાની છાલને વાટી દીન ૭ સુધી અવાર નવાર બાંધવાથી પાકું બેસી જશે.

## પીત રોગની દવા.

**એ રોગ છાતી ઉપર દાહે બળવાથી તથા ખાધેલું બરાબર પાચન નહીં થવાથી તે છાતી ઉપર રહે છે તેથી, તથા ઘણા ખટાશવાળો ખોરાક ખાવાથી અને તે પાચન નહીં થવાથી એ રોગ થાય છે.**

### ઈલાજ ૧ લો.

ગાયનું દુધ ૫ તોલા લઇ તેમાં ચોખું એરંડીઉ ૧ આંઉસ (તોલા ૨॥) ભેળી દરરોજ સવારે પાવું. એ પ્રમાણે થોડા દહાડા આપ્યાથી છાતી ઉપર દાહે બળતી હશી તથા મોઢામાં મોળ આવતી હશે તે સર્વે મટી જશે.

## ઇલાજ ૨ જો.

ગળોનો રસ તોલા ૬ જેટલો કાઢી તેમાં તેટલોજ સાકરનો ભુકો ભેળીને તેના ત્રણ ભાગ કરી દહાડામાં ત્રણ વખત પીવા, અને ૫ થી ૭ દહાડા એ દવા ચાલુ રાખવી.

**ખોરાક**–કોહોળું, વેંગણ, વાલપાપડી, તુરીયું, કંટોલુ એવી તરકારી ખાવા દેવી નહી. ઘઉની રાબ અથવા શીરો ગોળ નાખીને કરવો, અને તેમાં સુઠની ભુકી નાખી ખાવા આપવી.

## ઈલાજ ૩ જો.

ઘી નવટાંક (તોલા ૫) ને ગરમ કરી તેમાં સાકરનો ભુકો તોલા ૨ ને વજને નાખીને એકત્ર કરીને દહાડામાં ત્રણ વખત ચાટવુ. એ પ્રમાણે દીન ૧૦ એ દવા ખાવાથી પીત કપાઇ જશે.

## ઇલાજ ૪ થો.

આમળાં સુકાને કુટી કપડછંદ કરી તે ભુકી એક સીસીમાં ભરી મુકવી. પછી તેમાંથી તોલો ૧ લઇ તેમાં સાકરનો ભુકો તોલો ૧ તથા ગાયનું ઘી તાવેલું તોલા ૨ મેળવીને તેના બે ભાગ કરવા, અને સવાર સાંજ ખાવા. એ દવા દીન ૧૪ સુધી આપવાથી ફાયદો થશે.

## ઇલાજ ૫ મો.

ગાયનું દુધ શેર ૦। (તોલા ૧૦), સાકર તોલા ૫, ઘી તાવેલું તોલા ૨.

એ ત્રણેને બરાબર મેળવીને દરરોજ સવારે પીવું, અને થોડા દહાડા ચાલુ રાખવું, તેથી પિત્તનું જોર નરમ પડશે. ખોરાકમાં સેકટાની સીંગમાં પકાવેલું ગોસ તથા ઘઉ યા ચોખાની રોટલી ખાવી.

## ઇલાજ ૬ ઠ્ઠો.

પાકેલાં દાડમના દાણામાંથી રસ કહાડી તેને કપડાંથી ગાળી એક બાટલીમાં ભરી મુકવો. તેમાંથી એક ગલાસ જેટલો લઇ તેમાં સાકર તોલો ૧ મેળવી પીવો. બપોરે પણ એજ મુજબ ગલાસ ૧ પીવો. એ દવા ૪ દીવસ સુધી ચાલુ રાખવી. ખાધાની પરેહજ રાખવી.

## ઇલાજ ૭ મો.

**ઘી તોલા ૨ ગરમ કરીને તેની સાથે આમળાંના મુરબ્બાનાં ફળ (૨) બે સવારે ખાવાં અને બપોરે તથા સાંજે પણ (૨) બે ફળ ખાવાં. એમ દીન ૧૫ સુધી ચાલુ રાખવાથી પિત્તનો રોગ નરમ પડશે.**

### ઈલાજ ૮ મો.

દહીંની છાસ તોલા ૫ લઇ તેમાં સાકર તોલો ૧॥ નાખી સવારે પીવી, અને તેટલે જ વજને બપોરે તથા સાંજે પણ પીવી. થોડા દહાડા પીવાથી પિત્ત નરમ પડશે.



# પીત સીતપીત.

એ પિત્તથી માણસનાં આંગ ઉપર ચાંદાં થાય છે ને તેથી ઘણી જ ચળ આવી ઘણુંજ દુઃખ થાય છે અને અંદર બળતાં બળે એવી અગન થાય છે, તથા તરસ ઘણી લાગે, ખાવા ભાવે નહીં, છાતી દુઃખે, અંગમાં બળતાં બળે, હાથ પગ ગળી જાય, આંગ ભારે થાય અને આંખો રાતી થાય છે, એને સીતપીત કહે છે, તેના ઇલાજ.

### ઈલાજ ૧ લો.

સીંધાલુણ ઘીમાં ઘસીને ચાંદા ઉપર લગાડવું, જેથી આગ બળતી નરમ પડીને ચાંદાં રૂઝવા લાગશે.

### ઈલાજ ૨ જો.

હરડાં ... તોલા ૫, આમળાં ... તોલા ૫, બેડાં ... તોલા ૫.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરી તે ભુકી એક સીસીમાં ભરી મુકવી. તેમાંથી તોલો ૦॥ લઇ તેમાં થોડું મધ તથા પાણી મેળવીને દરરોજ સવારે તથા સાંજે પીવું અને થોડા દહાડા ચાલુ રાખવું. ખાવાની પરેહજી રાખવી; પણ ચોળાઇની ભાજી એ પિત્તવાળા માણસને બેઉ વખત બીજા ખોરાક સાથે ખાવા આપવી.

### ઈલાજ ૩ જો.

રાઇ ... ... તોલા ૨, કાર્બોલીજન ... તોલા ૨, હળદર ... તોલા ૨, કુંવાડીઆનાં બી તોલા ૨.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને એ ચુરણને સરસીઆ તેલમાં ખુબ ખલ કરવું, ને બરાબર ખલાઇ રહ્યા પછી મલમના જેવું નરમ થાય એટલે તેને દહાડામાં બે વખત પિત્તના જોરથી આંગ ઉપર ચાંદા થયાં હોય તે ઉપર ચોપડવાથી પિત્ત નરમ પડશે.

### ઇલાજ ૪ થો.

કાળાં મરીનો ભુકો ઘીમાં નાંખી તેનો મલમ બનાવી, આંગે ચોપડવાથી ચાંદાં નરમ પડશે

### ઇલાજ ૫ મો.

નગોડનાં પાંદડાંનો રસ તોલા ૨ માં તેટલુંજ જરા ગરમ કરેલું ગાયનું ઘી નાખીને, સવારે પીવાથી પિત્ત સારૂં થશે.



## પિત્ત અમલપીત.

પિત્ત અમલપીત—માણસ વાયડું, ખરાબ તથા ઠંડુ અનાજ યા શાક ભાજી ઠંડુ અથવા વાસી ખોરાક ખાય તેથી શરીરમા પિત્ત જોર કરી આવે છે, ને તેથી નિચે પ્રમાણે રોગો પેદા થાય છે. ઉલટી આવે, હાંફણ તથા મોઢામાં મોળ આવે, મેહેનત કીધા વિના થાકી જાય, આખા શરીરમાં ચેળ આવે ને ચાંદાં પડે, ઓડકાર આવે, છાતીપર અને ગળામાં બળે, તરસ લાગે, ફેર આવે, ઝાડાને રસ્તે લીલું, પીળું, રાતું, એવું બદબો મારતું પાણી પડે, તથા શરીર પીળું દેખાય, એને અમલપિત્ત કહે છે તેના ઇલાજો.

### ઇલાજ ૧ લો.

કડવું પડવલ, કડવો લીંમડો, અરડુસો.

એ ત્રણેનાં પાંદડાં દરેક તોલા ૫ લઇ તેને છુંદી પાણી શેર ૨ માં ઉકાળવાં, ને પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારી ગાળી કહાડી તેના ત્રણ ભાગ કરી દહાડામાં ત્રણ વખત પીવું. ખોરાકમાં તેલ, મરચું, આંમલી, એવી ખટાશની ચીજ તથા વાયડા પદાર્થો ખાવા નહીં.

### ઇલાજ ૨ જો.

નસોતર ભુંગલીવાળો શેર ૦ા અથવા તોલા ૧૦ લઇ તેની અંદરનું લાકડું કહાડી નાખવું. પછી તેને છુંદી કપડછંદ કરી એક સીસીમાં ભરી મુકવો, ને તેમાંથી તોલો ૧ ભુકો લઇ તેમાં થોડું ગરમ પાણી મેળવી પીવું, એથી બે ચાર પેટ આવશે, ને પેટમાંની સર્વે વ્યથા ઝાડા વાટે

નીકળી જશે. જો એથી પેટ બરાબર નહીં આવે તો ફરીથી નસોતરને ભુકો તોલો ૦। થંડાં પાણી સાથે મેળવી પાઇ દેવો. જેથી પેટમાંની બધી ગરમી નિકળી જશે. ખોરાકમાં દાળ તુવરની, ભાત, ઘી, એ ખાવું. રાતે તુવરની દાળ સાથે ચોખાની રોટલી ખાવી. એથી પિત્ત નરમ પડશે.

## ઇલાજ ૩ જો.

| | | |
|---|---|---|
| કરીઆતું તોલો ૧, | લીંબડાની છાલ તોલો ૧, | હરડાં ... તોલો ૧. |
| બેડાં ... તોલો ૧, | આમળાં ... તોલો ૧, | પંડોળ ... તોલો ૧. |
| અરડુસો તોલા ૨, | ગરમાળાનો ગર તોલા ૨, | પિતપાપડો તોલો ૧. |
| ભાંગરો ... તોલો ૧. | ... ... | ... ... |

એ સર્વે વસાણાંને ખોખરાં કરીને તેમાં પાણી શેર ૧। નાખીને ઉકાળવાં, ને પાણી શેર ૦॥। રહે ત્યારે ઉતારી ગાળી કહાડી તેમાં ચોખ્ખુ મધ (તોલા ૬) વાઇનગલાસ ભરીને નાખવું, અને તેને મેળવી ત્રણ ભાગ કરી દહાડામાં ત્રણ વખત, એક એક ગલાસ ભરીને પીવું. ખાધાની પરેહજી રાખવી.

## ઇલાજ ૪ થો.

ચીત્રક મુળ તોલો ૧, ધમાસો તોલા ૨, એરંડ મુળ તોલો ૧, જવ મુંઠી એક.

એ સર્વે વસાણાંને ખોખરાં કરીને તેમાં પાણી શેર ૧। નાંખીને ઉકાળવાં, ને પાણી શેર ૦॥ રહે એટલે ઉતારી ગાળી કહાડી તેના ત્રણ ભાગ કરી દહાડામાં ત્રણ વખત પીવું. ખાધાની પરેહજી રાખવી.

## ઇલાજ ૫ મો.

દરાખ ઠળીઆ કહાડેલી, હરડે, સાકર.

એ સર્વેને સરખે વજને લઇ તેને ખુબ છુંદી તેની સોપારી જેવડી ગોળી વાળવી, અને દરરોજ સવારે ગોળી એક ખાઇ ઉપર ઠંડુ પાણી પીવું. ખોરાકમાં દાળ, ભાત, ઘી સાથે ખાવું.

## ઇલાજ ૬ ઠ્ઠો.

કોકમ શેર ૦। (તોલા ૧૦), સાકર તોલા ૫, એલચી દાણા તોલા ૨.

એ સર્વેને છુંદી, તેની ચટણી કરી, તોલા ૨ સુધી દરરોજ ખાવી; એથી પિત્તનું જોર તુટી જશે.

# પિત્ત લોહીવાળું.

તીખું, ઉનું, ખારૂં, ખાટું, એવા પદાર્થો ખાવાથી તથા તડકો યા અગ્નિનો તાપ ખમવાથી તથા મહેનત ઘણી કીધાથી છાતી ઉપર પિત્ત ઉછાળો મારીને લોહીને ખરાબ કરી નાંખે છે, પછી તે લોહી ઝાડાને રસ્તે પડે છે, તેને લોહીવાળું પિત્ત કરીને કહે છે. એ પિત્ત ઉછાળો માર્યાથી બીજાં જુદી જુદી જાતનાં દરદો શરીરમાં પેદા થાય છે, જેવાં કે ઉલટ્યો, તરસ, અનાજનો અપચો, શ્વાસ, ખાંસી, નબળાઇ, ખાધા પછી છાતી ઉપર દાહે બળવી, માથું તપી આવે વગેરે તે સર્વેના ઇલાજ.

## ઇલાજ ૧ લો.

અરડુસાનો રસ તોલો ૦ા, મધ તોલો ૦ા.

એ બંનેને એકઠ્ઠ કરી દરરોજ સવારે પીવું, અને બપોરે તથા સાંજે પણ એટલુંજ પીવુ. સાત દીવસ એ દવા પીધાથી ઘણો ફાયદો થશે; પણ તેલ મરચું, આમલી તથા વાયડો ખોરાક ખાવો નહીં.

## ઇલાજ ૨ જો.

અરડુસો તોલા ૪, દરાખ કાળી તોલા ૨, હીમજી હરડે તોલા ૨.

એ ત્રણે વસાણાંને ખોખરાં કરીને પાણી શેર ૧ાા માં ઉકાળવાં ને પાણી શેર ૦ાા રહે એટલે ઉતારી ગાળી કહાડી દહાડામાં ત્રણ વખત પીવું. દીન ૧૦ સુધી એ દવા ચાલુ રાખવાથી ફાયદો થશે.

## ઇલાજ ૩ જો.

બકરીનું દુધ તોલા ૧૦, સાકર તોલા ૨, મધ તોલા ૨.

એ સર્વેને એકઠ્ઠ કરીને પીવું. દીન ૫ સુધી ચાલુ રાખવુ. ખાધાની પરેહજી રાખવી.

## ઇલાજ ૪ થો.

ગાયનું દુધ શેર ૦। અથવા તોલા ૧૦, તેમાં પાંચ ગણું પાણી નાંખીને ઉકાળવું ને પાણી બધું બળીને ૦। શેર ( દશ તોલા ) દુધ રહે ત્યારે ઉતારી દરદીને પાવું; અને થોડા દહાડા ચાલુ રાખવું.

## ઈલાજ ૫ મો.

ઘી આમળાંનો મુરબ્બો દરરોજ સવારે તોલા ૩ ને આસરે ખાવો, તથા હરડેનો મુરબ્બો પણ થોડો ખાવો. જો પિત્ત ઘણું થયું હોય તો દહાડામાં બે વખત ખાવો. એમ થોડા દહાડા ખાવાથી લોહી પડતું બંધ થઇને ફાયદો કરશે.

## ઈલાજ ૬ ઠ્ઠો.

આમળાં સુકાં શેર ૦। (તોલા ૧૦) ને કુટી કપડછંદ કરીને તેનું ચુરણ એક સીસીમાં ભરી મુકવું. પછી તે ચુરણમાંથી તોલો ૦। લઇને ઘી તથા શાકર સાથે મેળવીને દહાડામાં ત્રણ વખત ખાવું એથી ફાયદો થશે.

## ઈલાજ ૭ મો.

જેઠીમધ તોલો ૧, ધાણા તોલો ૧, રતાંજલી તોલો ૧, અરડુસો તોલો ૧.

એ સર્વે વસાણાંને ખોખરાં કરીને પાણી શેર ૧ માં ઉકાળવાં, અને પાણી શેર ૦॥ રહે એટલે ઉતારીને ગાળી કહાડી તેમાં મધ તોલા ૨ તથા શાકર તોલા ૨ નાંખીને એકત્ર કરી ત્રણ ભાગ કરવા, અને દહાડામાં ત્રણ વખત પીવા; અને થોડા દહાડા ચાલુ રાખવુ.

ખાવાની પરેહજી રાખવી.

## ઈલાજ ૮ મો.

સંગજીરૂ તોલા ૧૦ ને વાટી બારીક ભુકી કરી રાખવી, ને તેમાંથી તોલો ૦॥ લઇ ઘી તથા સાકર સાથે મેળવી દહાડામાં ત્રણ વખત ફાકવી. દીન ૧૦ ચાલુ રાખવાથી ઝાડાવાટે લોહી પડતું બંધ થઇ જશે, ને પિત્તનું જોર પણ નરમ પડશે.

## ઈલાજ ૯ મો.

દુધની તાજી મલાઇ શેર ૦। માં થોડી છુંદેલી સાકર નાંખીને દરરોજ સવારે ખાવી, એથી ઝાડાવાટે લોહી પડતું બંધ થશે, ને પિત્ત બેસી જશે-

## ઈલાજ ૧૦ મો.

દરાખ કાળી ... તોલા ૨, બેદાણા. ... તોલા ૨, ધાણા ... તોલા ૨.

એ સર્વે ચીજને ખોખરી કરીને પાણી શેર ૧ માં ઉકાળવી અને પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારી તેમાં સાકર તોલા ૫ નાખી ત્રણ ભાગ

કરવા, ને દીવસમાં ત્રણ વખત પીવું. થોડા દહાડા એ દવા ચાલુ રાખવી, તેમ ખોરાકની પરેહેજી રાખવી.

### ઈલાજ ૧૧ મો.

### પિત્ત હાથે પગે કોદરી એટલે રાઇના દાણા જેવું થાય ને ઘવડવાથી ખોડા નીકળે તેનો ઈલાજ.

કમોદના (ચોખા) ચાવલને આંકડાનાં દુધમાં ૩ વાર પટ દેવો (ભાનવવા) ને તે સુકાયા પછી તેને વાટી તેમાં ઊંચું મોગરેલ તેલ મેળવી પિત્તવાળી જગાએ અવાર નવાર ચોપડવાથી પિત્ત સારૂં થશે.

### ઈલાજ ૧૨ મો.

કમોદના ચોખાને પાણીમાં ભીજવી વાટી તેમાં હળદર લીલી તથા મીઠાં પાણીની દરોઇની હેડેની ગાંઠ ઘસી એ ત્રણેને સાથે મેળવી લગાડવાથી પિત્ત દૂર થશે.

---

## પીસાબ બંધ થઇ હોય તેને છોડવવાના ઈલાજ

### ઈલાજ ૧ લો.

પલસાનાં પુલને વાટી ચટની માફક કરવાં અને તેને પાણીમાં ઉકાળીને તેની લેપડી કરી ગરમ ગરમ પેડુ ઉપર મુકવી. એથી પીસાબ છુટશે.

### ઈલાજ ૨ જો.

કેવલના પુલની વચલી દાંડી આસરે તોલા ૨ ને ઘસવી ને તે ઘસેલા પાણીમાં સુરોખાર તોલો ૦॥ નાખી તેમાંથી પાણી આસરે તોલા ૫ પાવું, ને પેડુ ઉપર તે પાણી ચોપડવું. એક વખત પાવાથી પીસાબ છુટે નહીં તો બે ત્રણ વખત પાવું એટલે પીસાબ છુટશે.

### ઈલાજ ૩ જો.

હજરતે હાઉ ખરો પાણીમાં ઘસીને. તે પાણી તોલો ૧ પાવાથી પીસાબ છુટશે.

### ઈલાજ ૪ થો.

હજરતે હાઉને, પથ્થર ઉપર પાણીમાં ઘસવો, ને તેમાંથી આસરે

તોલો ૦। લેઇ તેમાં સીંધવખાર વાલ ૨ જેટલો મેળવીને દરદીને પાઇ દેવું. જો એ પીધા પછી ૪ કલાકમાં પીસાબ નહીં છુટે તો ફરીથી ઉપર મુજબ કરીને પાવું, ને કેસુડીનાં ફુલને બાફીને તેનો પેડુ ઉપર સેક કરવો, તથા તે પેડુ ઉપર બાંધવાં એથી તુરત પીસાબ છુટશે.

## ઇલાજ ૫ મો.

નિચે જણાવેલી દવા, જે કોઇને તાવના રોગમાં પીસાબ બંધ થઇ હોય તેને ખવડાવવી નહીં, પણ તાવ આવ્યા વગર બીજા કોઇ પણ કારણથી પીસાબ બધ થઇ હોય, તેને, છોડાવવા માટે તે આપવીઃ–

ગોખરૂ તોલા ૪ ને છુંદી બારીક આટા જેવાં કરવાં, ને તેને ઝીણા કપડાવડે ચાળી કાઢી, તેનો બારીક ભુંકો તોલા ૨ તથા સાકર છુંદેલીનો ભુંકો તોલા ૨, એ બેઉને સાથે મેળવી ખવરાવવો, તેથી પીસાબ છુટશે.

એ દવા ધાતુપુષ્ટ છે, તેથી જેને તાવ આવતો હોય ને તેમાં એ દરદ થયું હોય તો તેને આપવું નહીં.

## ઇલાજ ૬ ઠ્ઠો.

નવસાગર શેર ૧ લઇ, તેને કુટી, ચોખા જેવો બારીક કરવા ને પછી તેને આસરે ૬ ઇંચ વ્યાસના મોઢાનાં માટીના એક વાસણમાં નાખી, તે વાસણ ઉપર એક બીજું વાસણ ઢાંકવું, ને બેઉનાં મોઢાં બરાબર રાખી, એક કપડાંથી બરાબર બાંધી તે કપડાં ઉપર મટોડી નરમ કરી લગાડવી, કે જેથી હવા બહાર જાય નહીં, અને ધુંમાડો બહાર નીકળે નહીં. પછી તે વાસણને ચુલા ઉપર મૂકી, નીચે ધીમી આંચ ૩ કલાક સુધી કરવી. પછી તે આતસ બહાર કાઢી લઇ, વાસણ બે ત્રણ કલાક ચુલા ઉપર રહેવા દઇ, ઠંડું પડવા દેવું, અને પછી કટકો છોડી કહાડી ઉપલું વાસણ કહાડી લઇ, તેમાં નવસાગરનો ધુંમાડો બાઝેલો હશે તે બરાસથી અગર આંગળીથી કાઢી લેવો, જે આસરે શેર ૦। જેટલો નીકળશે. તે ભુકાને નાકીદે એક કાચની પોહોળાં મોઢાંની સીસીમાં ભરી તેનું મોઢું બંધ કરવુ, કે હવા અંદર જાય નહીં. કારણ કે તે હવા લાગવાથી પાણી થઇ જાય છે. તેને પછી નિચે પ્રમાણે વાપરવો.

મોટાં માણસને વાલ ૫, નાનાં છોકરાંને વાલ ૨, છેક નાનાં છોકરાંને વાલ ૧.

ઉપર મુજબ વજને લઇ તેને અડધા વાઇન ગલાસ પાણીમાં મેળવી પાવું, એથી ગમે તે દરદથી પીસાબ બંધ થઇ હશે તે દશ મીનીટમાં છુટશે.

## ઇલાજ ૭ મો.

અરીઠા કપડાં ધોવામાં આવે છે તેનાં બી નંગ ૭, ઉદરની લીંડી નંગ ૭. એ એઉને વાટીને પાણીમાં મેળવીને પેડુ ઉપર ભરવી તેથી પીસાબ છુટશે.

## ઇલાજ ૮ મો.

ડીજીટેલીસનાં પાંદડાં જે વેલાતથી આવે છે તે થોડાં લઇ, તેને પાણીમાં ગરમ કરી, તે વરાળેલાં પાંદડાં પેડુ ઉપર તથા પછવાડે ગુરદા આગળ તથા સફરાના ઉપલા ભાગ ઉપર બરડાને કાંડે બાંધવાં. એથી ગરમી યા સરદીથી પીસાબ બંધ થઇ ગઇ હશે તે છુટશે.

## ઇલાજ ૯ મો.

પાખન વેધનું લાકડું... ...તોલા ૨,
જેઠીમધ... ... ... ... ...તોલા ૪,
ગુલેગાઉજબાન ... ... .. તોલો ૧,
વરીઆળી ... ... ... ...તોલો ૦ાા,
ગુલાબનાં ફૂલની સુકી કળી તોલો ૦ા,

તુકમરીનાં બી જેને ફારસીમાં "તુકમેરહેન" કરીને કહે છે તથા મરાઠીમાં 'સબજે' કહે છે, તેના કાળાં બી વાલ ૦ાા.
ધાણા ... ... ... ... ...વાલ ૧.

ઉપલાં બધાં વસાણાંને છુંદી, ખોખરાં કરી, તેમાંથી તોલો ૦ાા થી ૧, લઇ, તેમાં બાટલી ૧ પાણી નાખી ઉકાળવાં, ને પા ભાગ પાણી રાખવું. પછી તેને ગાળી કહાડી, બે ભાગ કરી, એક ભાગ સવારે તથા એક ભાગ સાંજના પીવો. જો એથી પીસાબ નહીં છુટે તો ઉપલાં વસાણાંનો ભુકો તોલો ૧ લઇ, ફાકી, ઉપર ગરમ પાણી પીવું, એથી પીસાબ છુટશે.

## ઇલાજ ૧૦ મો.

સુરોખાર શેર ૦ા, પાણી બાટલી ૧૨ માં નાંખી, તે પાણી ગરમ કરવું. ને તે ગરમ પાણીની પેટની ઉપર તથા પેડુની ઉપર ધાર મારવી, ને તેનો દુંટી ઉપર સેક કરવો. જે માણસથી ઉઠી શકાતું નહીં હોય અથવા બચ્ચું હોય તો એ પાણીનું પોતું ભીંજવી, તેના પેટ ઉપર તથા પેડુ ઉપર સેક કરવો. એથી જો પીસાબ ઘણી છુટે તો ખસખસના પોસનાં ફૂલ નવાં લઇ, તેને પાણીમાં ઉકાળી, પેડુ ઉપર સેક કરવો, એથી પીસાબ બંધ થશે.

## ઈલાજ ૧૧ મો.

કોડી (જે સમુદ્રમાં થાય છે ને બચ્ચાંઓ રમે છે તે) ને પાણીમાં ઘસી, તે પાણી પાવાથી પીસાબ છુટશે.

## ઈલાજ ૧૨ મો.

હળદર ... ... તોલો ૦॥, મજીઠ તોલો ૦॥, કાકડીનાં બીજ તોલો ૦॥.
સોનાગેરૂ "... તોલો ૦॥, મરી કાળાં તોલો ૦॥, સુરોખાર ... તોલો ૦॥.
કેસુડીનાં ફુલ... તોલો ૦॥.

એ સર્વેને ઓખરાં કરી, પાણી શેર ૦॥ માં ઉકાળી, પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી, ગાળી કહાડી, પાવાથી પીસાબ છુટશે.

## ઈલાજ ૧૩ મો.

સુરોખાર તથા ઉદરની લીંડી, એ બેઉને સરખે ભાગે લઇ, ખાંડી, કપડછંદ કરીને દુંટીમાં તે ભુંકી ભરવી; તથા એજ ભુકાને પાણી સાથે મેળવી પેડુ ઉપર ચોપડી, તે ઉપર મુળાનાં પાંદડાં બાંધવાથી પીસાબ છુટશે.

## ઈલાજ ૧૪ મો.

### પીસાબ છોકરાંની બંધ થઈ હોય તેનો ઇલાજ.

ગોખરૂને દળીને ગાયનાં દુધમાં નાખી, ખીર રાંધી, સેહેતી સેહેતી પેડુએ ચોપડવાથી પીસાબ છુટશે.

## ઈલાજ ૧૫ મો.

લીલ જે તળાવમાં તથા નદીમાં થાય છે, તેને લઇ, કપડાંમાં મુકી, પેડુ ઉપર બાંધવાથી પીસાબ છુટશે.

## ઈલાજ ૧૬ મો.

### પીસાબ કોલેરાના રોગથી, તાવથી અથવા બીજાં કોઇ દરદથી બંધ થઇ હોય તેને છોડવવાના ઈલાજ.

લીલો ગળો (મરાઠીમાં ગુળવેલ કહે છે), તેના વેલાની ડાંખળી તોલા ૧ ને છુંદીને તેમાં પાણી તોલા ૩ તથા મધ તોલા ૦॥ સાથે મેળવી, ચોળીને તે પાણીને કપડાંથી ગાળી કહાડી પાઇ દેવું; એથી પીશાબ છુટશે. જો બે કલાકમાં પીસાબ નહીં છુટે તો ફરીથી ઉપલી દવા બનાવી પાવી.

## ઈલાજ ૧૭ મો.

મુળાનાં પાંદડાં છુંદી, નરમ કરી, પેડુ ઉપર તેનો લેપ બાંધવાથી પીસાબ છુટશે.

## ઇલાજ ૧૮ મો.

કાકડીનાં બીજ તોલો ૧, ચીભડાંનાં બીજ તોલો ૦ાા, દોધીનાં બીજ તોલો ૦ાા.

એ ત્રણેને છુંદી, બારીક આટા જેવાં કરી, સાથે મેળવી, તેમાં સાકર તોલો ૦ાા મેળવીને ખાધાથી પીસાબ છુટશે.

## ઈલાજ ૧૯ મો.

**જે ધણીને પીસાબ કરતી વખતે અગન થતી હોય ને પીસાબ થોડી થોડી થતી હોય (જેને ઉનવા કહે છે), તેનો ઇલાજ.**

ગુલાબનાં ફુલ તોલો ૦।, સુનામખી તોલો ૦।, પીપરી મુળના ગાંઠ તોલો ૦।.

ઉપલાં વસાણાંને બારીક આટા જેવાં કરી, તેના બે ભાગ કરવા. તેમાંનો ભાગ ૧ સાકર સાથે મેળવી ફાકવો, ને તે ઉપર પાંચ તોલા દુધ પીવું. જો એથી બરાબર ફેર નહીં પડે તો ત્રણ કલાક પછી બીજો ભાગ ખાવો, એથી અગન બંધ થશે ને પીસાબ બરાબર છુટશે.

## ઈલાજ ૨૦ મો.

કાળાં મરીના દાણા ૧૦ ને પાણી શેર ૦ાા માં ખુબ વાટવાં, ને તે પાણીને ૨૦૦ વખત ગાળવું, અને પીધામાં લેવું, તેથી પીસાબ છુટશે.

## ઈલાજ ૨૧ મો.

બારો પાપડીઓ તોલો ૦।, હીમજી હરડે તોલો ૦ાા, સુનામુખી તોલો ૦ાા.
ગોળ. ... ... તોલા ૨, કેસુડીનાં ફુલ તોલા ૨, મગ (જે
...માણુસના ખાવામાં આવે છે તે.) ... ... ... ... તોલા ૨.

ઉપલી જણસોને માટીનાં વાસણમાં શેર ૨ પાણીમાં નાખી ઉકાળીને પાણી શેર ૦। રહે ત્યારે હેઠે ઉતારી બધાંને ચોળી એકરસ કરવુ, ને પછી કપડાંથી ગાળી તે કહાવો પાવો ને કુંચો રદ કરવો.

જો બે ચાર કલાકની અંદર પીસાબ નહીંજ થાય તો બીજી વખત ઉપર મુજબ નવેસર કહાવો બનાવી પાવો, એથી પીસાબ છુટશે. વારેવારે એ કહાવો પાવો નહીં, કારણ કે ઠંડો છે.

# પેટમાં દુખતું હોય તેના ઈલાજ.



**ખોરાક વધારે ખાવાથી તથા વાયડો ખોરાક ખાવાથી પાચન નહીં થઈ એ રોગ થાય છે અને પેટમાં શૂળ મારે છે, તેના ઇલાજ.**

## ઈલાજ ૧ લો.

ખાટાં લીબુની ચીર ૧ ગોળ કાપી, તે ચીરમાં થોડો ખાડો પાડી, તેમાં મરીની ભુકી વાલ ૨, અજમાની ભુકી વાલ ૨ તથા સંચળ વાલ ૧ મૂકી, તે ચીરને અંગાર ઉપર મૂકવી ને ખુબ ખદખદીને તૈયાર થાય, ત્યારે બહાર કહાડી, સહેવાતી સહેવાતી ચુસવી. એથી ગમે તે કારણથી પેટમાં દુખતું હશે, તે નરમ પડશે.

## ઈલાજ ૨ જો.

સુંઠને બારીક મેદા જેવી વાટવી. પછી તેમાંથી તોલા ાા ને આસરે લઇ, તેને ફાકી જવી અને ઉપરથી ગરમ પાણી એક બે ગોટ પાવું. જો પેટમાં દુખતુ બંધ નહીં થાય તો ફરીથી કલાક કલાકને આંતરે એક બે વખત ફાકવી. એથી પેટમાંનો પવન છુટી તથા પેટ આવી આરામ થશે.

## ઇલાજ ૩ જો.

હીંગ સોજી એઆની ભાર વાટી, બારીક કરી, તેની ભુકી ફાકવી. પણ વધુ વખત ફાકવી નહીં.

## ઈલાજ ૪ થો.

લીલા આદાંનો કટકો ૧ લઇ, તેને છોલી, ઝીણી ઝીણી કાતરી કરવી ને તે કાતરીને સેજ નીમક લગાડી ખાઇ જવી. વધુ વખત તથા વધારે ખાશે તો કાંઇ અડચણ નથી. એથી પેટનો દુખારો મટશે.

## ઇલાજ ૫ મો.

કળી ચુનો વાલ ૧, તથા ગોળ વાલ ૧,ની ગોળી વાળી ખાવાથી પેટમાંથી પવન છુટી પેટમાં દુઃખતું નરમ પડશે. આરામ થતાં સુધી બે ત્રણ વખત ખાવી.



# પેટ બંધ કરવાના ઈલાજ.

**પેટ બાદીનાં, ગરમીનાં, બદહજમીનાં, પવન ચુકાનાં અથવા હરેક બાબદનાં, પાણી જેવાં આવતાં હોય તે બંધ કરવાના ઇલાજો, જો તે નહીં બંધ કરે તો તેમાંથી કોલેરા પણ થાય છે.**

## ઈલાજ ૧ લો.

ઇંદ્રજવ તોલો ... ૧, દાડમની છાલ તોલો ૧, વરીઆળી તોલો ૦ાા.
બીલાંનો ગર તોલા ૨, ખસખસનો પોસ તોલો ૦ાા, સાકર તોલા ૪.

ઉપલાં સઘળાં વસાણાંને સાફ કરી ખોખરાં કરવાં, ને એક કાદવના વાસણમાં અથવા તે નહીં હોય તો કલઇ કરેલી તપીલીમાં નાખવાં, ને તેમાં ૨ શેર પાણી રેડી ચુહુલા ઉપર મુકીને ઉકાળવાં. અડધું પાણી બળી ગયા પછી તે ચુહુલાપરથી હેઠળ ઉતારીને ઠંડું પાડવું; પછી કપડાંએ ગાળી લઇને એક સીસીમાં ભરી રાખવું. પછી દરદીને દર ૩ કલાકે એક વાઇન ગલાસ ભરી તે પીવા આપવું. નાનાં બચ્ચાંને તેની ઉમરના પ્રમાણ પ્રમાણે આપવું.

## ઈલાજ ૨ જો.

બીલાંનું ઝાડ જેની ડાંખળીઓ ઉપર ત્રણ પાંદડાં સાથે થાય છે, અને જે ઝાડ મોટાં થાય છે અને જે પ્રખ્યાત છે, તથા જેનાં ત્રણ પાંદડાંવાળી ડાંખલી મહાદેવને ચહડાવ્યામાં આવે છે અને જેનાં ફલ દાડમના જેવડાં મોટાં થાય છે, તે લાવી, તેની ચીર કરી, માંહે મીઠું નાખવું; ને તેમાંથી સવાર, બપોર તથા સાંજના ખાવી; અને ખાણું ખાતી વખતે પણ અથાણાંની પેઠે ખાવી. જો લીલાં બીલાં નહીં મળે તો ગાંધીને ત્યાંથી સુકું ફળ લાવી, તેને કુટી, કપડછંદ કરી, એક સીસીમાં ભરી મુકવું, અને સાકર સાથે ભેળી દહાડામાં દરેક વખતે તોલો ૦ાા ખાવું. ઉપર ઠંડુ પાણી પીવું. એથી પેટ આવતાં બંધ થશે.

## ઈલાજ ૩ જો.

કેસર વાલ ૧ લઇ, તેને લીંબુના રસમાં મેળવી, દહાડામાં એક વખત ખાવી અને તે ઉપર ખોરાકમાં ચોખાની રોટલી, ગોસનો સેરવો તથા ચાહે બીસકોટ આપવી.

## ઇલાજ ૪ થો.

હીંગલો તોલા ૨, લીંબુના રસમાં દિન ૩ સુધી ખલ કરેલો વાપરવો.
અફીણ ... તોલા ૨, લવંગ ... તોલા ૨, મોચરસ ... તોલા ૨, સાકર તોલા ૨.

એ સર્વે વસાણાંને ખલ કરવાં ને ખસખસના પોસનાં ઉકાળેલાં પાણી સાથે મેળવી, તેની ચણા જેવડી ગોળી વાળવી. તેમાંથી મોટાં માણસને ૨ થી ૪ ગોળી જાયફળ સાથે ઘસીને દહાડામાં બે વખત આપવી અને નાનાં બચ્ચાંને ગોળી ૦॥ થી ૧ આપવી. જાયફળ નહીં મળે તો પાણીમાં ઘસીને પાવી. કોલેરાવાળા દરદીને પણ એ ગોળી આપવાથી ફાયદો થશે.

## ઇલાજ ૫ મો.

હીંગળો તોલા ૦॥ લીંબુના રસમાં ૩ દીવસ સુધી ખલ કરી વાપરવો.
લવંગ ... તોલો ૧, સાકર ... તોલા ૨, મોચરસ ... તોલો ૧, અફીણ તોલો ૧.

પેહેલાં હીંગળાંને ખલ કરેલી ખલમાં અફીણ નાખી સાથે ખલ કરવું ને બરાબર મળી ગયા પછી તેમાં બીજાં બધાં વસાણાં, જે કુટી કપડછંદ કરી રાખ્યાં હોય તે નાખી દેવાં, ને તેમાં ખસખસના પોસનું ઉકાળેલું પાણી નાખી ખલ કરવાં. એ બધી દવા ખલાઇ એક રસ થાય એટલે તેની ચણા જેવડી ગોળી વાળવી, તેમાંથી નાનાં બચ્ચાંને ગોળી ૧ દરરોજ સવારે શાકરનાં પાણી સાથે આપવી અને મોટાં માણસને ગોળી ૩ થી ૪ ખવાડવી, એથી પેટ આવતાં બંધ થશે.

## ઈલાજ ૬ ઠ્ઠો.

મોટી હરડેદલ તોલા ૪ ને કુટી કપડછંદ કરીને તેને મધ સાથે મેળવીને એક વાટકામાં નાખીને ગરમ કરવી ને સારી રીતે પકવવી. પછી તેને ઉતારી, ઠંડી પાડી, એક કાચનાં વાસણમાં ભરી રાખવી અને તેમાંથી આંગળી આંગળી લઇ ચાટવી. ખાધાની પરેહેજી રાખવી.

## ઇલાજ ૭ મો.

એલચી સેકેલી ... ... નંગ ૧૪, ખસખસ ... ... ... તોલો ૧॥.
વરીઆળી સેકેલી ... ... તોલો ૧॥, અનીસું ... ... ... તોલો ૧॥.

એ સર્વેને જુદાં જુદાં ચાળીને ભુકો બનાવી રાખવી, ને પેટ આવે ત્યારે તોલો ૦॥ ખાવી. એથી પેટ આવતાં બંધ થશે.

## ઈલાજ ૮ મો.

હીરા સંચળ ... ... ... તોલો ૦ાા, આદુનો રસ ... ... ... તોલો ૧.

એ બેઉને મેળવીને પાવાથી પેટ આવતાં બંધ થશે. બાદીનાં પેટ આવતાં હોય ત્યારે એથી તુરત ફાયદો થશે.

## ઈલાજ ૯ મો.

પીપરી મુળના ગાંઠ નંગ ૧૦, કાળાં મરીના લવંગ ... નંગ ૩.
બદામ ... ... નંગ ૪, દાણા નંગ ૧૧, એલચી ... નંગ ૫.
સુંઠ ગાંઠીઓ ... નંગ ૧, મરી સફેદના દાણા નંગ ૭, શાકર ચમચો નંગ ૧.

ઉપલાં સઘળાં વસાણાંને ઓખરાં કરીને કાદવના વાસણમાં પાણી શેર ૧ાા માં ઉકાળવાં, ને પાણી બળીને ગલાસ ૧ રહે ત્યારે ઉતારી, ગાળી કહાડી, તે પાણી દહાડામાં બે વખત પીવું, અને એજ મુજબ એ કહાવો દીન ૮ સુધી ઉકાળી પીવો. એથી પેટ આવતાં બંધ થશે.

## ઈલાજ ૧૦ મો.

પોસતે તોલો ૦ાા, સુવા... ... ... તોલો ૦ાા, સુંઠ ... ... ...તોલો ૦ાા.
વાળો તોલો ૦ાા, મરી કાળાં ... તોલો ૦ાા, કડાં છાલ... ...તોલો ૦ાા.
ધાણા તોલો ૦ાા, અતીવીસની કળી તોલો ૦ાા, બીલી... ... ...તોલો ૦ાા.
મોચરસ તોલો ૦ાા, ધાવરીનાં ફુલ તોલો ૦ાા, ખસખસ ... ...તોલો ૦ાા.

એ સઘળાં વસાણાંને ઓખરાં કરી પાણી શેર ૦ાાા માં ઉકાળવાં ને પાણી શેર ૦ા રહે ત્યારે ઉતારી ગાળી કહાડી તેમાંથી દહાડામાં ત્રણ વખત પીવું. બીજે દહાડે એજ કહાવો એટલાજ પાણીમાં ઉકાળી પીવો. એથી પેટ આવતાં તુરત બંધ થશે.

## ઈલાજ ૧૧ મો.

જાવંત્રી તોલો ૧, લવંગ તોલો ૧, એલચીદાણા તોલો ૧, અફીણ તોલો ૦ાા.

એ બધાંને સાથે છુંદી બારીક આટા જેવાં કરવાં ને સીસીમાં ભરી રાખવાં. તેમાંથી જેને દરદ થયું હોય તેને એક વાલ આપવું. જો ત્રણ કલાકમાં પેટ બંધ નહીં થાય તો બીજી વખત આપવું; જો બીજી વખત આપ્યાથી નહીં બંધ થાય તો ત્રીજી વખત આપવું; અને કદાચ એ ત્રણ વખત આપ્યાથી પણ પેટ નહીં જ બંધ થાય તો બીજા ઇલાજ કરવા.

## ઇલાજ ૧૨ મો.

### બચ્ચું વરસ બેથી પાંચનું હોય તેને નિચલી દવા આપવી.

નારીયલના સુકા ગોટાનો ૧ કટકો એક તસુ જેટલો ચોરસ લેવો, ને તેને વચમાંથી કોતરવો ને તેમાં એક ચોખા ભાર અફીણ નાખી, તે કટકાને મોટા સોયામાં અથવા કાંટામાં ઘાલી ઘીની બત્તી ઉપર જ્યાંસુધી અફીણ પીગળે ત્યાંસુધી બાળવો. ને પછી તે ખવડાવવો. જો ખવાય નહી તો છુંદી ગોળ જેવા કરી ચટાડવો.

### બચ્ચું વરસ ૫ થી ૧૦ નું હોય તેને માટે.

નારીયલના સુકા ગોટાનો ૧ કટકો એક તસુ જેટલો ચોરસ લેવે ને તેને વચમાંથી કોતરવો ને તેમાં ૨ ચોખા ભાર અફીણ નાખી તે કટકાને મોટા સોયામાં અથવા કાંટામાં ઘાલી ઘીની બત્તી ઉપર જ્યાંસુધી અફીણ પીગળે ત્યાંસુધી બાળવો, ને પછી તે ખવરાવવો. જો ખવાય નહી તો છુંદી ગોળ જેવો કરી ચટાડવો.

### વરસ ૧૧ થી મોટાં માણસને માટે.

નારીયલના સુકા ગોટાનો ૧ કટકો એક તસુ જેટલો ચોરસ લેવો ને તેને વચમાંથી કોતરવો ને તેમાં ૩ થી ૪ ચોખા ભાર અફીણ નાખી તે કટકાને મોટા સોયામાં અથવા કાંટામાં ઘાલી ઘીની બત્તી ઉપર જ્યાંસુધી અફીણ પીગળે ત્યાંસુધી બાળવો, ને પછી ખવરાવવો. જો ખવાય નહીં તે છુંદી ગોળ જેવો કરી ચટાડવો. એથી પેટ આવતાં બંધ થશે.

## ઇલાજ ૧૩ મો.

કસુંદરા નામનું ઝાડ જે આસરે બે ગજ ઉંચું થાય છે, તેના ઉપર વાંકા સીંગ થાય છે, ને પીળાં ફુલ થાય છે; તેનાં મૂળિયાં ઘસીને શાકર યા ખાંડમાં મેળવીને ૧, ૨ તોલા ભાર પાણીમાં મેળવીને પાવાથી પેટ આવતાં બંધ થઇ જશે.

## ઇલાજ ૧૪ મો.

ઈંદ્રજવ કડવા તોલો ૧, બીલાંનો ગર તોલા ૨, ખસખસના પોસ તોલો ૦॥.
વરીઆળી તોલો ૦॥, દાડમની છાલ તોલો ૧, સાકર... ... તોલા ૪.

ઉપલાં સર્વે વસાણુંને સાફ કરી ખોખરાં કરી શેર ૨ પાણીમાં ઉકા

ળવાં ને પાણી શેર ૧ રહે ત્યારે ઉતારી ગાળી કહાડી સીસીમાં ભરી રાખવું. તેમાંથી દહાડામાં ૩ વખત અકેક વાઇન ગલાસ પીવું. એથી ગરમીનાં, બાદીનાં, મરડાનાં અથવા કોઇબી જાતનાં પેટ આવતાં હશે તે બંધ થશે.

## ઇલાજ ૧૫ મો.

ઈંદ્રિજવ જેને અંગ્રેજીમાં Cooda કરી કહે છે તે વસાણાં વિશે નારણ દાજીની "મેટીરીયા મેડીકામાં" એનેલાઇઝ (પૃથક્કરણ) કરીને બહુ તારીફ લખેલી છે; તે ઇંદ્રિજવને ઠીકરાંમાં સેકી તેના છોલતાં કાઢી નાખી, વાટી, જાડા આટા જેવી ભુકી કરી, તેમાંથી વાલ ૨ ને સુમારે લઇ, સાકરના સીરામાં દહાડામાં ત્રણ વખત ચાટવી; તેથી પેટ બંધ થશે.

## ઇલાજ ૧૬ મો.

સુંઠ ... તોલો ૦ાા, સફેદ મરી તોલો ૦ાા, પીપરી મુળના ગાંઠ તોલો ૦ા.

એ ત્રણે જણસોને ખોખરી કરી, તેમાં પાણી શેર ૧ નાંખી, ખુબ જોશ આપી, શેર ૦ાા રહે ત્યારે ઉતારી, ગાળી કહાડી દીવસમાં ત્રણ વખત તેમાં શાકર નાખી પીવું.

## ઇલાજ ૧૭ મો.

### પેટ, કેરી ઘણી ખાવાથી, આવતાં હોય તેનો ઇલાજ.

પાકી કેરીના ગોટલાંને આતસમાં ભુંજી તેની અંદરની ગોટલી ખાવાથી પેટ આવતાં બંધ થશે.

## ઇલાજ ૧૮ મો.

### પેટ આવતાં હોય, પેટમાં પવન ભરાયો હોય ને તેથી ખાટા ઓડકાર આવતા હોય ને વામીટ થાય તેની પેઠે પેટમાં ડોહોવાય તેનો ઇલાજ.

સુવા તોલો ૧, વરીઆળી તોલો ૧, અનીસું તોલો ૦ાા, એલચી નગ ૧૫ના દાણા.

એ સઘળી ચીજોને ખોખરી કરી, ખખળતું ગરમ પાણી શેર ૦ા (તોલા ૧૦) લઇ, તેમાં નાખવી ને તે વાસણ ઢાંકી મુકવું. પછી એ પાણી ઠંડુ પડે ને ગાળી કહાડી, તેના બે ભાગ કરી, દીવસમાં બે વખત પીવું. બીજે દહાડે નવાં વસાણાં લઇ, તેને ઉપર પ્રમાણે કરી પીવાં; એથી ખાધેલું પાચન થશે, પવન છુટશે ને આરામ થશે.

### ઇલાજ ૧૯ મો.

### પેટ પાતળાં પાણી જેવાં આવતાં હોય તથા સાથે ઉલટી થતી હોય તેનો ઇલાજ.

સુકાં નાળીયેરની જુની કાચલી, સોપારી સેવરધાની જુની.

એ બેઉ ચીજને પાણીમાં બબેઆની ભાર ઘસી, તેનો ઘસારો એક કલાઇ કરેલી વાડકીમાં લેવો. પછી ધાણા તોલા ૦॥ ને ખોખરા કરી, તેને પાણી શેર ૦। માં નાખી, ખુબ ઉકાળવા ને અરધું પાણી બળ્યા પછી ઉતારી ઠંડુ પાડી, તેમાંનું પાણી ગાળી લઇ, તેમાં ઉપલો સોપારી તથા નાળીયેરની કાચલીનો ઘસારો મેળવવો. પછી એક નળીયાંનો કટકો લઇ, તેને આતશમાં લાલચોળ કરી, એ પાણીમાં નાખી, પાણીને છમકાવવું; અને એના બે ભાગ કરી, દીવસમાં બે વખત દરદીને પાવું. એથી પેટ આવતાં તથા ઉલટી થતી બંધ થશે.

### ઈલાજ ૨૦ મો.

### પેટ બદહજમીને લીધે ઉપરા ઉપરી આવતાં હોય તેનો ઇલાજ.

પાકી કેરીમાંથી ગોટલું નીકળે છે, જે રાંધીને ખાવામાં પણ વાપરે છે, તે રાંધેલા ગોટલાની અંદરની ગોટલી કહાડી, તેને બેચાર દીવસ સુકવવી. પછી તેને કાદવના ઠીકરાં ઉપર સેકી ખાવી; જેથી પેટ આવતાં બંધ થશે.

અથવા એ રાંધેલાં ગોટલાંને આતશના ભેભનમાં ભુંજી તેમાંથી ગોટલી કાઢી ખાવાથી પણ ફાયદો થશે.

---

# પેટ લાવવાના ઈલાજ.

### જે કોઇને પેટ કબજ થઇ ગયું હોય ને ખોલાસેથી આવતું ન હોય ને પેટમાં દુખાવો થયો હોય તેવા ધણીનાં પેટ લાવવાના ઇલાજ.

### ઇલાજ ૧ લો.

પીળાં હરડાંનું દળ એટલે છાલ તોલો ૧, ગુલાબનાં ફુલ ... ...તોલો ૧॥.
ઇસપગુલ છોલતાં સાથે ...તોલો ૦॥, ગારીકુંન ... ... ...તોલો ૦।.
નારંગીની છાલ ... ...તોલો ૦।.

એ સર્વે વસાણાંને ા શેર પાણીમાં ઉકાળવાં ને પાણી નવટાંક રહે ત્યારે ઉતારી ગાળી કાઢી તેના બે ભાગ કરવા; અને તેમાંનો ભાગ ૧ સવારે સાકર નાંખી પીવો, તથા બીજો ભાગ સાંજે પીવો. એજ કાવો બીજે દહાડે વાપરવો. એમ તબીયત સારી થતાં સુધી ચાલુ રાખવો.

## ઈલાજ ૨ જો.

ઘી આમળાં (જેનો મુરબ્બો થાય છે), તેનાં ઝાડની છાલને સુકવી બારીક ભુકી કરી, સીસીમાં ભરી રાખવી. જેણે શક્તિ લાવવી હોય અથવા પેટ લાવવું હોય, તેણે તોલો ા થી ાા લઇ, એક ચમચા દુધમાં મેળવી પી જવું. બચ્ચાંને ફક્ત તોલો ા આપવું.

## ઈલાજ ૩ જો.

જુલાબની કાળી દરાખ રતલ ાા ઠળીઆ કાઢી નાખીને પીસાવવી, ને તેને અર્ધા રતલ ગુલાબમાં ભીંજવીને ૧૦ કે ૧૨ કલાક કાચના વાસણમાં ભરી રાખવી, પછી તેને, હાથે ચોળીને ધીમી આંચે ચુલા ઉપર ઉકાળવી. અરધો ગુલાબ બળી જાય એટલે હેઠે ઉતારીને કપડામાં જોરથી નીચોવી કાઢી કુંચો રદ કરવો ને રસને પાછો ચુલા ઉપર મુકી જાડું સરબત બનાવવું, અને તેમાંથી એક ચમચી દરરોજ પીધાથી પેટ આવશે.

## ઈલાજ ૪ થો.

મોટી હરડે જે વજનમાં તોલા ૧ાા થી ૨ જેટલી હોય, તેને પથ્થર ઉપર ઘસી, તોલો ા થી ાા લેવી, ને તેમાં મધ તોલો ૧ મેળવી પીવું. તેથી પેટ સાફ આવશે.

## ઈલાજ ૫ મો.

વરીઆળીને સારી પેઠે સુકવવી ને પછી જાડાં ખાદીનાં ધોયલાં કપડાંમાં નાખી, તેને હાથથી ચોળવી ને તેનાં છોલતાં કાઢી નાખવાં. પછી તેને ખાંડણીમાં નાખી છુંદી આટો કરવો, અને ઘી તાવી તેમાં એ વરીઆળીનો આટો નાખીને સાથે મેળવવો ને લાલ રંગનો થયા પછી હેઠે ઊતારી ઠંડો પાડી તેને તેટલાજ વજનના સાકરના શીરામાં મેળવી લેવો. એ દવા કાચનાં વાસણમાં ભરી રાખવી ને રોજ સવાર સાંજ તોલો ાા થી ૧ સુધી ખાઇ ઉપર દુધ શેર ા પીવું.

નાનાં બચ્ચાંને બેઆની ભારથી પા (ા) તોલા સુધી ખવરાવવું ને ઉપરથી દુધ પાવું.

## ઈલાજ ૬ ઠ્ઠો.

### જેનો પેટનો કોઠો કબજ હોય ને ધારા પ્રમાણે પેટ આવતુ નહીં હોય તેને પેટ લાવવાનો ઈલાજ.

ગોલાબનાં સુકાં ફુલની કળી નંગ ૫ થી ૭ તેની ઉપરના ડીચાં સાથે બાફેલા ચાવલમાં કલાક ૦। સુધી ખોસી રાખવી ને પછી બહાર કાઢી તેની ઉપરના ડીચાં કાઢી નાખી માવો કરવો, ને તેમાં છુંદેલી સાકર અરધી ચમચી મેળવીને સવારના ખાવી; એથી પેટ આવી કોઠો નરમ થશે.

## ઈલાજ ૭ મો.

હીમજી હરડે નંગ ૧૧ ને ભાંજી કટકા કરી ગરમ પાણી ગલાસ ૧ (તોલા ૬) માં રાતના સુતી વખતે ભીંજવી ઢાંકી રાખી ને સવારના તેની ઉપરનું નીતરૂં પાણી કહાડી લઇ તેમાં સાકર તોલો ૦। છુંદેલી ભેળી પીવું.

## ઈલાજ ૮ મો.

### પેટ બચ્ચાંને તથા મોટી ઊમ્મરનાં માણસને કબજ રહેતુ હોય તેમનાં પેટ લાવવાનો ઈલાજ.

બસરઇ બદામ તોલો ૦। થી ૦॥ લઇ ગરમ પાણીમાં ભીંજવી છોલતાં કાઢી નાખવાં. પછી તેને પીસી આટા જેવી કરી, અંદર છુંદેલી બારીક સાકર તેટલાજ વજનની મેળવી, તેમાં માખણ તોલો ૧ ભેળી, એકરસ કરવું, ને તેના બે ભાગ કરી, દીવસમાં બે વખત ખાવું.

જો એથી પેટ સાફ નહીં આવે તો હીમજી હરડે બેઆની ભારને છુંદી, ઝીણો આટો બનાવી, ઉપલા સાથે મેળવી ખાવું. તેથી પેટનો માંદો નરમ થશે ને પેટ આવશે.

## ઈલાજ ૯ મો.

### ગોળીમાં આંતરડું ઉતરે છે (જેને અંગ્રેજીમાં 'હરનીઆ' તથા ગુજરાતીમાં અંતરગળ કહે છે તે) તેને લીધે પેટ કબજ રહે છે તે લાવવા નીચે લખેલાં વસાણુંનો પાક બનાવી દહાડામાં ૧–૨ વખત તોલો (૧) એક ખાશે તો સાધારણ પેટ આવશે, તેમજ એ પાક જયારેબી પેટ કબજ રહેતું હોય ત્યારે ૧ થી ૨ તોલા ખાશે તો પેટ બરાબર આવશે.

દીવેલીનું મગજ એટલે... ... (બાલછર)... ... ... તોલો ૧.

| | | | |
|---|---|---|---|
| એરંડીનાં બીજ ... ... | તોલા ૪૦, | તમાલપત્ર ... ... | તોલો ૧. |
| સાકર ચુનચુનની ... ... | તોલા ૪૦, | પીપરી મુલ ... ... | તોલો ૧. |
| અસારીઓ ... ... ... ... | તોલા ૫, | ઉજળાં મરી... ... | તોલો ૧. |
| હસન ... ... ... ... ... | તોલા ૫, | એલચી દાણા ... | તોલા ૩. |
| નાગ કેસર ... ... ... ... | તોલા ૫, | જાયફળ ... ... ... | તોલો ૧. |
| કેસર ... ... ... ... ... | તોલો ૦ાા, | જાવંતરી ... ... ... | તોલો ૧. |
| સુરીજન ... ... ... ... | તોલો ૧, | માખણ શેર ૦ાા નું ઘી | |
| દુધ ગાયનું ... ... ... ... | શેર ૨, | બનાવી વાપરવું. | |

પ્રથમ દીવેલીનાં મગજને પીસી, માવો કરી, દુધમાં ચેડવી તેનો માવો બનાવવો. પછી સાકર તોલા ૪૦ નો પાણીમાં સીરો કરી, તેને ઉપલા માવામાં મેળવવો. માખણનું ઘી કરી, તેની સાથે ઉપલા સીરામાં મેળવેલો માવો મેળવી ચેડવવો ને લાલ કરવો. પછી બાકી રહેલાં વસાણાં (અસાળીઓ, હસન, નાગકેસર, સુરીજન, બાલછર, તમાલપત્ર. પીપરી મુલ, ઊજળાં મરી, એલચી દાણા, જાયફળ, જાવંત્રી) ને છુંદી મેળવી ઉપલાં ચેડવેલાં વસાણાં ચુલા ઉપરથી ઉતાર્યા પછી તરત જ મેળવી એકરસ કરવાં ને તે પાક કાચના ચપ્પુમાં ભરી મુકવો. તેમાંથી એક તોલો. રરોજ લઇ, એક વાઇનગલાસ (તોલા ૬) દુધમાં મેળવીને પીવો, ને જો મરજી હોય તો ઉપર અરધું કપ દુધ પીવું. તેથી ખખરીને પેટ આવશે. કદાચ પાક ખાઇ ઉપરથી દુધ પીશે તો પણ હરકત નથી.

# ફીફરાંનો અથવા જેને અપસ્માર પણ કેહ છે તેનો ઈલાજ.



**ફીફરૂં (મૃગી)**-એ રોગ થાય ત્યારે પ્રથમ માણસને કંપારી **(ધ્રુજારી)** આવે છે તથા પરસેવો છુટે છે, ધ્યાન ઠેકાણે રહેતું નથી, દાંત કકડાવે છે, ને જમીન ઉપર પડી જાય છે, અને

**મોઢામાં ફીણ આવી જાય છે. એ રોગ ૧૦-૧૫-૨૦ દિવસે કે મહીને દહાડે થાય છે. પાણી તથા દેવતા એ રોગીની નજરે પડે તો તરત ફીફરૂં ચઢી આવે છે, જેથી દરદીની ઘણી સંભાળ રાખવાની જરૂર છે. એ રોગ ચિંતાથી અને શોકાદિકથી ઉત્પન્ન થાય છે તેના ઇલાજ.**

## ઇલાજ ૧ લો.

સોજો અજમો એક દાબડીમાં ભરવો, અને ઉંટના માથામાં કીડા થાય છે તે કીડો જ્યારે ઉંટ છીંકે છે ત્યારે નાકમાંથી નીકળે છે, તે કીડો લઇને પેલી અજમાવાળી દાબડીમાં મુકવો, ને દાબડી ઢાંકી ઉપર તળે તે દાબડીને ખુબ હલાવવી. એમ કીધાથી તે કીડો દાબડીની અંદર ભસ્મ થઇ જાય ત્યારે પેલા અજમાનો ભુકો કરીને ઉપર જણાવેલાં સરખાં ચિહ્નવાળા દરદીને ચપટી ભરીને સુંઘાડવા, એથી ફીફરૂં મટશે.

## ઇલાજ ૨ જો.

લસણની કળી... તોલો ૦।, ગળી... તોલો ૦॥, વરીઆળી... તોલો ૦॥.
ટંકણખાર ... તોલો ૦॥, ગોરૂચંદન તોલો ૦।.

એ સર્વે વસાણાંને કુટીને ગાયનાં તાજાં મૂત્ર સાથે ખલ કરવાં અને પછી દરદીને દહાડામાં બે ત્રણ વખત એ દવા સુંઘાડવી, એથી મગજનો કીડો ટળશે.

## ઇલાજ ૩ જો.

મોટા કોળ અથવા ઉંદર લઇ તેના સફરામાં કાવલી વજનું છોડું ઘાલવુ. પછી કોળને એક કાદવના વાસણમાં નાખો, તેમાં મટોડું ભરીને તેનું મોઢું બાંધી જમીનમાં એક ગજ ઉંડો ખાડો ખોદી દાટવું. ત્રણ માસ પછી તે વાસણ કાઢી, તેમાંથી પેલું વજનું છોડું કાઢી લેવું, ને જ્યારે ફીફરૂં આવે ત્યારે તેને પાણીમાં ઘસી બે ત્રણ ટીપાં નાકમાં નાખવાં, તેથી કીડો મરી જશે, અને ફીફરૂં મટી જશે.

## ઇલાજ ૪ થો.

અકલગરો તોલા ... ૫, વજ તોલા ... ૫.

એ બંને વસાણાંને કુટી કપડછંદ કરી તેની ભુકી એક સીસીમાં ભરી

મુકવી; પછી તેમાંથી વાલ ૧૦ લઇ, મધ સાથે મેળવી, દહાડામાં ૩ વખત ચાટવી. એ પ્રમાણે દીન ૨૧ એ દવા લીધાથી ફાયદો થશે.

ખોરાકમાં દુધ ને ભાત ખાવું.

## ઈલાજ ૫ મો.

નાગરમોથ કુટી, કપડછંદ કરીને તેની ભુકી એક સીસીમાં ભરી મૂકવી. તેમાંથી વાલ ૫ ને આસરે લઇ, એક ગલાસ ભરી, ગાયના દુધમાં નાખી. એકેક ગલાસ દહાડામાં ત્રણ વખત પીવું. એ પ્રમાણે માસ ૧ સુધી પીએ તો ફાયદો કરશે.

તેલ, મરચું, ખટાશ ખાવો નહીં.

## ઈલાજ ૬ ઠો.

સફેદ કાંદાનો રસ કહાડીને નાકમાં બે ત્રણ ટીપાં મુકવાં. એ પ્રમાણે થોડા દહાડા ચાલુ રાખવું.

## ઇલાજ ૭ મો.

અડાયાં છાણાંની રાખ તોલા ૫ લઇ, તેને કપડછંદ કરીને તેને તોલા ૫ જેટલાં આકડાનાં દુધમાં દીન ૩ સુધી ભીજવી રાખવી, પછી સુકવી દરદીને સુંઘાડયા કરવી.

## ઇલાજ ૮ મો.

બાવળનાં ઝાડ ઉપર જે ફુલ થાય છે, તે ફુલ તોલા ૫ લઇને તેને ગાયના ઘીમાં તળી તેની ખાખ કરવી; ને તે મધ્યેથી તોલો ૦। લઇને તેની મધમાં યા ગોળમાં એક ગોળી કરી, દીવસ ૭ સુધી દરરોજ એક એક આપવી.

## ઈલાજ ૯ મો.

ઉભી રીંગણીનાં ફુલનો તથા ફળનો રસ કહાડવો ને તેમાં ધોયેલાં કપડાંનો કટકો ૨૧ વાર ભીંજવી દરેક વખત તડકે સુકવવો. પછી તે કટકાને ખાંડના પાણીમાં ભીજવી, નીચોવીને નાકમાં તે કટકાનો નાશ અવારનવાર લેવાથી ફીફરૂં આવતું બંધ થશે.

# બલગમી ખાંસીના ઈલાજ.

**એ રોગ ખટાસ તથા નબળું તેલ ખાધાથી તથા બીડી વધારે પીધાથી પણ થાય છે.**

## ઇલાજ ૧ લો.

જેઠીમધ ... તોલા ૪, બાવળનો સફેદ ગુંદર તોલા ૪, કેસર તોલો ાા.
સાકર ચીનાઇ તોલા ૪, કડીઓ ગુંદર ... તોલા ૪, કાળાં મરી તોલો ાા.
ઘઉંનું દુધ ... ... તોલા ૨.

એ સઘળી જણસોને છુંદી, વસ્ત્રગાળ કરી, ચોળાઇની ભાજીનો રસ કાઢી, તેમાં એની ગોળી ચીની બોર જેવડી વાળવી ને દરરોજ સવાર, બપોર તથા રાતે, ત્રણ ત્રણ ગોળી ચુંસવી. એથી ખાંસી નરમ પડશે.

એ ગોળી સાજું માણસ રાતના ખાણું ખાધા પછી એક બે ચુંસે તો ખાધેલું પાચન કરી છાતી તથા ફેફસાંને ઘણો ફાયદો કરે છે.

બલગમી ખાંસીવાળાએ લાંબા દિવસ એ ગોળી ખાધાથી ઘણો જ ફાયદો થશે.

**ખોરાક**—ઘઉંની રોટલી, મશાલેદાર સેરવો અને સુકા ખોરાક ખાવો

---

# બરોલનો ઈલાજ.

**એ દરદ માણસને નબળાઇમાંથી ઉત્પન્ન થાય છે ને તે ધીમે ધીમે વધી વધીને આખા પેટમાં પથરાય છે તેથી પેટ કઠણ પથરા જેવું થઇ જાય છે. એ દરદ માલમ પડે કે એનો તુરત ઇલાજ કરવાની જરૂર છે.**

## ઈલાજ ૧ લો.

કારેલાં શેર ાા ને બારીક કાપી, તેમાં મીઠું (નીમક) તોલો ાા નાખી, હાથે ચોળી, નીચોવીને તેનો રસ કહાડવો ને તે દરદીને પાવો અને તેજ કારેલાં ઘીમાં વઘારી શાક કરી ખાવાં. એ મુજબ દીન ૧૫ એ ઇલાજ કરવાથી બરોલ બેસી જશે. દુધ તથા ઘીનો અને શકતીનો બીજો ખોરાક પાચન થાય, તે પ્રમાણે ખાવો ચાલુ રાખવો.

# ભુખ ઉત્પન્ન કરવા તથા ખાધેલું પાચન કરવાના ઈલાજ.

જે કોઇને ભુખ નહીં લાગતી હોય, છાતી ઉપર દાહ બળતી હોય તથા ખાટા ઓડકાર આવતા હોય તેના ઈલાજ.

## ઈલાજ ૧ લો.

કાગદી લીંબુ ૧ લઇ, તેની બે ચીર કરી, વચમાંનો બરડો કાઢી નાખવો. પછી ગાયનું અથવા ભેંસનું દુધ શેર ાા લેવું ને તેને ચુલા ઉપર મુકી ગરમ કરવું. એક બે જોસ આવ્યા પછી તેમાં ઉપલા લીંબુની ચીર ૨ નીચોવવી; ને થોડીવાર ઈંગાર ઉપર દુધ રહેવા દેવું. એથી છુંછો હેઠે બેસી નીતરૂં પાણી ઉપર રહેશે. તે પછી હેઠે ઉતારી નીતરૂં પાણી ગાળી લેવું; અને તેમાંથી એકેક વાઇન ગલાસ દહાડામાં ત્રણ વખત પીવું. જોઇએ તો સાકર નાખવી. એથી ખાધેલું પચી ભુખ લાગશે.

## ઈલાજ ૨ જો.

| | | |
|---|---|---|
| સુંઠ ......... તોલો ૧, | અજમા... ...તોલો ૧, | મરી કાળાં...તોલો ૧. |
| પીપરી મુળના ગાંઠ ,, ૧, | હીંગ...... ...તોલો ૦।, | સીંધવ......તોલો ૧. |
| સંચળ ...... તોલો ૧, | પીપર ... ...તોલો ૧, | અજમોદ ...તોલો ૦।।. |

એ પ્રથમ હીંગને આતસ ઉપર ફુલવીને છુંદી બારીક કરવી. સંચળને એક માટીનાં વાસણમાં થોડા અંગાર ઉપર મુકી તપાવવો, તેથી તે ગાંગડો ફાટીને છુટો થઇ જશે. એટલે વીણી લઇ, તેને પણ છુંદી કાઢવો. પછી ઉપલાં બધાં વસાણાંને કુટી, કપડછંદ કરી, તે સાથે હીંગ તથા સંચળનો ભુકો મેળવી, ખલ કરવાં ને તેમાં લીંબુનો રસ નાખતાં જવું ને ખલ કરતાં જવું. એકવાર નાખ્યા પછી રસ સુકાઇ જાય કે બીજી વખત રસ નાખી ખલ કરવાં. બીજી વખત રસ સુકાયાથી ત્રીજી વખત રસ નાખી ખલવાં. એમ ત્રણ વખત ખલાયા પછી તે ચુરણ એક કાચના બુચની સીસીમાં ભરી રાખવું ને તેમાંથી દરરોજ સવારે તોલો ૦। થી તોલો ૧ સુધી માણસના કદ પ્રમાણે ફાકી, ઉપર ઠંડા પાણીના બે ચાર ગોટ પીવા. એથી પવન છોડવશે, ભુખ લાગશે ને ખાધેલું પાચન થશે.

### ઈલાજ ૩ જો.

(ખાધેલું પાચન થવાના ઈલાજ)

ત્રીફલાં... તોલા ૩ાા, સુંઠ ...... તોલો ૧ા, મરી... ... તોલો ૧ા.
પીપર ... તોલો ૧ા, પીપરીમુળ તોલો ૧ા, કાળુંજીરૂં ... તોલો ૧ા.
તજ ... તોલો ૧ા, નાગકેસર તોલો ૧ા, એલચીદાણા તોલો ૧ા.
વડંગ ... તોલો ૧ા, આમલવેત તોલા ૨ા, હીંગ... ... તોલો ૦ાા.
સંચળ... તોલો ૧ા, સીંધવ... તોલો ૧ા, જવખાર ... તોલો ૦ાા.
કાચલવણ તોલો ૦ાા, સાજી ... તોલો ૦ાા, અજમો ... તોલો ૧ા.
સુવા... ......... ... ... ... ... ... ... ... ... ... તોલો ૧ા.

એ સર્વેનો ભુકો કરી લીંબુ તથા બીજોરાંના રસમાં એક દીવસ ખલ કરી, એક કાચના વાસણમાં એ ચુરણ ભરી રાખવું ને દરરોજ સવારમાં તોલે ૦ા તથા સાંજે તોલો ૦ા ખાવું ને ઉપર પાણી પીવું. એથી ખાધેલું પાચન થશે

# મગજ ઠેકાણે નહીં રહે તેના ઈલાજ.

**એ દરદ થવાનું કારણ–ઠંડી વસ્તુ વધારે ખાવાથી તથા પાચન થયા સીવાય ફરીથી ખાધાથી થાય છે.**

એને ઘેલાપણું અથવા ઉન્માદ વાયુ પણ કહે છે. જે માણસનું માથું ફરી જતું હોય, ચિત્ત ઠેકાણે રહેતું નહીં હોય, તરેહવાર બોલે, કદી હસે અને કદી રડે તથા હાથ મોંથી ચાળા કરે છે, તેના ઈલાજ.

### ઈલાજ ૧ લો.

ત્રીકટુ તોલા ૨, હીંગ...... તોલા ૨, સીંધાલુણ તોલા ૨, વજ......તોલા ૨.
કડુ તોલા ૨, સીરસનાં બી તોલા ૨, કરંજ બી તોલા ૨, ધોળી રાઈ તોલા ૨.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને તેને ગાયનાં તાજાં મુત્રમાં નાખીને ખુબ ખલ કરવાં; અને તેની મોટાં બોર જેવડી ગોળીઓ વાળવી, અને તે ગોળીઓને ફકત હવામાં સુકવવી. તે સુકાયા પછી એક સીસીમાં ભરી મુકવી; તેમાંથી એક ગોળી લઈને ઠંડા પાણીમાં ઘસીને ઉપલાં

દરદવાળાં માણસની આંખમાં આંજવી. એમ થોડા દહાડા આંજ્યાથી ઘેલા-પણું થયું હોય તે, તથા ચોથીઓ તાવ પણ નરમ પડશે.

### ઈલાજ ૨ જો.

બ્રાહ્મીનાં પાંદડાંનો રસ તોલા ૩ થી ૫ કાઢી તેને ઘી શેર ૩ માં મેળવી તે ઘી તાપ ઉપર ઉનું કરવા મુકવું, અને રસ બળી જાય ત્યાંસુધી ઉપર રહેવા દઇ પછી ઉતારી લેવું. તેથી તે ઘી લીલા રંગનું થશે. તે ઘી દરદીને દરરોજના ખાવાના ખોરાકમાં ખવરાવવું; એથી મગજ ઠેકાણે આવશે.

### ઈલાજ ૩ જો.

ત્રીકટુ (સુંઠ—મરી—પીપર.) તોલા ૨, હીંગ તોલા ૨, સીંધાલુણ તોલા ૨.
વજ ... ... તોલા ૨, કડુ તોલા ૨, સીરસનાં બી તોલા ૨.
કરંજ બી ... .. તોલા ૨, ધોળી રાય તોલા ૨.

એ સર્વે વસાણાંને કુટી, કપડછંદ કરી, તેને ગાયનાં તાજાં મુત્રમાં નાખી, ખુબ ખલ કરવાં, અને તેની ગોળીઓ વાળવી. તે ગોળીઓને હવામાં સુકવવી ને એક સીસીમાં ભરી મુકવી. પછી તેમાંની ગોળી પાણી સાથે ઘસી ઉપલાં દરદવાળાંની આંખમાં અવારનવાર આંજવાથી સારૂં થશે.

---

## મરચાં ખાવાની રીત.

**કેટલાકોને મરચાં ગામઠી, વેલાતી અથવા લીલાં લવેંગીયાં તથા સુકાં ખાવાનો શોખ હોય છે, પણ તેથી અવગુણ થાય છે, ને મરડો, ગરમી, અતિસાર તથા ક્ષય વિગેરેના રોગ થાય છે, તેથી તે એમના એમ કાચાં ખાવાને અથવા શાક ભાજીમાં વાપરવાને બદલે જો નીચે લખ્યા પ્રમાણે વાપરશે તો અવગુણ થશે નહીં.**

મરચાં જેટલાં વાપરવાં હોય તેનાથી દોઢાં બમણાં લેવાં, ને તેની છરીએ ઝીણી ઝીણી કાતરી કરી અથવા છુંદી છાલ સાથે ખખળતાં ગરમ પાણીમાં ડુબે તેમ અંદર નાંખી, થોડે થોડે વારે લાકડીએ અગર ચમચાએ હીલવવાં, ને ઉપર રકાબી ઢાંકી, પાણી ઠંડું પડે ત્યાંસુધી રાખવાં. પછી

સારે સોજો કપડાનો કટકો લઇ બીજા સારા વાસણ ઉપર બાંધીને તે મરચાંનું પાણી ગાળી કાઢી, સીસીમાં ભરી રાખવું, ને શાક ભાજીમાં વાપરવુ હોય ત્યારે તેમાં જેટલો તીખાસ જોઇએ તેટલું મરચાનું પાણી જ વાપરવું, કે જેથી ખાનારને અવગુણ કરશે નહીં.

---

# મસ્તક પવનથી ફરી ગયું હોય, દીવાનો થયો હોય અને તરેહવાર બકારો કરે તેના ઈલાજ.

## ઈલાજ ૧ લો.

નગોડનો રસ તોલા ... ... ૨, મરીનો ભુંકો તોલો ... ... ૧.
મેથીનો ભુંકો તોલો ... ... ૧, હીંગ ચોખી વાલ ... ... ૫.

એ સર્વેને ઉપલા નગોડના રસમાં સારી પેઠે ખલવાં. તે અંજન જેવું થાય એટલે એક કાચના વાસણમાં ભરી રાખવું અને તેમાંથી આંગળી ઉપર લઇને ઘેલા માણસની આંખમાં દીન ૭ સુધી આંજવું, અને તેની સાથે બીજા કોઇ માણસને વાત કરવા, યા બેસવા દેવું નહીં. એકાંત જગામાં તે માણસને રાખવું અને ત્યાં ગડબડ બીલકુલ થવા દેવી નહીં. એથી તેનું ધ્યાન ઠેકાણે આવશે.

## ઈલાજ ૨ જો.

અજમો તોલા ... ૪, અકલગરો ... તોલો ૧, તજ... ... તોલો ૧.
લવંગ તોલો ... ૦॥, સુંઠ ... .... તોલો ૧, જાવંત્રી ... તોલો ૦॥.
ખડેબ્રમી તોલા ... ૪, ખોરાસાની વજ તોલો ૧. પીપરીમુળ તોલો ૧.

એ સર્વે વસાણાંને છુંદી કપડછંદ કરીને ખલમાં નાંખીને મધ સાથે મેળવી ચણા જેવડી ગોળી વાળવી. તેમાંથી ગોળી ૨ આદુના રસમાં મેળવીને સવાર સાંજ બે વખત ખાવી.

# મરડો થઇ લોહી સીમત પડતું હોય તેના ઈલાજ.

કારણ—કાચું અનાજ ખાવાથી તથા અજીરણ ઉપર ખાવાથી, તેમજ ગરમ ચીજો ખાવાથી એ રોગ થાય છે, ત્યારે પેટમાં મરડાઇ મરડાઇને ઝાડા બે ટીપાં આમ તથા લોહીના આવે છે, પેટમાં દુઃખે છે, શરીર નાકઉવત થાય છે, અને વધારે પેટ આવવાથી સફરામાંથી આમણ બહાર નીકળે છે.

## ઈલાજ ૧ લો.

મદનમસ્ત, કાબુલી દાડમની છાલ.

એ બેઉ જણસોને સરખે વજને લઇ તેને છુંદી બારીક આટા જેવી કરી, કપડછંદ કરી કાચના બુચની સીસીમાં ભરી રાખવી. ને જ્યારે વાપરવી હોય ત્યારે નિચે પ્રમાણે વાપરવીઃ—

બચ્ચાં વરસ ૫ થી ૭ ની ઉમરનાંને માટે ઉપલી ભુકીમાંથી તોલા ૨ાા લઇ, ગામઠી ચોખાને પાણીમાં ભીજવી રાખી કલાક ૧ સુધી રહેવા દેવા, પછી તે પાણી ગાળી કહાડી તેમાંથી પાણી ૧ તોલો લઇ સાથે મેળવી પાવું.

મોટાં માણસને ઉપર મુજબ ચોખાનું પાણી કરી તેમાંથી પાણી ૧ાા તોલો લઇ પાંચ તોલા ભુકી સાથે મેળવી પાવું.

## ઈલાજ ૨ જો.

વરીઆળી તોલો ાા, સુંઠ તોલો ાા, જાવંત્રી વાલ ૧, સાકર તોલો ાાા.

એ સઘળી જણસો સાફ કરી, ખોખરી કરી, ાાા શેર પાણીમાં ઉકાળવી, અને ા શેર પાણી રહે ત્યારે હેઠળ ઉતારી, ઠંડુ પાડી, કપડાંએ ગાળી કાઢી તેના બે ભાગ કરવા, ને સવાર સાંજ પાવું.

ખોરાક—સાબુ ચોખા અથવા ગામઠી ચોખાની કાંજી બનાવી તેમાં શાકર ભેળીને દરદીને પાવી. ઘઉંના ખોરાક મુદલ આપવો નહીં.

## ઇલાજ ૩ જો.

ફુદનો, બાદીઆન, સંગજીરૂં, જરસક, ખાટાં દાડમના દાણા, કરડેસોમાંક ૦॥ તોલો.

એ સઘળી જણસ તોલા ૧॥ ને વજને લઇ, ખોખરી કરી, ૧॥ શેર પાણીમાં ઉકાળવી, ને તેમાંથી ૧ શેર બાળવું ને અરધો શેર પાણી રહે ત્યારે તેમાં બે તોલા ચીનાઇ સાકર ભેળીને એના બે ભાગ કરવા, ને દહાડામાં બે વખત એટલે સવારે તથા સાંજે એકેકો ભાગ પીવો. જરૂર પડે તે વેળા ફરી એ પ્રમાણે બનાવી પીવું.

## ઇલાજ ૪ થો.

તોખમેબાલંગાં, તોખમે રેહાન, તોખમેબારતંગ, ઇસપોગલનાં બીઆં.

એ સઘળી જણસોને એક સરખે વજને લેવી ને તેને સાફસુફ કરીને બધી સાથે મેળવવી, પણ છુંદવી નહીં ને એ મેળવણીમાંથી ૦। તોલો ખાવી. ઉપરથી ઠંડુ પાણી પીવું. એ રીતે દહાડામાં દર વખત સવાર સાંજ ફાકવી.

## ઇલાજ ૫ મો.

નાળીયેરના સુકા ગોટાનો ૧ તસુ જેટલો ચોરસ એક કટકો લેવો ને તેને વચમાંથી કોતરવો, ને તેમાં ૧ ચોખાભાર અફીણ નાખીને એ નાળીયેરના કટકાને સીવવાના એક સોયામાં પોઇને અથવા તેમાં ખોસીને ઘીને દીવો કરવો, ને તે દીવા ઉપર જ્યાં સુધી એ અફીણ પીગળે ત્યાંસુધી બાળવો ને પછી તેને છુંદીને માવા જેવું કરીને ખવાડવું.

બચ્ચું વરસ ૨ થી ૫ નું હોય તેને સારૂ અફીણ ચોખાભાર ૧.
,, ,, ૫ થી ૧૦ ,, ,, ,, ,, ૨.
,, ,, ૧૧ થી મોટાં માણસ વાસ્તે ,, ,, ૩ થી ૪.

## ઇલાજ ૬ ઠ્ઠો.

એલફરનો માવો તોલો ૧, નાગર મોથ ...તોલો ૦॥, ખસખસ તોલો ૦॥.
ધાવરાનાં ફુલ તોલો ૦॥, ખસખસના પોસ તોલો ૦॥, ધાણા... તોલો ૧.
મતલીનો પાલો તોલો ૦॥, ગરોળ ... તોલો ૦॥, ખાટી ભાજી તોલો ૦॥.

ઉપલાં સઘળાંને છુંદી બારીક આટા જેવાં કરી તે સુક્કા કાચના બુચની સીસીમાં ભરી રાખવો. ખપ પડે ત્યારે તેમાંથી ૧ તોલો લેઇને શાકર ચીનાઇ તોલો ૧ સાથે ભેળીને ફાકવો ને ઠંડુ પાણી પીવું.

## ઈલાજ ૭ મો.

ગુલેઅરમાની, ધોયલો ચાક.

એ બેઊ ચીજ એકેક તોલો લેવી અને છુંદી બારીક આટા જેવી કરીને તેમાં શાકર તોલા ૨ મેળવવી, ને ફાકીના જેવું બનાવીને એકેક તોલો ખાવી, ને ઉપરથી ઠંડું પાણી પીવું.

## ઈલાજ ૮ મો.

સીંધવ, સંચળ, હીંગ, વજકાવલી, હરડે.

એ સર્વે ચીજને પાણીમાં બબે વાલને આસરે ઘસી, તે ઘસારાને ગરમ કરી પાવાથી મરડો નરમ પડશે. દીવસમાં બે વખત પાવું.

## ઈલાજ ૯ મો.

### મરડાની ગોળી.

હરડેદલ ... તોલો ૧।, વજકાવલી તોલો ૧।, હીંગ ફુલવેલી તોલો ૦॥- અતીવીસ તોલો ૦॥, સંચળ ... તોલો ૧.

એ સર્વેને કુટી કપડછંદ કરી તેને લીંબુના રસમાં ખલ કરી એની ગોળીઓ ચણા જેવડી વાળવી, ને તે દીવસમાં ત્રણ ચાર વાર એકેક ખાવાથી મરડો તથા દુખીને પેટ આવતાં હશે તે બંધ થશે.

## ઈલાજ ૧૦ મો.

### સર દીનશાજી માણેકજી પીટીટ બેરોનેટવાળી મરડાની ફાકી.

હીમજી હરડે તોલા ૪॥, વરીઆળી તોલા ૪॥, ઇસબગુલનાં બીઆં તોલા ૬॥.

**બનાવવાની રીતઃ—**

હીમજી હરડેને, ઘી, માખણ અથવા એરંડીયું તેલ લગાડીને ચુલા ઉપર ઠીકરાંમાં મુકીને સેકવી. જ્યાંસુધી હરડે ફુલે ત્યાંસુધી તેને સેકીને પછી હેઠળ ઉતારીને તેનો મેદા જેવો બારીક ભુકો કરવો.

વરીઆળીને સાફ કરીને તેને પણ ઠીકરામાં મુકી સેહેજ ભુજી કહાડીને તેનો પણ મેદા જેવો ભુકો કરવો.

ઇસબગુલનાં બીઆંને ચુંટી સાફ કરીને તેને સુપડામાં નાંખવાં. પછી હાથની હથેલી ઉપર સેહેજ પાણી લગાડીને ખુબ ભાર દેઇને તે બીઆં ઉપર હથેલી ઘસડવી, તેથી ઇસબગુલનાં છલાં નીકળી જશે ને તેનો વચમાંનો ગર નીકળશે, તે ગર એટલે આવો લેવો.

ઉપલી ત્રણે વસ્તુને જુદી જુદી બાટલીમાં ભરવી અને જોઇએ ત્યારે દરેક બાટલીમાંથી એક સરખાં વજનની ભુકી લેવી ને તે ત્રણેને સાથે બરાબર મેળવીને તેમાં સાકરની મેદા જેવી ભુકી ૧ અથવા બે ચમચા ભરી નાખવી ને પછી એ ચારે વસ્તુને બરાબર સાથે મેળવી નાખવી.

**ખાવાની રીતઃ—**

મોટી ઉમરનાં માણસને ૨ થી ૩ ચમચા (વચલા) ભરીને, છોકરાંઓને ૨ થી ૩ નાની ચમચી (ટી સ્પુન ફુલ) ભરીને, દરેક ભાગ દહાડામાં બે અથવા ૩ વખત આપવો; ને ઉપરથી ઠંડું પાણી પાવું.

## ઇલાજ ૧૧ મો.

કાળી કંથેરી નામનું ઝાડ જે આંબા જેવું મોટું થાય છે, અને જેની ઉપર બોર જેટલાં ઝેરી ફળ થાય છે ને જેની ઉપર કાંટા થાય છે, તે ઝાડનું મુળ ખોદી કહાડીને તેને સાફ કરી પાણીમાં ઘસીને પછી તે ઘસારામાં સાકરની ભુકી ભેળીને દરદીને તોલા ૨ થી ૩ પાવો. તેથી ફરક પડશે.

## ઇલાજ ૧૨ મો.

જાયફળ તોલો ૧, અફીણ તોલો ૧।, ખોરાસાની અજમો તોલા ૩·

એ સઘળાં વસાણાંને એકવત કુટીને તેને ગોળમાં ખલ કરવાં, ને ગોળી ચીણી બોર જેવડી વાળવી, અને દહાડામાં ૧ ગોળી ખાવા આપવી. ઉપર ચાહા, બટર, બીસકોટ સાથે આપવી, તથા ઘઉંના આટાની કાંજી સાકર નાખીને ગરમ ગરમ પાવી.

## ઇલાજ ૧૩ મો.

માયાં તોલો ૦॥, રાહાલ તોલો ૦॥, બીલી તોલો ૦॥, સુવા તોલો ૧.

એ બધાંને ખાંડીને કપડછંદ કરવાં ને તેને એક સીસીમાં ભરી રાખવાં ને તેમાંથી તોલો ૦। લઇને સાકર તોલા ૦॥ સાથે ફકાડવાં, એમ દહાડામાં બે વખત ફકાડવું. ઉપર ખોરાકમાં ચાવલ ને દહીં ખાવા આપવું.

## ઇલાજ ૧૪ મો.

હરડે ... ... તોલા ૫, હીંગળો ... તોલો ૧, મનસલ ... તોલા ૨.
ટંકણખાર ... તોલા ૨, ગંધક ... તોલા ૨.

હીંગળાને ખલમાં નાખીને બારીક કરવો. પછી તાજાં લીંબુનો રસ અંદર નીચોવવો ને ખલ કરવો. ખલ કીધાથી તે રસ જરા જરા જાડો થવા

આવે એટલે તેમાં બીજો રસ નાખતાં જવું, ને ખલ કરતા જવું. એ પ્રમાણે દીન ૨ સુધી ખલ કરાવવી, પછી દવાનાં કામમાં લેવો. ટંકણખારને એક તવામાં નાખીને તેને ફુલવીને ઉજળો ધાણી જેવો થાય એટલે તેને ખલમાં નાખવો. પછી ગંધકને દુધમાં પકાવીને તેને પણ ખલમાં નાખીને ખલ કરવી, પછી હરડેને દીવેલ તેલમાં તળીને બીજાં સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને તેને તે ખલમાં નાખવાં, અને બરાબર ખલ કરવાં. ખલાઇને સઘળાં વસાણાં એકમેક સાથે મળી ગયા પછી તેને એક સીસીમાં ભરી મુકવાં. પછી તેમાંથી વાલ ૧૦ ને આસરે ચુરણ લઇને દહાડામાં એક વખત લાલ ખાંડ સાથે ફાકવુ, અગર પાણી સાથે મેળવી પાઇ દેવુ.

## ઇલાજ ૧૫ મો.

વરીઆળી, હીમજ, સુંઠ, આમળાં, મરડાસીગ.

એ સર્વે ઓસડાં સરખે ભાગે લઇને તેને ઘીમાં તળીને કુટવાં, અને વસ્ત્રગાળ ચુરણ કરી એક સીસીમાં ભરી મુકવુ. અને તેમાંથી વાલ ૫ લઇ તેમાં ઇંદ્રિજવનું ચુરણ વાલ ૧ નાખી સાકર સાથે મોટાં બચ્ચાંને ખાવા આપવું. નાનાં બચ્ચાંને એથી અડધું વજન લઇ ખવરાવવું.

## ઇલાજ ૧૬ મો.

લીલાં ગામઠી દાડમની છાલ તોલો ૦। લઇ, વાટી, તેના માવો કરવો, સાકર તોલો ॰.

એ એઉને સાથે મેળવી, દીવસમાં એક વખત ફાકવાથી આમ નરમ પડશે.

## ઇલાજ ૧૭ મો.

ઇંદ્રજવ (કુડાના ઝાડનાં બી) તોલા ૧૦ ને ચોખ્ખું ઘી સેજ લાગાડી બરાબર ઘસવાં. પછી તેને કાદવના અથવા લોખંડના તવા ઉપર લાલ થાય ત્યાંસુધી ભુંજવાં; ને પછી કહાડી લઇ, લોખંડની અથવા પથ્થરની ખાંડણીમાં બારીક પીસી આટા જેવાં કરવાં ને એક કાચની સીસીમાં ભરી રાખવાં, ને તેમાંથી ૦॥ તોલો ભુકી, તેટલીજ છુંદેલી સાકર સાથે મેળવી, ફાકવી; અગર પાણીમાં મેળવી પીવી. એ મુજબ દીવસમાં ત્રણ વખત એ દવા ખાવી. એથી ખખડીને પેટ આવશે. એ ફાકી ફાકયા પછી સહેજ દુખા પેટમાંથી પવન છુટે છે ને પવન છુટયા પછી કોઇ વખત પેટમાં સહેજ અમળાઇ દુખી આવે છે; તે વખતે નીચલી ફાકી ખાવી:–

ખસખસ તોલા ૫ ને ઘીનો હાથ લગાડી કાચી ભુંજવી. સુંઠ વાલ ૫ ઘીમાં તળવી.

એ બેઉને છુંદેલી સાકરમાં મેળવી, બે ચમચા ખાવી. એથી આમના જોરથી લોહી જેવાં પેટ આવતાં હશે તે બંધ થશે.

## ઇલાજ ૧૮ મો.

દુધીનાં બીનું તાજું તેલ ચમચો ૧, સાકર છુંદેલી ચમચી ૧.

એ બેઉ જણસોને મેળવી સવારમાં પીવાથી મરડો તુરત નરમ પડશે.

## ઈલાજ ૧૯ મો.

માગુસ્તાનની છાલ ઘસેલી ચમચો ૧, સાકરનો શીરો (ગ્લાસ ૧) તોલા ૬.

એ બંનેને મેળવી એક ગ્લાસ પીવું. તેથી મરડાને જોરે દુખારો થતો હશે તે બંધ થશે ને પેટ પણ બંધ થશે.

## ઈલાજ ૨૦ મો.

ઇસબગુલનાં બીઆં ... ... તોલો ૧, ચીનાઇ સાકર ... ... તોલો ૦ા.

એ બેઉને મેળવીને ૭ સાત કલાક અરધા કપ પાણીમાં ભીજવી રાખી પીવાથી મરડો નરમ પડશે. એ દવા દિવસમાં એક વખત પીવી.

## ઈલાજ ૨૧ મો.

ખસખસ .. તોલો ૦ા, અતીવીસની કળી ...તોલો ૦ા, જાયફળ વાલ ૧,
મરડાસીંગ અધકચરી સેકેલી ... ... ... તોલો ૦ા.

એ બધાં વસાણાંને બારીક છુંદી, બરાબર મેળવી, સીસીમાં ભરી રાખવાં. પછી તેને ત્રણ વાઇન ગલાસ પાણીમાં બરાબર મેળવીને તેમાં નળીયાંની ઠીકરી આતસમાં ખુબ લાલચોળ કરી, નાખવી, ને ઠંડી પડેથી તે ઠીકરી કહાડી લેવી. પછી તે પાણીના ત્રણ ભાગ કરી, દરેક ભાગમાં સાકર તોલો ૦ા નાખી, સવારે, બપોરે, સાંજે પીવાથી મરડો નરમ પડશે. સારૂં થતાં સુધી એ દવા ચાલુ રાખવી.

## ઈલાજ ૨૨ મો.

દાડમ કાબુલી અથવા મસ્કતી અથવા ગામડીની સુકી છાલ ... તોલા ૨૦,
માગુસ્તાનની સુકી છાલ તોલા ... ... ... ... ... ... ... ... ૨૦.

એ બેઉને છુંદી ઓખરાં કરી ૭ બાટલી ગરમ ખળખળતું પાણી એક કલઇ કરેલાં અગર માટીનાં વાસણમાં રેડી તેમાં એ છાલનો ભુંકો ૮

કે ૧૦ કલાક ભીજવી મુકવો, ને તે ઠંડું થયા પછી તેને ચુલા ઉપર મુકી ઉકાળવું, ને અવાર નવાર લાકડીએ હીલવ્યા કરવું. ને એ ભાગ જેટલું પાણી બળી ગયા પછી તે વાસણ હેઠે ઉતારી ઠડું પડતાં સુણી લાકડીએ હીલવ્યા કરવું, ને ત્યારપછી જાજરાં કપડાંથી ગાળી નીચોવી કાઢવું. હવે એ ગાળેલાં પાણીમાં છુંદેલી સાકર રતલ ૨ નાખી પાછું તે વાસણ ચુલા ઉપર મુકી સાકર પીગળાવી ચાસ આવે તેવું સરબત બનાવવું, ને પછી તેને ઠંડું પાડી, બાટલીમાં ભરી રાખવું, ને તેમાંથી બે ચમચા સરબતમાં બે ચમચા પાણી મેળવી દર ૪ કલાકે દરદીને પાવું. જો મરડાનું જોર વધારે હોય ને પેટમાં અમળાતું હોય તો ઇસબગુળ ચમચી ૧ ને પાણી ચમચા ૪ માં ઉકાળી કાંજી કરી તે મધ્યેથી ચમચી એક ઉપલાં સરબત સાથે ભેળી પાવું. એથી મરડા નરમ પડશે.

## ઈલાજ ૨૩ મો.

માગુસ્તાનની સુકી છાલ લઇ, તેને ધોયલા ચોખાનાં પાણીમાં ઘસીને ચમચો ૧ પીવી તથા ચમચો ૧ સાકરનાં સીરામાં મેળવીને પીવી. એથી મરડા નરમ પડશે.

## ઈલાજ ૨૪ મો.

નાળીયરના કુમળા કાકડાનું પાણી તોલા ૬, ખજુરીનો નીરો તોલા ૬.

એ બેઉને ભેળીને સવારમાં પીવાથી પેટમાં ગરમી થઇ હશે ને ગરમીનાં પેટ આવતાં હશે તથા મરડો થયલો હશે તે નરમ પડશે.

## ઈલાજ ૨૫ મો.

ચોખા જીરાસાર, બંગાલી અથવા રંગુનના જે ખાધામાં આવતા હોય તે લઇ, તેને ત્રણ વખત મીઠા પાણીમાં ધોવા ને પછી તેને તડકામાં કપડાપર નાખી સુકવવા. સુકાયા પછી તેને દુધ તથા સાકરમાં બાફી ખાવા. એથી દરદીને ઘણો ફાયદો થશે.

## ઈલાજ ૨૬ મો.

બેલફ્રુટનું સરબત મંગાવી, તેમાંથી એક નાનો ચમચો ભરી, ત્રણ ત્રણ કલાકે પીવું. એથી તુરત ફાયદો થશે.

## ઈલાજ ૨૭ મો.

ખસખસ સફેદ સોજી ખોખરી કરેલી તોલા ૨॥ ને ખખળતાં ગરમ

પાણી તોલા ૨૦ માં ભીજવી તે વાસણ ઢાંકી રાખવું. ને ઠંડું પડ્યા પછી કપડાંથી ગાળી તે ખસખસ નીચોવી જુદી રાખવી. પછી તેને પથ્થરના પાટા ઉપર ખુબ પીસી ફરીથી તેને નીચવી તેમાંનું પાણી કહાડી ગાળેલાં પાણીમાં રેડવું ને કુચો રદ્દ કરવો. હવે એ પાણીમાંથી ત્રણ ત્રણ કલાકે એકેક ગલાસ (તોલા ૫) દીવસમાં ત્રણ વખત સાકર નાખી મેળવી પીવું. આરામ થતાં સુધી દવા ચાલુ રાખવી. એથી ઘણો ફાયદો થશે.

### ઈલાજ ૨૮ મો.

હીમજી હરડે નંગ ૧૧ ને છુંદી ખોખરી કરી રાતના સુતી વખતે એક ગલાસ (તોલા ૬) ગરમ પાણીમાં ભીજવી મુકવી. સવારે તે ઉપરનું નીતરૂં પાણી કહાડી નાખી તેની હેઠેનો થશે લઇ તેમાં સાકર છુંદેલી તોલો ૦। ભેળી તે પીવું. તેથી મરડાંનાં દુઃખાને પેટ આવનાં હશે, ને લોહી સીમત પડતું હશે તે મટી જઇ પેટ બંધ થશે.

### ઈલાજ ૨૯ મો.

સંગજીરાંનો ભુકો ૨ થી ૪ આની ભાર લઇ મલાહીમાં મેળવી ખાધાથી લોહી સીમત પડતું બંધ થશે. નાનાં બચ્ચાંને ઊમ્મરના પ્રમાણમાં આપવું.

---

# માથાનાં દરદ.

**માથું દુઃખે છે ત્યારે કાંઈ સુજતું નથી ને માણસ બેચેન રહે છે, ત્યારે નીચે લખેલા ઈલાજો કરવાથી માથાંનો દુખાવો બંધ થાય છે.**

### ઈલાજ ૧ લો.

સુખડ... ...તોલા ૩, વાળો ... તોલા ૩, વરીઆળી ... તોલા ૩.
એરવોદસ તોલા ૩, ધાણા ... તોલા ૩, રતાંજલી ... તોલા ૩.
એલચી ... તોલા ૩.

એ સઘળાં વસાણાંને વાટીને ઠંડાં પાણી સાથે ખલ કરીને કપાલે ચોપડવું.

## ઇલાજ ૨ જો.

સારૂં સોજાું સુખડ લઇને તેને ઠંડા પાણીમાં અથવા ગોલાબમાં ઘસીને કપાલ ઉપર લગાડવું.

## ઇલાજ ૩ જો.

ઉપલેટ, તજ, જાયફલ.

એ સર્વે વસાણાંને બેવડા દારૂમાં ઘસીને કપાળ ઉપર ચોપડવુ. અગર જો દારૂ નહીં મળે તો ઠંડા પાણીમાં ઘસીને ચોપડવું.

## ઇલાજ ૪ થો.

હરડે, હીમજ.

એ બેઉને સરખે ભાગે લઇને તેને છુંદી ભુકો કરવો ને તેને ખલમાં નાખી એરંડીઆં તેલની સાથે ખુલ ખલ કરવી, પછી તેને તાળવાથી તે કપાળ સુધી ચોપડવી.

**ખોરાક**—દહીંની અંદર સાકર નાખીને રોટલી સાથે ખવાડવું. એ વગર બીજી કાંઇ વાયડી ચીજ ખાવા આપવી નહીં.

## ઇલાજ ૫ મો.

પહાડમુળ, કડુપડવલ, સુંઠ, એરંડમુળ, સરગવાની છાલ, વાવડીંગ, કુલીનજંન.

એ સર્વે વસાણાંને સરખે ભાગે લઇને છુંદી કપડછંદ કરીને ગરમ પાણીમાં ઉકાળીને ચોપડાય તેવું સેહેવાતું સેહેવાતું માથા ઉપર ચોપડવુ. એ પ્રમાણે એ ત્રણ વખત ચોપડયા કરવું.

## ઇલાજ ૬ ઠો.

કુલીનજંનને છુંદીને તેને કપડછંદ કરીને તેનો ભુકો જેમ તપકીર સુંઘીએ છીએ તેમ નાકમાં સુંઘવો. એથી માથામાં ગોદા મારતા નરમ પડશે.

## ઇલાજ ૭ મો.

ચણોઠીનું મુળ ઠંડા પાણીમાં ઘસી તેનો ઘસારો, જે જે બાજુનું માથુ દુખતું હોય અને જે બાજુની આંખ ખેંચાઇને આંખ પણ દુઃખતી હોય તે આંખની બાહારની સઘળી બાજુ ઉપરથી તે નીચે સુધી ચોપડવો. એથી માંથું દુખતું તથા આંખોમાં ચકર આવતાં હોય તથા રતાંધળાપણું હોય એટલાં દરદોને ફાયદો થશે.

## ઈલાજ ૮ મો.

એરંડાનું મુળ, સુંઠ, સરગવાનું મુળ, પડોલ, કુલીનજંન, પહાડમુળ, કુંવાડીઆનાં બી.

એ સર્વે વસાણુંને સરખે ભાગે લઇને ચોખાની કાંજી સાથે વાટીને માથાં ઉપર લેપ કરવો જેથી સર્વે જાતના માથાંના રોગો નરમ પડશે.

## ઈલાજ ૯ મો.

આમળાં શેર ૦। ને કુટી કપડછંદ કરીને તેમાંથી ચુરણ તોલો ૦। લઇ તેમાં તેટલીજ સાકર નાખી, ઘી સાથે મેળવીને દરરોજ સવારમાં ખાવું. જો એ દવા લીધાથી બપોર સુધીમાં માથું દુખતું નહીંજ બંધ થાય તો એજ પ્રમાણે સાંજે પણ ખાવું. એથી માથું દુખતું સારૂં થશે.

## ઈલાજ ૧૦ મો.

બદામ તથા કેશર એ બંનેને ગાયના ઘીમાં ઘસીને નાસ લેવો એથી ફાયદો થશે

## ઈલાજ ૧૧ મો.

બદામને છુંદીને નવટાંકને આસરે લેઇને તેને દુધ શેર ૦।। માં પકાવીને તેની ખીર દરરોજ સવારે ખાવા આપવી; એથી પણ ફાયદો થશે.

## ઈલાજ ૧૨ મો.

બરફી સારી સોજી લાવીને દરરોજ સવારે શેર ૦। થી તે શેર ૦।। સુધી ખાવી. એ પ્રમાણે ત્રણ દીવસ ખાવાથી માથાંનું દરદ શારૂં થશે.

## ઈલાજ ૧૩ મો.

આદું, સુંઠ, તજ, સાકર.

એ સર્વે વસાણુંને સરખે ભાગે લઇને ખોખરાં કરીને તેમાં પાણી શેર ૦।।। નાખીને ઉકાળવાં, ને જ્યારે પાણી શેર ૦।। રહે ત્યારે ઉતારીને દહાડામાં બે ત્રણ વખત પીવા આપવું.

## ઈલાજ ૧૪ મો.

જાયફળ દુધમાં ઘસી જરા ગરમ કરી માથે ચોપડવું, તેથી માથું દુખતું નરમ પડશે.

## ઈલાજ ૧૫ મો.

નગોડનાં પાંદડાં નંગ ૩, હીંગ ચોખ્ખી ચણા ૧ ભાર.

બંને પાણી સાથે વાટીને પોટલી કરીને તેનાં ટીપાં નંગ ૩ અથવ ૫ નાકમાં નાખવાં. એમ દહાડામાં બે ત્રણ વખત નાખવાથી સારૂં થશે

## ઈલાજ ૧૬ મો.

સુખડ ઘસેલાંનો ઘસારો ... તોલો ૦ાા, ખસખસ ... તોલો ૦ાા.
કાઉનાં બીઆં (સાલીતનાં બીઆં) તોલો ૦ાા,

એ ત્રણે જણસોને પીસી ગુલાબમાં મેળવી ઠંડુંજ કપાળે ભરવું.

## ઈલાજ ૧૭ મો.

કેવડાનાં ઝાડનાં મુળીઆંને સુકવી, પાણીમાં ઘસી, કપાળે લગાડવાથી માથાનો દુખાવો નરમ પડશે.

## ઈલાજ ૧૮ મો.

એરંડાનું મુળીયું કાપી, તેનો લાલ રસ નીકળે તે કપાળપર લગાડવો.

## ઈલાજ ૧૯ મો.

જે પેરડી વરસ ૧૦ ઉપરની હોય તેનું મુળીઉં કહાડી પાણીમાં ઘસી સેહેજ ગરમ કરી, માથે ભરવાથી માથું દુખતુ નરમ પડશે.

## ઈલાજ ૨૦ મો.

અગર, તગર, સુખડ, રતાંજલી, બ્રાસકપુર, ગીલેઅરમાની,
કોથમીરનો રસ તોલા ૨.

કોથમીરના રસમાં અગર, તગર, સુખડ અને રતાંજળીને ચાર પાંચ વખત ઘસી લેવું ને તેની અંદર બ્રાસકપુર વાલ ૧ ઘસી મેળવવું, અને ગીલેઅરમાની તોલો ૦ાા મેળવવી. પછી એ બધાં વસાણાંને ગુલાબ ગલાસ ૧ માં મેળવી, એક સીસીમાં ભરવાં, અને તેમાંથી એક કટકો ભીજવી માથા ઉપર મુકયા કરવો, તથા એ સીસી દરદીને સુંઘાડયા કરવી; તેથી માથું દુઃખતું નરમ પડશે.

## ઈલાજ ૨૧ મો.

ચમેલીનું તેલ માથા ઉપર ભરવાથી માથું નરમ પડશે.

## ઈલાજ ૨૨ મો.

મોગરાનું તેલ જે મોગરાનાં ફુલમાંથી બનાવવામાં આવે છે, તે માથા ઉપર લગાડવાથી મગજને તર કરશે, ને માથાનું દરદ દુર થશે.

## ઈલાજ ૨૩ મો.

દીકામરી ઘઉ ૨॥ ભાર. મીઠી અખરોટની બીજ નંગ ૧.

એ બેઉને પીસીને તેની ગોળી વાળવી, ને સવારમાં દાતણ કરી એ ગોળી ઠંડા પાણી સાથે ગળી જવી. એથી પિત્તનાં જોરથી માથું દુ:ખતું હશે તો નરમ પડશે. તેમ જેના પેટમાં કરમ થયાં હશે, તેને પણ ફાયદો કરશે.

## ઈલાજ ૨૪ મો.

અફીણ તોલો ... ૦॥, જાયફળ નંગ ... ૧. કેસર વાલ ... ૫.

પહેલાં જાયફળને બે ચમચા બ્રાંડીમાં પથ્થરના પાટા ઉપર બધું ઘસી લેવું, ને કાચના બુચની સીસીમાં બધું રેડવું. તેમાં અફીણના ઝીણા ઝીણા બારીક કટકા કરીને નાખવા, તથા કેસર નાખવી ને ત્યારપછી અરધી સીસી કોલનવાટર તેમાં રેડવું, ને ખુબ તરેહથી હીલવીને રાખવી. એ પ્રમાણે બે થી ૩ દીવસ સુધી રહેવા દેવું, પણ દરરોજ દહાડામાં ૨ કે ૩ વખત એ સીસી હીલવ્યા કરવી. પછી તેમાં અફીણ ને કેસર બરાબરા મળી ગયલું માલમ પડે, ને ઉપર લખ્યા પ્રમાણે જ્યારે માથું દુ:ખે ત્યારે કપાળ ઉપર લગાડવા લેવું.

એ દવા ઝેરી છે, વાસ્તે સંભાળથી વાપરવી ને હાથ તુરત ધોઇ નાખવો.

## ઈલાજ ૨૫ મો.

**માથું ઘણુંજ દુ:ખતું હોય, ફેર તથા ચકરી આવતી હોય, પેટ કબજ હોય, માથામાં તથા આખા શરીરમાં વાયુ ઘણોજ હોય, પેટમાં વાયુના સબબથી વારેવારે દુ:ખતું હોય તેના ઇલાજ.**

કુલીનજંન...તોલો ૧, મરી સફેદ...તોલો ૧॥, મરી કાળાં...તોલો ૧.
પીપર ......તોલો ૦॥, ખેડ બ્રમી...તોલા ૨, નીસોતર ભુંગળી-
લવંગ ......તોલો ૦॥, પીપરી મુળ તોલો ૧, વાળો......તોલા ૨.
સુંઠ ......તોલો ૧, તજ ... ...તોલો ૧.

નીસોતરની અંદરની લાકડી કહાડીને ફક્ત છાલ કામમાં લેવી.

એ સર્વે વસાણાંને ખોખરાં કુટીને તેના ૨ ભાગ કરવા. એક ભાગને ઠંડા પાણીમાં રાતે ભીજવી રાખવો, ને સવારે તેમાં પાણી શેર ૧ાા નાખીને ઉકાળવો. ઉકાળીને જ્યારે પાણી શેર ૦ાા ને આશરે રહે એટલે ઉતારીને તેના ત્રણ ભાગ કરવા અને દહાડામાં ૩ વખત તે પીવા. એમ દીન ૧૦ સુધી પાવું. એ ઉપલી દવા પીતી વખતે તેમાં સાકર તોલો ૧ નાંખવી. એ ઉકાળેલું પાણી ખપી રહે કે તે વસાણાંમાં બીજું પાણી શેર ૧ા નાખવું, ને તે વસાણાંને હાથે પાણીમાં ચોળી ઉકાળવાં, ને જ્યારે પાણી શેર ૦ા ને આશરે રહે એટલે ઉતારી તેના બે ભાગ કરવા, ને તેને દહાડામાં બે વખત સાકર તોલો ૦ાા નાખી પાવું. પછી પેલાં ભીંજવેલાં વસાણાં નાખી દેવાં, અને બીજો ભાગ જે જુદી રાખેલો હોય તે કામમાં લેવો, અને તેનો પણ ઉપર પ્રમાણે કાહાવો બે દીવસ સુધી કરી કુચાને રદ કરવો, અને પછી નવો લેવો. એમ કરી પીધાથી ઘણોજ ફાયદો થશે.

### ઇલાજ ૨૬ મો.

**માથું લાંબા દહાડાથી દુખતું હોય તેનો ઇલાજ.**

રામ તુલસીના રસમાં મરી કાળાંનો એક દાણો ઘસીને નાકમાં (નાશ) સુંઘવાથી માથું દુખતું નરમ પડશે.

### ઇલાજ ૨૭ મો.

**માણસ આજારી પડવાથી માથું દુઃખતું હોય ને માથે પવન ચહડી લવારો બકારો કરે તેનો ઇલાજ.**

અરીઠા છાલ સાથેના નંગ ૫ થી ૧૦ નું ફીણ કાહાડી તે ફીણ કપાલ તથા માથા ઉપર ભરવાથી નરમ પડશે.

---

# માથું ગરમ થાય તેના ઈલાજ.

**તાવથી, બહુ મહેનત કરવાથી, લોહી ગરમ થઇ માથે ચહડે તેથી, ગરમ ચીજ ખાધા પીધાથી ઘણો દારૂ પીવાથી તથા કજીઓ અથવા ગુસ્સો કીધો હોય તેનાથી એ દરદ પેદા થાય છે તેના ઈલાજ.**

### ઇલાજ ૧ લો.

"સમદર ફળ" (મરાઠી ભાષામાં તથા ગુજરાતીમાં જેને "સનદર ફળ" કહે છે) જે ઝાડ ઉપર થાય છે ને મોટી હરડે જેવું અથવા જાયફળ જેવું અને વજનદાર હોય છે; તેને બકરીના દુધમાં ઘસી જેના માથામાં ગરમી થઇ હોય ને માથું હાથ મુકવાથી ગરમ લાગતું હોય તેને ભરવું એથી ઠંડક થશે.

### ઇલાજ ૨ જો.

દુધ તોલા ... ૭, પાણી તોલા ... ૭.

એ બંનેને ઉકાળી ખુબ ગરમ કરી સાંકડાં મહોડાંની તપેલીમાં નાંખી, એ દરદવાળાને એક મોટી ચાદર માથેથી ઓઢાડી તેમાં એ વાસણ મુકી બાફ આપવો, જેથી પરસેવો પડીને માથું દુઃખતું હોય તે પણ નરમ પડે છે.

### ઇલાજ ૩ જો.

મલીઆગરીનું લાકડું પાણી સાથે ઘસીને માથે ચોપડવું, એથી માથાની ગરમી દુર થશે.

---

## માથામાં ઉંદરી, લુખરસ તથા કીડ ઘણીજ થઈ હોય તેના ઈલાજ.

### ઇલાજ ૧ લો.

આંબાહળદર તોલા ૫, બાપચી તોલા ... ૫, ગંધક તોલા ... ૫.
ધાણા તોલા ... ૫, મનસલ તોલા ... ૫, જંગાલ તોલા ... ૨.
મોરથુથુ તોલા ... ૨, પારો તોલો ... ૧.

એ સઘળાં વસાણાંને છુંદવાં. પછી પારાને ગંધક સાથે વાટી મીઠું તેલ શેર ૧ અથવા ખપે એટલું લઇ તેમાં પકવવાં; પછી બાકીની સઘળી દવા અંદર નાખી તે તૈયાર થયા પછી ચોપડવાથી આરામ થશે.

### ઇલાજ ૨ જો.

મીણ તોલા ... ૩, રાહાળ તોલા ... ૩, ગંધક ... ...તોલા ૩.
હડતાળ તોલા ... ૩, મનસલ તોલા ... ૩, કનેરની જડ તોલા ૩.

કરંજનાં બીજ તોલા ૨, જંગાલ ... ...તોલો ૧, નેપાળો તોલો ... ૧,
સીંદુર તોલો ... ૧,

સર્વે વસાણાંને વાટ્યા પછી ગાયનું ઘી શેર ૦॥। માં ઉપર લખેલું મીણ ઉકાળવું, ને તેમાં વાટેલાં બધાં વસાણાં નાંખી એકરસ કરી તે લગાડવાથી ફાયદો થશે.

### ઈલાજ ૩ જો.

કાચા ચણાને બાળી રાખ કરી તે રાખમાં એરંડીઉ તેલ મેળવીને ચોપડવાથી નરમ પડશે.

### ઈલાજ ૪ થો.

કાળી ગળી તોલા ... ૫, તુવરની દાળ તોલા ... ૧૦.

પહેલાં દાળને ઠીકરામાં બાળવી ને કોયલા જેવી થાય ત્યારે ખલમાં નાંખીને ખુબ ખલ કરવી, ને તેની સાથે ગળીને પણ છુંદી મેળવવી. પછી બંનેને કપડછંદ કરી એક સીસીમાં ભરી રાખવી ને જ્યારે વાપરવી હોય ત્યારે કોપરેલ તેલને એક કાંસાની થાળીમાં રેડી તેમાં એ ભુકી નાંખી કાંસાના કાંસીઆ વડે સઘળું મીક્ષ કરવું ને મીશ્રીત થયા પછી ચોપડવું; તેથી ઊંદરી લુખરસ મટી જશે.

### ઈલાજ ૫ મો.

ઉચાં સુખડને ગુલાબનાં પાણીમાં ઘસીને ચોપડવું. અગર ગુલાબનું પાણી નહીં મળે તો ઠંડા પાણીમાં ઘસીને ચોપડવું. એથી બધી ગરમી નરમ થઇ જશે.

### ઈલાજ ૬ ઠ્ઠો.

ગેરૂ, રતાંજળી, ગુલેઅરમાની.

એ ત્રણે જણસને સરખે ભાગે લઇને ઠંડા પાણીમાં અથવા ગુલાબના પાણીમાં વાટવાં, અને પછી તે દવા માથા ઉપર ચોપડવી. એથી બધી ગરમી કપાઇને ફોલ્લા સુકાઇ જશે.



## મીઠી પીસાબના ઈલાજ.

### ઈલાજ ૧ લો.

તલને સાફસુફ કરી કચરો કાંકરા વગેરે કહાડી નાખીને તેને પાણીમાં

નાંખી પીલવા. તે મધ્યેથી પહેલાં અરધું તેલ બહાર નીકળે તે કહાડી નાંખીને ત્યાર પછી જે પીલેલા તલ રહે તેને કહાડી લેવા અને ગોળનો ચાસ બનાવીને તેમાં એ બધા તલ નાખવા ને તેના નાના નાના લાડવા બનાવવા; અથવા ગોળપાપડી બનાવવી ને દરદીને દરરોજ સવારે ૩ તોલા ખાવા આપવી.

## ઇલાજ ૨ જો.

કાળાં જાંબુના ઠળીયાને સારી પેઠે સુકવવા. સુકાયા પછી તેને લોખંડની ખાંડણીમાં નાંખીને તેનો મેદા જેવો ભુકો બનાવવો, ને કપડાંથી ચાળી એક સીસીમાં ભરી રાખવો ને ખપ પડે ત્યારે દરદીને એ ભુકામાંથી દરરોજ દહાડામાં બે વખત પાંચ પાંચ વાલ (બેઆની ભાર) દર વખતે ફાકવા આપવું, ને ઉપરથી ઠંડું પાણી પીવા ફરમાવવું.

## ઇલાજ ૩ જો.

લાલ એરંડીનાં ઝાડનાં મુળ તોલા ૨, પાણી તોલા ૪૦, ધાણા તોલા ૨.

એરંડીનાં મુળ અને ધાણા એ બેઉને સાફ કરી ખોખરાં કરવાં ને પછી કલઇ કરેલા વાસણમાં નાંખી પાણી રેડીને તે વાસણ ચુલ્હુલા ઉપર મુકવું ને જ્યારે તેમાં ૧ નવટાંક જેટલું પાણી રહે ત્યારે ચુલ્હુલાપરથી હેઠળ ઉતારી ઠંડુ પાડી કપડાંએ ગાળી લઇને તેમાં સેજ સાકર નાંખી અથવા કંઇ પણ મીઠાશ વગર દરરોજ સવારે દરદીને પાવું.

## ઇલાજ ૪ થો.

બકરાંની તલ્લી એક લઇ તેને પાણીથી ધોઇ સાફ કરી તેની ઉપર બે ત્રણ ઠેકાણે છરીથી કાપ પાડીને તેમાં નીમક ભરીને આતસ ઉપર મુકી ભુજવી ને દરદીને એ પ્રમાણે દરરોજ ૧૦-૧૫ દીવસ સુધી ખાવા ફરમાવવી.

## ઇલાજ ૫ મો.

પેદરૂબજાર તોલો ૧, માંજુ ફળ તોલો ૧, કેવડીઓ કાથો તોલો ૧. એલચી દાણા તોલો ૧, વાંસ કપુર તોલો ૧, સુખડનું તેલ તોલા ૪.

ઉપરનાં વસાણાંને છુંદી બારીક મેદા જેવાં કરીને તેમાં સુખડનું તેલ સારી પેઠે મળી જાય તેમ મેળવીને ચણાના કદ જેવડી ગોળીઓ બનાવવી, ને તેને કોડીની રકાબીમાં મુકી સુકવવી. પછી કાચના બુચની સીસી-

માં ભરી રાખવી ને ખપ પડે ત્યારે તેમાંથી ૨ ગોળી દરરોજ સવારમાં મીઠાશ નાખ્યા વગરનાં ગરમ કીધેલાં દુધ શેર ૦ા સાથે ગળવી. એ પ્રમાણે ૨૦ દિવસ સુધી ગળવી.

## ઈલાજ ૬ ઠ્ઠો.

### મીઠી પીસાબ, રેતી તથા પથરીના ઇલાજ.

| | | |
|---|---|---|
| સરફોદાનાં પાંદડાં તોલો ૧, | સાથરા તોલો ૧, | કાંસની ... તોલો ૧. |
| વરીઆળી... ...તોલો ૦ા, | બનફ્સા તોલો ૦ા, | ધાણા ... તોલો ૦ા. |
| બેહેડાંની છાલ... તોલો ૦ા, | જુફો ... તોલો ૦ા, | ચોપચીની તોલો ૦ા. |
| ગળો (લીમડાનાં ઝાડ ઉપરનો લેવો) તોલો ૦ા, | કરીઆતું તોલો ૦ા, | નાગર મોથ તોલો ૦ા. |
| | જેઠીમધ તોલો ૦ા, | આમળાંની છાલ સુકી... તોલો ૦ા. |
| કાળી દરાખ... તોલો ૦ા, | રાજનસ તોલો ૦ા, | |
| ઉસને ખુરદુસ... તોલો ૦ા, | સુરીજન તોલો ૦ા, | મોટી હરડેની છાલ તોલો ૦ા. |
| દારૂ હળધ ... તોલો ૦ા, | મકો ... તોલો ૦ા, | |
| ચીની કબાલા... તોલો ૦ા, | શાહજીરૂં તોલો ૦ા, | સીપીસ્તાન દાણા ૧૨. |
| | ઉનાફ દાણા ૧૨. | |

ઉપલાં સઘળાં વસાણાંને ખોખરાં કરી એક કાદવનાં વાસણમાં અથવા કલઇ કરેલાં વાસણમાં નાખી તેમાં પાણી શેર ૪ નાખી ઉકાળવાં, ને પાણી શેર ૦ા રહે ત્યારે ઉતારી ઠંડું પાડી ગાળી કહાડવું. ને તેના બે ભાગ કરી સવાર સાંજ પીવો. બીજે દહાડે એજ કુચો પાછો ઉકાળી વાપરવો, ને પછી નવો લેવો. એથી મીઠી પીસાબ નરમ પડશે. વળી કોઇને રેતી તથા પથરીનો મરજ હોય તેણે પણ આ કાહાવો પીવાથી તુરત રેતી, પથરી બંધાઇ હશે તે પીસાબ વાટે નીકળી જશે. આ ઇલાજ ઘણોજ સર્વોત્તમ છે.

## ઈલાજ ૭ મો.

| | |
|---|---|
| અકલગરો ... ... તોલો ૦ા, | કરીઆતું ... ... ... ... તોલો ૧. |
| કડુ ... ... ... તોલો ૧, | લીમડાનો ગળો લીલો અથવા સુકો તોલો ૧. |
| આંબા હળદર સુકી તોલો ૧, | લીમડાની તાજી અંતર છાલ તોલો ૧. |
| હીમજી હરડે ... ... તોલો ૧, | સુંઠ ... ... ... ... ... તોલો ૧. |

એ બધાં વસાણાંને ખોખરાં કરી તેના ભુકાના ત્રણ ભાગ કરવા, અને તેમાંનો એક ભાગ પાણી શેર ૧ માં કાદવનાં વાસણમાં ઉકાળવો, ને નવ

ટાંક જેટલું પાણી રહે એટલે ચુહુલાપરથી ઉતારી કપડાંએ ગાળી કાઢવું, ને તેમાં મધ તોલો ૧ મેળવવું. જો દરદી મજબુત બાંધાનો હોય તો તેને બધું પાવું, પણ જો નબળા બાંધાનો હોય તો નવટાંકના બે ભાગ કરવા ને દીવસમાં બે વખત પાવું.

એ કાવો લાંબો વખત પીવાથી વરસ બે વરસનું એ દરદ હશે તો પણ મટી જશે.

# મેદવાયુ (પેટ મોટું થયું હોય તેને નાનું કરવા)ના ઈલાજ.

**મેદવાયુ (પેટ મોટું) થવાનું કારણ દીવસના સુઇ રહેવાથી, મહેનત નહીં કરવાથી, મીઠા પદાર્થો ખાવાથી તથા દહીં દુધ વધારે ખાવાથી થાય છે તેના ઉપાય..**

## ઇલાજ ૧ લો.

સેકટાની સીંગ સુકાય ને કઠણ થયા પછી તેમાંથી બી કાઢી તે બી છાયડામાં સુકવવાં અને પછી તેમાંથી ઉમ્મરના પ્રમાણમાં પાંચથી દશ બી પાણી સાથે ખાવાં. જો આખાં બી ગળાય નહીં તો તેની ભુકી કરી ગળવી. એ દવા આરામ થતાં સુધી ચાલુ રાખવી. એથી પેટ નાનું થશે.

**ખોરાક**—ચાવલ જુના તથા જવના આટાની રોટલી તથા કુલથી તથા મગની દાળ ખાવી.

## ઇલાજ ૨ જો.

પીપર તોલો ... ૧, જવ તોલો ... ૧, ચી આમળાં તોલો ૧.
વાવડીંગ તોલો ૧, સાજીખાર તોલો ૧.

એ સઘળી જણસોને જુદી બારીક ભુકો કરવો. પછી એ ભુકીમાંથી તોલો ૦। લઇ તેમાં સુંઠનો ભુકો વાલ ૨ મેળવીને સવારમાં નરણે કોઠે ફાકી ઉપર પાણી પીવું. એથી મેદવાયુ નરમ પડશે.

## ઇલાજ ૩ જો.

ગુગળ તોલો ... ૧, બેડાં તોલો ... ૧, મરી તોલો ... ૧.
વાવડીંગ તોલો ... ૧, આમળાં તોલો ... ૧, નાગરમોથ તોલો ૧.
સુંઠ તોલો ... ... ૧, હરડાં તોલો ... ૧, પીપર તોલો ... ૧.

એ સઘળાં વસાણાંને છુંદી બારીક આટા જેવાં કરી તેની મધમાં ચાની બોર જેવડી ગોળી વાળવી અને તેમાંથી સવારે બે તથા સાંજે બે ગળી ઉપર ઠંડું પાણી પીવું. એથી પેટ નાનું થશે.

## ઇલાજ ૪ થો.

મધ ચોખું તોલા ૨, પાણી તોલા ૨.
એ બેઉને મેળવી નરણે કોઠે પીવું.

**ખોરાકઃ**—જુના ચાવલ રાંધી ખાવા તથા જવની રોટલી ખાવી.

## ઈલાજ ૫ મો.

શંખ આખો બાળીને તેની રાખ કરવી ને તે રાખને અરડુસાનાં પાં-દડાંના રસમાં મેળવીને ખુબ ખલ કરવી ને તે સુકાયા પછી એક સીસીમાં ભરી રાખવી. જરૂર પડે ત્યારે ૨ થી ૩ વાલ લઇ પાણી અગર મધમાં મેળવી ખાવાથી મેદવાયુ મટશે. આરામ થતાં સુધી દવા ચાલુ રાખવી.

## ઈલાજ ૬ ઠ્ઠો.

**મેદવાયુને લીધે અંગ વાસ મારે છે તે વખતે પીવાની દવા.**

હરડે ... ... ... ... ...તોલો ૧, લીમડાનાં પાંદડાં ... ... તોલો ૧.
દાડમના ઝાડનાં કુમળાં પાંદડાં તોલો ૧, આંબાના ઝાડનાં કુમળાં પાંદડાં તોલો ૧.

એ સઘળાંને પાણી શેર ૨, માં ઊકાળવાં ને પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી ગાળી કહાડી એક સીંસીમાં ભરી રાખવું, ને તે પાણી દિવસમાં ૨ વખત પીવું. બીજે દહાડે બીજું તાજું બનાવી કામમાં લેવું. એથી ફાયદો થશે.

# મોરચીના ઉપાય.

**કારણ**—ખાધેલો ખોરાક પચે નહીં અથવા બાદીનો ખોરાક ખાવાથી છારીઆ ઓડકાર આવે, પેટમાં ચુક મારે તથા બદન

**(શરીર)માંનું માંસ સડી ઝાડાવાટે નીકળી જાય છે ને તેથી માણુસ નબળું થઈ જાય, અને એ રોગ લાંબા દહાડા ચાલુ રહેવાથી એમાંથી કોલેરા થઈ માણુસ મરી જાય છે. તેના ઉપાય.**

## ઈલાજ ૧ લો.

સાપસુંન, સુંઠ, મરી, એરવોદસ.
તજ, સાગનું છોડું, સફેદ કાંદો.

એ સર્વેને તોલો ૦। (પા) લઈને પાણી શેર ૧ માં ઉકાળવાં ને પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દહાડામાં ૩ વખત પીવું.

**ખોરાક**—ચાહ, પાંઉનો તોસ્ટ, બટર, બીસ્કીટ આપવી, ભાત દીન ૨ ખાવો નહી.

## ઈલાજ ૨ જો.

સુરોખાર.......તોલો ૧, મરી ... ...તોલો ૧, સંચળ... ...તોલો ૧.

એ બધાં વસાણુાંને કપડછંદ કરીને તેમાંથી તોલો ૦। લઈ લીંબુના રસમાં મેળવી સવારમાં ચાટવું.

## ઈલાજ ૩ જો.

લીમની છાલ સુકી, સુંઠ, વેખણુ, લવગ,

એ બધાં વસાણુાંને સરખે ભાગે લઈને કુટી કપડછંદ કરીને તેમાંથી તોલો ૦। લઈ સવારમાં પાણી સાથે ખાવું.

## ઈલાજ ૪ થો.

સીમરાની છાલ તોલો ૧, સુંઠ... ...તોલો ૧, લવંગ...... ...તોલો ૧.

એ સર્વે વસાણુાંને લઈને ખોખરાં કરવાં. પછી તેમાં પાણી શેર ૦॥ નાખીને ઉકાળવાં, ને પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દહાડામાં ત્રણ વખત પાવું.

## ઈલાજ ૫ મો.

સુરોખાર....તોલો ૦॥, મરી ધોળાં તોલો ૦॥, સંચળ... ...તોલો ૦॥.

એ સર્વે વસાણુાંને ખલ કરવાં. પછી કપડછંદ કરી પાછાં લીંબુના રસમાં ખલ કરીને તેમાંથી તોલો ૦॥ લઈ પાણી સાથે મેળવી પીવું.

# મોઢું વાસ મારતું હોય તેના ઈલાજ.

## ઈલાજ ૧ લો.

જે ધણીનું મોઢું અમસ્તું વાસ મારતું હોય અથવા જેને ખોખાર આવતી હોય ને તેથી મોઢું વાસ મારતું હોય તેણે નિચેની દવાના કોગળા કરવાથી ફાયદો થાય છેઃ—

હરડાં ... તોલો ૧, બેહેડાં ... તોલો ૧, સુકાં આમળાં તોલો ૧.
એ બધાંને ખોખરાં કરી પાણીમાં નાખી ઉકાળીને કોગળા કરવા.

## ઈલાજ ૨ જો.

ફટકી તોલા ૨, મરી કાળાં તોલા ૨.

ફટકીને ઈંગાર ઉપર મુકીને ખુબ ફુલવવી. પછી મરીની ભુકી કરી ફટકી સાથે ખલ કરવી અને બારીક થયા પછી દાંતને ઘસવી, તેથી પાણી ઝરશે. તે ઝરવા દઈ પાણીથી મોં સાફ કરવું. એ પ્રમાણે દહાડામાં બે ત્રણ વખત કરવું. એથી ફાયદો થશે.

## ઈલાજ ૩ જો.

બેડાં ... ... તોલા ૨, હરડાં ... ... તોલા ૨, કપુર ... તોલો ૧
ટંકણખાર ફુલવેલો તોલા ૩.

એ સર્વે વસાણાંને છુંદી કપડછંદ કરીને એક સીસીમાં ભરી મુકવાં, પછી તેમાંથી થોડી દવા લઈને દાંતને ઘસવી. થુંક નીકળે તે થુકયા કરવી ને પછી પાણીથી મોઢું સાફ કરવું. એ પ્રમાણે થોડા દહાડા કરવાથી મોઢું વાસ મારતું બંધ થશે.



# રતાંધળાના ઈલાજ.

રતાંધળો એટલે જે માણસ દહાડે દેખે પણ રાત્રે દેખતો નહીં હોય તેના ઇલાજ.

### ઈલાજ ૧ લો.

ખાપરીઉં ... તોલા ૨, હીમજ ... તોલા ૨, કરંજબીજ તોલો ૧.
ફટકી ... તોલો ૧, હળદર ... તોલો ૧, સરસવ ... તોલો ૧.
લોધર ... તોલો ૧, જીરૂ ખંબાતી તોલો ૧.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને બકરીના મુતરમાં ત્રણ દિવસ સુધી ખલ કરવાં. પછી તેનું આંખમાં અંજન કરવું, એથી રતાંધળાપણું મટી જશે.

### ઈલાજ ૨ જો.

ભુરાં કોહોળાંને છુંદી તેનો રસ કહાડી એક સીસીમાં ભરી મુકવો ને તેમાંથી આંખમાં દીન ૨૧ સુધી આંજવાથી સારૂં થશે.



## રગતપીત.



### એ રોગ ઘણું તીખું તથા ખાટું તથા ખારૂં એવા પદાર્થો ખાવાથી તથા તડકામાં ઘણું ફરવાથી તથા ઘણા સ્ત્રીસંગથી થાય છે, તેના ઈલાજ.

### ઈલાજ ૧ લો.

દરીઆઇ સમુદ્રફીણ મધ્યેનો નરમ માવો તોલા ૭, શેરડીનો સરકો તોલા ૭.

એ બેઉને મેળવી તેનો મલમ બનાવવો, ને જ્યાં પિત્ત થયું હોય ત્યાં દહાડામાં એક વખત લગાડવું, અને ફેર પડે તો ઘણા દીવસ ચાલુ રાખવું. એ દવા કરે ત્યારે માછલી, દારૂ, તીખું, ખાટું તથા ગરમ ચીજ ખાવી નહીં.

### ઈલાજ ૨ જો.

કાચકા અથવા જેને (સાગરગોટા) પણ કહે છે, તે ઝાડનાં પાતળાં મુળિયાં રતલ (૦૧) લાવી પાણીમાં ભીજવવાં અને પછી તેનો રસ કહાડી લેવો. તે રસ દિવસ ૩ સુધી દરરોજ સવારે પાવો. એથી રોગ દુર થશે.

### ઈલાજ ૩ જો.

પીપળાનાં ઝાડની છાલ તોલા ૫, કરમદાનાં ઝાડની છાલ તોલા ૫.
સાતવીનનાં ઝાડની છાલ તોલા ૫, કાળાં જાંબુનાં ઝાડની છાલ તોલા ૫.
આંબાનાં ઝાડની ઉપરની છાલ કાઢી નીચેનો ગર્ભ. ... ... તોલા ૫.

ઉપલી બધી છાલને છુંદી તેમાં પાણી તોલા ૫ નાખી તેનો રસ કહાડવો, ને તે રસ કપડાંએ ગાળવો. પછી તેમાંથી રસ શેર ૦। (પા) લઇ તેમાં કળીચુનો આના બેભાર નાખી, દરદીને પીવા આપવું. સાંજે પણ એટલોજ ખોરાક પાવો.

**ખોરાક**—નાગલીની રોટલી વગર બીજું ખાવું નહીં.

### ઇલાજ ૪ થો.

ગાજરનો રસ તોલા ૨।, પડવાસ તોલો ૦॥, સાકર ... તોલો ૦॥.
લીમડાની જડની છાલ ... ... ... તોલો ૦।.

એ સર્વેને છુંદી મેળવી દરરોજ સવારમાં દીન ૪ સુધી પીવાથી રગતપીત જશે.

### ઇલાજ ૫ મો.

પારો ... ... તોલો ૦॥।, અમલસાડો ગંધક ... ... તોલો ૧।.

એ બેઉને ખલમાં નાખી એક દીવસ ખલ કરવી. પછી તેમાં મોગરેલ તેલ નાખતા જવું ને ખલ કરતા જવું. એમ એક દીવસ કીધા પછી તેને કાચનાં અથવા કલઇ કરેલાં વાસણમાં ભરી રાખવું ને રગતપીત ઉપર અવાર નવાર ચોપડયા કરવું એથી આરામ થશે.



# રપચર જેને અંગ્રેજીમાં હરનીઆ કહે છે તેના ઈલાજ.

**જો કોઇને "રપચર" એટલે ગોળો ચડયો હોય જેને અંતરગળનો મરજ કહે છે ને તેથી પેટ તથા પીસાબ બંધ થઈ ગયાં હોય, તેના ઇલાજ.**

### ઇલાજ ૧ લો.

દીવેલીનું મગજ તોલા ૨॥, સંચળ તોલા ૫, અજમો તોલા ૫.
મરીઆળી ... તોલા ૨, સુંઠ ... તોલો ૦।,

એ સઘળાં વસાણાંને છુંદી બારીક કરી ભરી રાખવાં, ને જ્યારે જરૂર પડે ત્યારે તેમાંથી ચમચી એક લઇ તેમાં બકરીનું દુધ ચમચો એક

તથા એરંડીઉ તેલ ચમચો એક નાખી બરાબર મેળવી પાવું એથી પેટ તથા પીસાબ બંધ થઇ હશે તો છુટશે. અગર જો એ દવા પીધાથી ૦॥। કલાકમાં પેટ પીસાબ નહીં આવે તો ફરીથી ઉપર મુજબ બનાવી પાવું.

બકરીનું દુધ નહીં મળે તો ગાયનું દુધ વાપરવું, અને ખોરાકમાં વાયડી ચીજ ખાવી નહીં.

## ઈલાજ ૨ જો.

## "રપચર" હેઠે ઉતર્યું હોય તેનો ઇલાજ.

અજમો તોલા ૫, ચણાનો આટો તોલા ૫, દીવેલીનું મગજ તોલા ૫.

એ સઘળાંને છુંદી ગરમ દુધમાં મેળવી પોટીસ કરી દરદ ઉપર મુકી પાટો બાંધવો, અને એકેક દિવસને આંતરે પાટો બદલવો, એથી "રપચર" ઠેકાણે આવશે.

## ઈલાજ ૩ જો.

અજમો ... તોલા ૫, કલોંજી ... તોલા ૫, સુવા ... તોલા ૫.
દીવેલીનું મગજ ... ... તોલા ૫, અજમોદ ... ... તોલા ૫.

એ સર્વે જણસોને સેકી છુંદીને ખોખરી કરવી. પછી તેને ઝીણાં કપડાંમાં બાંધી તાપ આગળ ગરમ કરી તેનો સેક કરવાથી "રપચર' ઠેકાણે આવશે.

## ઈલાજ ૪ થો.

જે ધણીને ગોળાનો મરજ હોય તેણે અવારનવાર કોઇ કોઇ દહાડો લીમડાની સુકી લીમોડીનો મગજ કહાડી દાણા ૭ થી ૧૦ ખાવા, અગર લીમોડી લીલી હોય તો આખી ખાવી. તેથી ગોળાનું જોર નરમ પડશે, ને કૌવત આવશે.

## ઈલાજ ૫ મો.

તવરનાં ઝાડ જે દરિયા કીનારે થાય છે, તેનાં પાંદડાં પાણીમાં ઉકાળવાં ને પાણી સહેજ ગરમ થાય એટલે આંતરડું ગોળીમાં ઉતરી પડયું હોય ને પાછું ચઢતું નહીં હોય ત્યારે તે જગા ઉપર એરંડીઉં તેલ લગાડી ઉપલાં ગરમ પાણીનો સેક કરવો ને ઉપર એરંડીઉં તેલ ચોપડવું, ને ગરમ કરેલાં પાંદડાં સેહેવાય તેમ તે ઠેકાણે બાંધવાથી અંતરગળ ઠેકાણે આવશે; પણ એ મુજબ સેક અવારનવાર ચાલુ રાખવો.

## ઈલાજ ૬ ઠ્ઠો.

### હરનીઆ અથવા અંતરગળ એટલે આંતરડું ગોળીમાં ઉતર્યું હોય તેને તેની જગ્યાએ લાવવાનો ઇલાજ.

તુકમુરીઆંનું ઝાડ જેની ઉપર તરેહ તરેહ રંગનાં ફુલો લટકતાં થાય છે, તે ઝાડનો કંદ લઇ તેને પીસી તેની લેપડી કરી જ્યાં "રપચર" એટલે આંતરડું ઉતર્યું હોય ત્યાં બાંધવો, ને કલાક દશ બાર સુધી રહેવા દેવો ને ઉપર પાટો બાંધવો. એ પાટો બાર કલાક પછી છોડી બીજો નવો બાંધવો. તે પાટો છોડયા પછી ઉપર કોપરેલ અથવા કોલ્ડ ક્રીમ ભરવું.

એ પ્રમાણે કર્યાથી થોડા દિવસમાં આંતરડું ઉપર ચહડી જશે.

## ઈલાજ ૭ મો.

મેથી, ધતુરાનો રસ.

એ એઉને સરખે વજને લઇ પ્રથમ મેથીને ૭ કે ૮ વખત દળીને બહુ જ બારીક આટા જેવી કરવી. પછી તેમાં ધતુરાનો રસ લેપડી થઇ શકે તેટલો નાખી, જે ઠેકાણેથી ગોળો ઉતરે છે ત્યાં મુકવી, ને પછી તે ઉપર કાછો બાંધવો. એથી પરસેવો ઘણો છુટશે. લેપડી બાંધ્યા પછી હાલચાલ કરવી નહીં.

એ ઉપાય ઘણા દિવસ સુધી રોજ કર્યા કરવો.

## ઈલાજ ૮ મો.

### જે કોઇને અંતરગર "રપચર" એટલે ગોળો ઉતર્યો હોય ને ચઢ ઉતળ નહીં થતો હોય તેનો ઇલાજ.

મરજાદનો પાલો જેનો વેલો દરિયા કિનારે રેતીમાં તથા ખડકમાં થાય છે, તેનાં પાંદડાં પાણીમાં ધોઇ કાઢી કાદવના વાસણમાં ભરી તેનું મોઢું બરાબર બંધ કરી તેને ધીમાં આતસમાં અથવા છાણામાં મુકી બાફવો. ને બફાઇને નરમ થાય, એટલે તેને હાથે મસળી અથવા છુંદી સહેતો સહેતો, ગોળી ઉપર આસપાસ ફરતો મુકી તે ઉપર કપડું બાંધવું, ને કલાક એકમાં ફેર નહીં પડે તો ફરી બાંધવો. તેમ કરવાથી ગોળો ચઢી જશે.

એ દરદવાળાને પેટમાંના નળમાંનો પવન છોડવવો જોઇએ ને ઝાડો લાવવો જોઇએ, તે સારૂ નિચે લખેલી દવા આપવીઃ—

એળીઓ સીક્રાતેરી ઉંચો...તોલો ૧, હીંગ ઉંચી ચળકદાર... ...તોલો ૧.
સુંઠ સારી નવી..........તોલો ૧, સંચળ...... ... ... ...તોલો ૧.

ઉપલાં પહેલાં ત્રણ વસાણાંને છુંદી બારીક મેદા જેવાં કરી, તેમાં સંચળ વાટી મેળવવો. બાદ ચારે વાનાંને કાચના બુચની સીસીમાં ભરી રાખવાં, ને પેટ તથા પવન છોડવવા સારૂં તેમાંથી ભુકી વાલ પાંચ (બે આની ભાર) લઇ મધ અથવા ગોળમાં મેળવી ગોળી કરી ખાવી, અથવા ગોળી નહીં ગળાય તો ચુરણ પાણી અગર ચાહામાં મેળવી પીવું. એક કલાકમાં ઝાડો નહીં આવે ને પવન નહીં સરે તો ફરીથી અવાર નવાર બે ત્રણ વખત ખાવી, ને ઉપર ખોરાકમાં ચોખા નરમ ખીર જેવા બનાવી ખાવા અથવા ઘઉની રોટલી ખાવી.

## ઈલાજ ૯ મો.

મેથી નવી શેર બે લઇ તેને ખોખરી કરી બશેર પાણીમાં ઉકાળી મસકા જેવી કરી ગરમ ગરમ ગોળા ઉપર લપેટી ઉપર કપડું બાંધવું, અને ગોળો ચડતાં સુધી એ લેપ ચાલુ રાખવો. એથી ગોળો ઠેકાણે આવશે.

## ઈલાજ ૧૦ મો.

નમુરી નામનો વેલો જે બોરડી, બાવળ કે થુવરના ઝાડ ઉપર થાય છે; ને ખાવાની સેવના જેવડો જાડો ને રંગે પીળાશપર થાય છે, તે વેલાને બે ચાર મુઠી લઇ, તેને છુંદી, તેમાં સહેજ નીમક ભેળી, તેને કાદવનાં કે ધાતુનાં વાસણમાં નાંખી, વરાળ નીકળે ત્યાંસુધી બાફવો. પછી તેને બહાર કહાડી, કપડાં ઉપર જેમ મલમ લગાડીએ તેમ લગાડી પેડુના ભાગથી ગોળા સુધી બાંધવો, ને ઠંડું પડે ત્યારે કહાડી નાંખી બીજો બાંધવો. એથી ગોળો પાછો ચહડી જશે ને વારેવારે ઉતરશે નહીં.

## ઈલાજ. ૧૧ મો.

મધમાખના પોરાનું મીણ શેર ૪, મીઠું તેલ તોલા ૫.

એ બેઉ ચીજને સાથે મેળવી, ગરમ કરી, ગોળો ઉતર્યો હોય તે જગ્યા ઉપર કેળનાં પાંદડાં ઉપર એ તેલ નાખી સેતું સેતું બાંધવું અને સાત આઠ દિવસ સેક કરવો, તેથી ગોળો ઠેકાણે આવશે.

## ઈલાજ ૧૨ મો.

કાચકાનાં બીજ તોલા ૨, સફેદ મરી તોલો ૧.

એ બેઉને છુંદી બારીક આટો કરી સવારે તોલો ૦। અને સાંજે તોલો ૦। ઠંડા પાણીમાં પીવાથી ગોળો ઠેકાણે આવશે. દરદીએ સુતી વખતે નગોડનાં પાંદડાંને કાદવનાં વાસણમાં ગરમ કરી ગોળી ઉપર તથા પીડુ ઉપર બાંધવાથી તુરત ફાયદો થશે.

## ઈલાજ ૧૩ મો.

આદું તોલો ૧॥, નીમક ગામડી તોલો ૦॥.

નીમકને વાટી બારીક કરવું. આદાંને છોલી તેની બારીક કાતરી કરી તે કાતરીએ નીમક લગાડી બધું ચાવી ખાવું. એથી પવન છુટો પડશે ને અંગમાં ગરમી આવશે. ઉપલું આદું ખાધા પછી ત્રણ કલાકે નીચે મુજબનો જુલાબ લેવો:—

એરંડીઉં તોલા ૩, ફુદનો તોલો ૦॥, સુંઠ તોલો ૦॥, વરીઆળી તોલો ૦॥.

સુંઠ, ફુદનો તથા વરીઆળીને ખોખરાં કરી પાણી શેર ૦॥ માં નાખી ઉકાળવાં ને પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી ગાળી કાઢી તેમાં એરંડીઉં ભેળી પી જવું. એથી પેટનો ખુલાસો થઇ રપચરનું દરદ મટી જશે.

## ઈલાજ ૧૪ મો.

અજમો......તોલા ૭, પાણી ......શેર ૨, એરંડીઉ......તોલા ૧૪.

ઉપલી જણસોને એક કલાઇ કરેલાં વાસણમાં નાંખી ચુલા ઉપર મુકી તેમાંનું પાણી બળી જતાં સુધી ઉકાળવી. પછી ઉતારી ગાળી કાઢી એ તેલ પેટ, પીડુ, તથા ગોળી ઉપર મસળી ઘસવું. અરધા કલાક પછી ઉપર આકડાંનાં પાંદડાં ગરમ કરીને બાંધવાં અને તે બાર કલાક રહેવા દેવાં. પછી કહાડી લઇ તે જગા ગરમ પાણીથી ધોવી. એથી રપચર ઠેકાણે આવશે.

## ઈલાજ ૧૫ મો.

એળીઓ, જવખાર, ઉપલેટ, વછનાગ.

એ ચારે જણસનું તેલ સરખે ભાગે લઇ મેળવી અંતરગલ જે બાજુ તરફ ઉતરતું હોય તે ઉપર ચોપડવું; અને એરંડીઉં તોલો ૦॥ દરદીને પાવુ એ મુજબ દીન ૧૫ એ દવા ચાલુ રાખવાથી સારૂં થશે.

## ઈલાજ ૧૬ મો.

કાચખાના એદાનું તેલ કહાડીને ખાવાના પાનમાં રોજીંદા વાલ ૨ ને આસરે લગાડી ખાવાથી અંતરગલનો મરજ દુર થશે.

**ખોરાક**–ખાટું, તેલ,ખાવું નહી.

## ઈલાજ ૧૭ મો.

**ગોળીમાં આંતરડું ઉતરે છે (જેને અંગ્રેજીમાં 'હરનીઆ' તથા ગુજરાતીમાં અંતરગળ કહે છે તે) તેને લીધે પેટ કબજ રહે છે, તે લાવવા નિચે લખેલાં વસાણાંનો પાક બનાવી દહાડામાં એક બે વખત તોલો (૧) એક ખાશે તો સાધારણ પેટ આવશે, તેમજ એ પાક જયારે પણ પેટ કબજ રહેતું હોય ત્યારે એક થી બે તોલા ખાશે તો પેટ બરાબર આવશે .**

દીવેલીનું મગજ એટલે એરંડીનાં છર (બાલછર) ... ... તોલો ૧.

| | | | |
|---|---|---|---|
| બીજ ... ... ... | તોલા ૪૦, | તમાલપત્ર ... ... ... | તોલો ૧. |
| સાકર ચુનચુની ... | તોલા ૪૦, | પીપરી મુલ ... ... ... | તોલો ૧. |
| અસારીઓ ... ... | તોલા ૫, | ઊજળાં મરી... ... ... | તોલો ૧. |
| હસન ... ... ... ... | તોલા ૫, | એલચી દાણા ... ... | તોલા ૩. |
| નાગકેસર ... ... ... | તોલા ૫, | જાયફળ ... ... ... | તોલો ૧. |
| કેસર ... ... ... ... | તોલો ૦॥, | જાવંત્રી ... ... ... ... | તોલો ૧. |
| સુરીજન ... ... ... | તોલો ૧, | માખણ શેર ૦॥ નું ઘી બનાવી | |
| દુધ ગાયનું ... ... | શેર ૨, | વાપરવું. | |

પ્રથમ દીવેલીનાં મગજને પીસી ભુંકો કરી દુધમાં ચેડવી તેનો માવો બનાવવો. પછી સાકર તોલા ૪૦ નો પાણીમાં સીરો કરી તેને ઉપલા માવામાં મેળવવો. માખણનું ઘી કરી તેની સાથે ઉપલા સીરામાં મેળવેલો માવો મેળવી ચેડવવો ને લાલ કરવો. પછી બાકી રહેલાં વસાણાં (અસાળીઓ, હસન, નાગકેસર, સુરીજન, બાલછર, તમાલપત્ર, પીપરીમુળ, ઉજળાં મરી, એલચી દાણા, જાયફળ, જાવંત્રી) ને છુંદી મેળવી ઉપલાં ચેડવેલાં વસાણાં ચુલા ઉપરથી ઉતાર્યા પછી તરતજ મેળવી એકરસ કરવાં ને તે પાક કાચના

ચપ્પુમાં ભરી મુકવો. તેમાંથી એક તોલો દરરોજ લઇ એક વાઇન ગલાસ (તોલા ૬) દુધમાં મેળવીને પીવો, ને જો મરજી હોય તો ઉપર અરધુ કપ દુધ પીવુ. તેથી ખખરીને પેટ આવશે. કદાચ પાક ખાઇ ઉપરથી દુધ પીશે તો પણ હરકત નથી.

# રેતીના ઉપાય.

## પીસાબને રસ્તે રેતી પડતી હોય તેના ઇલાજ.

### ઇલાજ ૧ લો.

જ્યારે પીસાબને રસ્તે રેતી જવાથી કમરમાં ચસક અથવા પેન મારે ત્યારે કેસુડીનાં ફુલનો સેક કરવો. એ સેક કમર ઉપર અથવા પીડુ ઉપર જ્યાં દુખારો થતો હોય ત્યાં કરવાની રીત.–

એક તપેલીમાં પાણી ભરી તેને ચુલ્હા ઉપર મુકવી ને તેની ઉપર એક ચાળણી અંદર પાણી નહીં લાગે તેમ મુકવી, ને તે ચાળણીમાં કેસુડીનાં ફુલ નાખવાં, ને પાણીની વરાળે ફુલ ગરમ થાય ત્યારે તેને કટકામાં નાંખી કમર ઉપર અથવા પીડુ ઉપર સેક કરવો ને તેની ઉપર ગરમ પાણીની કોથળી અથવા બાટલી મુકવી. એ પ્રમાણે દિવસમાં પાંચ છ વખત સેક કરવો. એથી પીસાબ છુટશે, ને રેતીની પેન નરમ પડશે.

### ઇલાજ ૨ જો.

કમળ જેને કમળ કાકડીનાં ફુલ પણ કહે છે, તે નંગ ત્રણ લઇ તેની વચમાં સાકર મુકી રોજ સવારના નરણે કોઠે ખાવાં. એથી રેતીનું જોર નરમ પડશે ને પીસાબ છુટશે.

### ઇલાજ ૩ જો.

## પીસાબને રસ્તે રેતી પડતી હોય, ધાત જતી હોય, કમર ઘણી દુખતી હોય ને દસ્તાન જતું હોય તેની દવા.

લીલાં ગોખરૂનાં બે ત્રણ છોડ ફળ સાથે લઇ, તેને પાણી શેર ૦ા માં રાત્રે ભીંજવી મુકી સવારમાં બચકોળી કાઢવા. તેથી પાણી ચીકણું થશે. તે પાણીમાં દુધ શેર ૦ા તથા સાકર તોલા બે નાંખી પાવું. જો લીલાં

ગોખરૂં નહીં મળે તો સુકાં ગોખરૂં પાંચ સાત દાણા લઇ છુંદી આટો કરવો, ને તેને ઝાજરાં કપડાંમાં ચાળી કહાડી તેમાં સાકર તથા પીપરીમુળ તોલો ૦। મેળવી ફાકવું, એથી રેતી તથા ધાત જતી હશે તે નરમ પડશે.

## ઈલાજ ૪ થો.

ચીભડાની અથવા ખરબુચાની લીલી અથવા સુકી છાલને ગરમ પાણીમાં નાખી તે પાણી દહાડામાં બે ત્રણ વખત બે ત્રણ ગલાસ પાવુ. એથી રેતી હશે તે ધોવાઇ જશે. વળી એ ધણીને સારૂં મીઠું અનેનાસ ખવરાવવું, એથી પણ રેતી ધોવાઇ જશે.

## ઈલાજ ૫ મો.

ભોયપાતરી નામની ભાજી જે નદી તથા દરીઆને કીનારે તથા બાગોમાં અને વાડીઓમાં પણ થાય છે, તે ભાજીનાં પાંદડાને શોજાં પાણીમાં ૪–૫ વખત ધોઇને સાફ કરવાં. પછી ઘીમાં જીરાંનો વઘાર કરી જરા નીમક નાખી રાંધી ખાવાં. બીજો કાંઇ મસાલો નાખવો નહીં. એ ભાજી કુમળી ને ઝીણી વાપરવાથી ઘણો ફાયદો થાય છે, અને લાગલાગટ એક માસ સુધી ખાધાથી રેતી તદન નરમ પડશે.

## ઈલાજ ૬ ઠો.

રેતીનો મરજ થયો હોય તે માણસે આ ચોપડીને પાને ૨૧૫ માં મીઠા પીસાબના જે ઇલાજો છે તેમાં ઇલાજ ૬ નો કાવો બનાવી તેમાં લખેલી વીગતે પીવાથી ગમે તેવી રેતી થઇ હશે ને પથરી બંધાઇ હશે તે પીસાબને રસ્તે નીકળી જશે.

## ઈલાજ ૭ મો.

કુમળો મુળો ઘણો નાનો પાંદડાં સાથેનો દરરોજ સવારમાં અકેક બબ્બે ખાવાથી રેતીનો અટકાવ થાય છે. એ મુળા સાથે નીમક પણ ખાવું.

## ઈલાજ ૮ મો.

મુળાની ભાજી એટલે કુમળાં પાંદડાં, તથા ચોળાઇની ભાજી એ એઉને ઘીમાં રાંધીને જરા નીમક નાખીને રોજ ખાધાથી પીસાબ સારી છુટે છે. એ દવાથી જે ધણીએ પારો ખાધેલો હોય તેને પણ ફાયદો કરે છે.

# લકવાના ઇલાજ.

લકવો થયો હોય ને હાથ પગ રહી ગયા હોય તથા ખેંચાતા હોય ને છુટતા નહીં હોય તેના ઇલાજ.

## ઇલાજ ૧ લો.

મરઘીનાં તાજાં ઈંડાંમાંથી સફેદી કાઢી નાખી તે મધ્યેની દાળને ભાંજી કડાઇમાં નાખી ચુલા ઉપર મુકીને ઝીણી આંચે ઘુંટીઆ કરવી ને ઘુંટતાં ઘુંટતાં બળીને કોલસા જેવી થશે ત્યારે તેમાંથી તેલ છુટશે તે તેલ કાઢી એક કાચના બુચની સીસીમાં ભરવું ને જ્યાં હાથ પગ ખેંચાતા હોય ત્યાં લગાડવુ.

એ તેલનાં ચાર પાંચ ટીપાં દુધમાં ભેળી પીધામાં લેવાથી ફાયદો થાય છે.

## ઇલાજ ૨ જો.

કાંદો ઘણો મોટો પુખ્ત થયો હોય તે દરરોજ કાચો સવારમાં ખાધાથી એ દરદને ફાયદો કરશે.

## ઇલાજ ૩ જો.

વાવલાનાં ઝાડની લીલી છાલ તોલા ૨ તથા સુંઠ તોલો ૧, એ બનેને ખોખરાં કરી શેર ૧ પાણીમાં ઉકાળવાં ને શેર ૦। પાણી રાખવું. પછી તેને ગાળી કાઢી તેમાંથી એ દરદવાળાને તોલા ૩ દીવસમાં એક વખત પાવું. નાની ઉમરવાળાને એથી અરધો ભાગ દીવસમાં એક વખત પાવો. જો દર્દીને ત્રણ દીવસમાં ફેર માલમ પડે તો પાંચ સાથ દિવસ વધુ પાવુ. પણ ફેર નહીં પડે તો બંધ કરવુ.



# લોહી પેટને રસ્તે પડતું હોય તેના ઈલાજ.



## ઇલાજ ૧ લો.

જાંબુના ઠળીઆનો ભુંકો કરી તેમાંથી તોલો ૦। (પા) સવારે તથા સાંજે દુધ સાથે ફાકવો. એથી લોહી જતું અટકશે.

### ઈલાજ ૨ જો.

સુંઠ ... ... તોલો ૧, પીપરીમુળ તોલો ૧, લવંગ ... તોલો ૧.
અજમો તોલો ૧, સીંધવ ... તોલો ૧.

એ સઘળાં વસાણાંને કુટી કપડછંદ કરી તેનું ચુરણ બનાવવું, ને તે ચુરણમાંથી તોલો ાા લઇ દરરોજ સાંજે ફાકવુ ને ઉપર દુધ શેર ા પીવું. એથી લોહી જતું બંધ થશે, તેલ, મરચું તથા ખટાશવાળી કાંઇ ચીજ ખાવી નહીં. દિન ૧૦ સુધી એ દવા ચાલુ રાખવી.

## લોહી સુધારવાના ઈલાજ.

### હરકોઇ માણસનું લોહી બગડયું હોય ને ગરમી ફુટી નીકળી ફુલા ફુલી થયા હોય ને ચામડી કાળાસ મારી ગઇ હોય તેના ઇલાજ.

### ઈલાજ ૧ લો.

| | | | |
|---|---|---|---|
| ગુલેગાનફસા ... ... ... | તોલા ૨, | વરીઆળી ... ... ... | તોલા ૨. |
| સાથરા ... ... ... ... | તોલા ૩, | કરીઆતાંની પાંદડી ... | તોલા ૨. |
| મહુડ ... ... ... ... | તોલા ૨, | તુરંનજે બીજ... ... ... | તોલા ૩. |
| અનીસું ... ... ... ... | તોલા ૩, | ખર (રતાંજલ) ... ... | તોલા ૨. |
| કાસન ... ... ... ... | તોલા ૪, | બાળછડ ... ... ... | તોલા ૨. |
| ગાઉ જબાન ... ... ... | તોલા ૨, | ઉશબો (સાલેબ) ... ... | તોલા ૨. |
| સીરખેસ (માઉ) ... ... | તોલા ૫, | જેઠી મધ ... ... ... | તોલા ૨. |
| સુખડ ... ... ... ... | તોલા ૨, | મંકો ... ... ... ... | તોલા ૨. |
| એલચી કાગદી ... ... | તોલા ૨, | રેવનચીની ખટાઇ એટલે | |
| ગોરેગુંદી ... ... ... | તોલા ૨, | રેવનચીનું લાકડું... ... | તોલા ૪. |
| કોલમ ... ... ... ... | તોલા ૨, | સીપીસતાન દાણા... ... | ૫૧. |
| ગુલેખતમી ... ... ... | તોલા ૨, | કાળી દરાખ દાણા... ... | ૨૧. |
| બીલોફર ... ... ... | તોલા ૨, | ઉનાફ નંગ ... ... ... | ૧૦૧. |
| મોટી હરડેની છાલ ... | તોલા ૪, | બદામનાં બીજ નંગ॰ ... | ૭૫. |

એ સઘળી જણુસને સાફ કરી, તેને એકરસ કરી, ભુકો કરી તેનાં નવ પડીકાં કરવાં ને જરૂર પડે ત્યારે તેમાંથી એક પડીકું લઇ માટીનાં

વાસણમાં પાણી શેર ૧ માં ઉકાળવું ને પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દિવસમાં ૩ વખત એકેક ગલાસ એક ચમચો મધ નાખી પીવું.

જો પેટ લાવવું હોય તો દરેક પડીકામાં ગરમાળાનો ગર તોલો ૧ નાખવો, અથવા ગુલાબનાં ફુલ અથવા કાળી દરાખ અથવા હીમજી હરડે વધારે વાપરવી.

### ઈલાજ ૨ જો.

| | | | |
|---|---|---|---|
| ગુલેબનફસા .. ... ... | તોલા ૨, | કાસન ... ... ... ... | તોલા ૩. |
| ગુલેખતમી ... ... ... | તોલા ૨, | સાલેશ ... ... ... ... | તોલા ૫. |
| સાથરા ... ... ... ... | તોલા ૩, | ગુલે ગાઉજબાંન ... ... | તોલા ૨. |
| બીલોબર ... .. ... | તોલા ૨, | ઉનાફ નંગ ... ... ... | ૧૦૧. |
| મજીઠ ... ... ... ... | તોલો ૧, | સીપીસ્તાન નંગ ... ... | ૨૧. |
| મોટી હરડેનો માવો ... | તોલા ૪, | કરીઆતાંની પાંદડી (ગરમી અથવા તાવ હોય તો વાપરવી.)... ... ... | તોલા ૨. |
| અનીસું ... ... ... ... | તોલા ૨, | | |
| વરીઆળી ... ... ... | તોલા ૨, | | |

એ સઘળી જણસોને સાફ કરી તેને એકરસ કરી ભુકો કરી તેનાં નવ પડીકાં કરવાં, ને જરૂર પડે ત્યારે તેમાંથી એક પડીકુ લઇ માટીનાં વાસણમાં પાણી શેર ૧ માં ઉકાળવુ ને પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દિવસમાં ૩ વખત એકેક ગલાસ તેમાં મધ ચમચો ૧ નાખી પીવુ. એથી લોહી સુધરશે.

પેટ લાવવાની જરૂર હોય તો કાળી દરાખ, ગુલાબનાં ફુલ, માંઉ વિગેરે ચીજો નાખવી.

---

## વરસોળી અથવા વસુરીના ઈલાજ.

**એ દરદની પ્રથમ નાની ગાંઠ થાય છે ને તે પછી વધી વધીને મોટી થાય છે.**

### ઈલાજ ૧ લો.

પાકેલી કેરીમાંની ગોટલીને પાણીમાં ઘસી લગાડવાથી વરસોળી બેશી જશે.

### ઇલાજ ૨ જો.

વરસોળી નીકળતાં સાથ તે જો એજ દરદ જણાય તો તે ઉપર છુંદણાં પડાવી દેવાં (જેમ હીંદુ લોકો હાગ ઉપર વા કપાળ ઉપર પડાવે છે તેવાં) કે તે વધશે નહીં



# વાયુ રોગ.



## ફેર આવે તથા વાયુના સબબથી ઉલટી આવતી હોય તેના ઈલાજ.

### ઈલાજ ૧ લો.

તુલસીનાં પાંદડાંનો રસ તોલા ૨, મરીનો ભુકો તોલા ૨, ઘી તાવેલું તોલા ૨.

એ ત્રણેને એકઠાં મેળવીને તેના ત્રણ ભાગ કરવા. તેમાંથી સવારે, બપોરે તથા સાંજે, એમ એકેક ખાવો, અને એમ દિન ૩ સુધી એ દવા ખાવી.

ખાવાની પરેહજી રાખવી જોઇએ.

### ઇલાજ ૨ જો.

સાજીખાર ... ... ... ... તોલો ૧, સંચળ ... ... ... ... તોલો ૧.

એ બંને વસાણાંને કુટી કપડછંદ કરી તેમાં મધ તોલા ૨ તથા હીંગ એક ચણા જેટલી નાંખી, એકવત કરવું, અને તેના ૩ ભાગ કરી, ત્રણ દિવસ સુધી દરરોજ સવારમાં પાવું. ખાવાની પરેહજી રાખવી.

### ઇલાજ ૩ જો.

સાકર ... શેર ০।, લવંગ ... તોલો ০।।, એલાણા ... શેર ০।.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને તેનું ચુરણ એક ખલમાં નાખીને થોડું થોડું ઠંડુ પાણી નાખી ખુબ ખલ કરવું, ને ગોળી વળાય એવું થાય એટલે તેની બોર જેવડી ગોળી વાળવી. પછી તે ગોળી દરરોજ ૧ મોઢામાં રાખી તેનો રસ ગળ્યા કરવો.



# વાયુના સબબે મગજ ઠેકાણે નહીં રહે તેના ઈલાજ.

**એ દરદવાળાને ફેરચકર આવે છે, મગજ ફરે છે, આંખે તમર આવી જાય છે. એ દરદો વાયુના જોરથી થાય છે, અને દરદવાળાનું ધ્યાન બરોબર ઠેકાણે રેહેતું નથી, તેના ઇલાજ.**

## ઇલાજ ૧ લો.

દરાખ કાળી તોલા ૨, ગળો તોલા ૨, સુંઠ તોલા ૨, પુષ્કરમુળ તોલા ૨.
પીપરી મુળના ગાંઠ ... ... તોલા ૨.

એ સર્વે વસાણાંને ખોખરાં કરી તેમાં પાણી શેર ૧॥ નાખીને ઉકાળવાં ને જ્યારે પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારી તેની અંદર પીપરને છુંદીને તેની ભુકી વાલ ૫ ને આસરે નાંખવી, અને એક મોટો ચમચો ભરીને મધ નાખવું; પછી એકવત કરીને દહાડામાં ૩ વખત એક એક વાઇન ગલાસ ભરીને પીવા આપવું, અને એમ દીન ૭ સુધી પાવાથી ફાયદો થશે.

**ખોરાકમાં** ચીકાસવાળું ખાણું ખાવું નહીં, પણ ચાહા, બીસકોટ તથા ભુજેલું પાંઉ અને ધઉંના આટાની કાંજી પીવી.

## ઇલાજ ૨ જો.

ધમાસો શેર ૦। ને પાણી શેર ૨ માં ઉકાળવો; ને પાણી શેર ૦॥। રહે ત્યારે ઉતારીને દહાડામાં ૩ વખત એક એક ગલાસ ભરી પીવું.

## ઇલાજ ૩ જો.

હીમજ હરડે તોલા ૫ થી ૭ સુધી લઇ તેને ખોખરી કરી, પાણી શેર ૧ માં ઉકાળી, ને પાણી શેર ૦। રહે ત્યારે ઉતારીને તેના ૩ ભાગ કરી દહાડામાં ૩ વખત પીવું, એમ ત્રણ દીવસ એ દવા ચાલુ રાખવી.

## ઇલાજ ૪ થો.

હળદર તોલો ૦।, સાકર તોલો ૦।.

એ બંધેને એકવત કરી એક ગલાસ જેટલા ઠંડાં પાણીમાં મેળવીને દહાડામાં બે વખત પીવું.

### ઇલાજ ૫ મો.

સુંઠ મેદાની તોલા ૨ ને કુટી કપડછંદ કરી એક સીસીમાં ભરી મુકવી, પછી તેમાંથી થોડી સુંઠ લઇ દરદીની આંખોમાં અંજન કરવુ. તાપ આવ્યાથી ફેર તથા ચકર આવતાં હશે તે તેનાથી મટી જશે.

### ઇલાજ ૬ ઠ્ઠો.

લવંગ તોલો ૦॥, સુંઠ તોલો ૦॥.

એ બંને વસાણાંને કુટી કપડછંદ કરી એક સીસીમાં ભરી રાખવાં. પછી તેમાંથી થોડું આંખોમાં આંજવું, જેથી તાપ આવ્યાથી ફેર તથા ચકરી આવતી હશે તે દુર થશે.

### ઇલાજ ૭ મો.

નવસાગર ... ... ... ...તોલો ૧, કલીનો ચુનો સુરતી ... તોલો ૧.

એ બંને વસાણાંનો ભુકો કરી એક કાચના બુચવાળી નાની સીસીમાં નાંખી તેમાં તે ભુકો ડૂબે એટલું પાણી રેડવું. પછી જે માણસને ફેર ચકર આવતાં હોય તેને તે સીસીનો બુચ ઉઘાડી થોડું થોડું સુંઘાડવું, એથી ફેર ચકર આવતાં ભાગશે.

### ઇલાજ ૮ મો.

અજમો .... શેર ૦॥, કેરમાની અજમો શેર ૦॥, વરીઆળી...તોલા ૫.
સંચળ...... શેર ૦। છુંદી વાપરવો.

એ જણસોને સાફ કરી એકઠી મેળવી, ગાયનાં તાજાં મુત્રમાં ભીજવી કાઢી તડકામાં સૂકવવી. બીજે દહાડે પણ એજ મુજબ ભીંજવી સૂકવવી. એમ છ દીવસ કરવું. પછી તેને ખાંડી ભુકો કરી તેમાંથી સવાર સાંજ તોલો ૦॥ તથા સાકર તોલો ૦॥ સાથે મેળવી ખાવી; ને પછી ઠંડુ પાણી પીવું. એથી મગજ ઠેકાણે આવશે. ખટાશ, તેલ બીલકુલ ખાવું નહીં.

---

## વાયુગોળો

---

**વા ગોળો, અથવા જે માણસને પેટમાં વાયુ થઈ આવે ને ગોળો ચહડે ઉતરે છે (જેને સારંગગાંઠ પણ કહે છે) તેના ઇલાજ.**

## ઇલાજ ૧ લો.

આદુનો રસ તોલા ૩, એરંડીઉ તોલા ૨, દુધ ગાયનું તોલા ૫.

એ સઘળાં વસાણુાંને એકવત કરીને સવારમાં પીવાં; અને એ પ્રમાણે દીન ૭ પીવાથી એ દરદ નરમ પડશે.

ખાવાની પરેહજી રાખવી.

## ઇલાજ ૨ જો.

### જેને ડુટી ઉપર વાથી કરપાઇને દુખે તથા વાંસો ફાટે તથા કમર ફાટે તેના ઇલાજ.

દારૂ હળદર તાલો ૧, પીપર... ... તાલો ૧, હરડે .. ... તાલો ૧.
વજ ... ... તાલો ૧, સુંઠ ... ... તાલો ૧, જેઠીમધ ... તાલો ૧.
કડુ ... ... તાલો ૧, અજમોદ... તાલો ૧, સીધવ ... તાલો ૧.

એ સર્વે વસાણુાંને કુટી કપડછંદ કરી તેનાં પડીકાં વાલ ૫ એટલે એઆની ભાર વાળવાં, અને તેમાંથી પડીકું ૧ સવારે તથા એક સાંજે ઘીમાં મેળવીને ચાટવું. એ પ્રમાણે દીન ૨૧ સુધી કરવું.

## ઇલાજ ૩ જો.

### વાત્તપિત્ત તથા અગની ઘણી થાય; છાતી ઉપર પિત્ત થાય ને ઉલટી થાય અને કડવું પીળું પિત્ત પડે તેના ઇલાજ.

શાકર શેર ૧ ને ત્રાંબાના વાસણમાં નાખી, તેમાં પાણી શેર ૨. નાખી કહાડો કરવો; અને તેમાં નીચે લખેલાં વસાણાં નાખવાં;—

સેવતીનાં ફુલ તોલા ૨૨, પોસત ...તોલા ૨૨, હરડે ... ...તોલા ૨.
જેઠીમધ ...તોલા ૨, મુસલીકદ ...તોલા ૨, આમળાં ...તોલા ૨.
એડાં ...તોલા ૨, કોદમરી ...તોલા ૨, તમાલપત્ર ...તોલા ૨.
દાલચીની ...તોલા ૨, કાળી દરાખ તોલા ૫, ખસખસ ...તોલા ૩.
જીરૂ ખંબાતી તોલા ૨.

એ સઘળાં વસાણુાંને કુટીને પેલા સાકરવાળાં પાણીમાં નાખવાં, અને તેની અંદર બીજું પાણી શેર ૩ નાખી ઉકાળવાં ને જ્યારે પાણી શેર ૨ ને આસરે રહે ત્યારે ઉતારીને તેમાંથી પાણી શેર ૦ા લઇને સવાર સાંજ બે વખત પીવું.

## ઈલાજ ૪ થો.

### વાતપિત્તનો ઈલાજ.

વાળો તોલા ૨, સુંઠ તોલા ૩, પીતપાપડો તોલા ૨, અરણી તોલા ૪.
મોથ તોલા ૨.

એ સર્વે વસાણાંને ખોખરાં કરીને પાણી શેર ૧ માં ઉકાળવાં ને પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દહાડામાં બે વખત પીવું.

## ઈલાજ ૫ મો.

### વાયુપિત્ત–છાતી બંધ થઈ હોય, સુળ મારે, માથુ દુઃખે, દીલ ભરાતું હોય તે ઉપર પીવાનો કહાડો.

લવંગ... ...તોલા ૨, પીપર ...તોલા ૪, દશમુળ ...તોલા ૭.
સુંઠ ... ...તોલા ૪, કુલીજંન ...તોલા ૪, પીપરીમુળ ...તોલા ૪.
મરી... ...તોલા ૪, ભરમીખડે ...તોલા ૭,

એ સઘળાં વસાણાંને છુંદીને તેની પડી ૩ કરવી. તેમાંથી પડી ૧ પાણી શેર ૧ માં ઉકાળવી, ને પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દહાડામાં ૩ વખત પીવું; અને એજ પ્રમાણે બીજી બે પડી પણ પીવી.

## ઈલાજ ૬ ઠ્ઠો.

### વાયુનો ઈલાજ.

વરીઆળી તોલા ૩, ચાહા ...તોલો ૦ાા, સુંઠ ... ...તોલો ૦ાા.
તજ... ...તોલો ૦ાા, ફુદનો સુકો તોલા ૩, મરી ... ...તોલો ૦ાા.
પીપર ...તોલો ૦ાા, લવીંગ દાણા નંગ ૧૫, એરવોદસ તોલો ૦ાા.
પીપરીમુળ તોલો ૦ાા, ધાણા ...તોલા ૩, સાકર ...તોલા ૬.
એલચી ...નંગ ૪૨,

એ સર્વે વસાણાંને કુટીને તેની પડી ૩ કરવી. તે પડીમાંથી એક પડી લઈ.પાણી શેર ૧ા માં ઉકાળવી ને જ્યારે પાણી ૧ાા પાસેર રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દહાડામાં ત્રણ વખત પાવી. એમ એ ઉકાળેલી પડી ત્રણ દહાડા એટલાજ પાણીમાં ઉકાળી ૧ાા પાસેર પાણી રાખી દિવસમાં ત્રણ વખત પીવી ને પછી તે પડી રદ કરવી અને બીજી લેવી. એમ ત્રણે પડી પુરી થતાં સુધી એ દવા દિન નવ પીવી. એથી ફાયદો થશે.

એ દવા પીધાથી જેનું પેટ ખાધા પછી ચહડી આવતું હોય તેને પણ ફાયદો થાય છે. ખાવાની પરેહજી રાખવી.

## ઈલાજ ૭ મો.

અજમો, સુંઠ, ગલણીનાં બીજ.

એ સઘળાં વસાણાંને સરખે ભાગે લઇને તેને કુટીને કપડછંદ કરવાં. પછી જુનો ગોળ એથી બમણો લઇ તે વસાણાં સાથે મેળવી ખલ કરવી અને તેની ગોળી ચણી બોર જેવડી વાળવી; અને દરરોજ સવારે ગોળી ૧ માખણ સાથે ખાવી. એથી સરવે પ્રકારનો વાયુ દુર થશે, ને ભુખ પણ સારી લાગશે.

## ઈલાજ ૮ મો.

| | | | | |
|---|---|---|---|---|
| રાસણા, | વજ, | પીપર, | ગોખરૂ, | ભોંયરીંગણી. |
| મોથ, | દેવદાર, | મરી, | રીંગણી, | અતીવીસની કળી. |
| અરડુસો, | હરડે, | ધાણા, | સુવા, | ચીકણમુળ. |
| ગળો, | ગરમાળો, | સતાવરી, | સાતોડી, | એરંડમુળ. |

એ સર્વે વસાણાંને તોલો ૦॥ અરધો લઇને ખોખરાં કરી તેનો ઉકાળો પાણી શેર ૧ માં કરવો, ને પાણી શેર ૦॥ રહે એટલે ઉતારી તેને ગાળી કહાડી તેમાં સુંઠનો ભુકો તોલો ૧ નાખીને દહાડામાં બે વખત પીવા આપવો. એજ મુજબ ફરીથી ઉકાળી બીજે દહાડે પીવો. પછી રદ કરી નવો લેવો. એથી વાયુ નરમ પડશે.

## ઈલાજ ૯ મો.

ઇંદ્રજવનાં ફુલને પાણીમાં બાફી કહાડવાં; અને તે બાફેલું પાણી નાખી દેઇ ફુલને હરેક જાતની ભાજી તરકારી ઘરમાં રંધાય તેમાં નાખી પકાવવાં; અગર એકલાં એ ફુલનેજ ઘીમાં પકાવીને રોટલી સાથે ખાવાં; અને એમ દિન ૧૫ સુધી ખાવાથી એ રોગ દુર થશે.

## ઈલાજ ૧૦ મો.

### વાયુથી માણસના સાંધા દુખતા હોય, પવનથી કમર દુખતી હોય તથા હરેક જગાએ સોજો ચહડયો હોય તે ઉપર લેપ.

ગુગળ... ...તોલા ૨, રેવંચીનો સીરો તોલા ૨, હસેસ... ...તોલા ૨.
ગુજર... ...તોલા ૨, રગતબોળ ...તોલા ૨,

એ સઘળાં વસાણાંને છુંદીને એકવત કરીને એક સીસીમાં ભરી રાખવાં. તેમાંથી કામ જેટલો ભુકો લઇ ઈંડાની સફેદી સાથે ખુબ ખલ કરવો; અને પછી જે જગાએ ચોપડવું હોય ત્યાં ચોપડી ઉપર રૂનાં પોળીઆં વળગાડવાં, અને તેને દીન ૩ સુધી રહેવા દઇ ધોઇ નાખવું. એ પ્રમાણે ત્રણ ચાર વખત કરવાથી સાંધા દુખતા નરમ પડશે.

## ઈલાજ ૧૧ મો.

### વાયુ ગોળો, સારંગગાંઠ તથા જલંદરના ઈલાજ.

ખારક નંગ ૧૭ ઠળીઆ કહાડેલી, અજમો પૈસા ૪ ભાર.

એ બંને ચીજને છુદી કપડછંદ કરવી અને દરરોજ સવારે પૈસા ૦। ભાર પાણી સાથે ફાકવી. એ પ્રમાણે દિન ૨૧ સુધી કરવાથી ફાયદો થશે.

## ઈલાજ ૧૨ મો.

### વાયુ થયો હોય, તથા ગળામાંથી કફ પડતો હોય, માથું દુખતું હોય તથા પિત્ત થયું હોય તેના ઇલાજ.

દશમુળ, રાસના, ગળો, દારૂહળદર, પાડ મુળ.
હરડે મોટી, ભારંગ, એરંડમુળ, રીંગણી, અરડુસો.

એ સર્વે વસાણાંને તોલો ૦।। અરધો લઇને તેને ખોખરાં કરી, તેના ભુકાની પડી ૩ કરવી. તેમાંની પડી ૧ ને પાણી શેર ૧ માં માટીના વાસણમાં નાખી ઉકાળવી ને પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી ગાળી કહાડી સવાર સાંજ પીવા આપવું. અને એ ઉકાળેલી પડી બીજે દહાડે પાછી ઉકાળી એજ મુજબ પીવી. એમ છ દિવસ એ પડી પીવાથી એ રોગને દુર કરશે.

---

# વાયુથી ચાવનીઆં તથા દાંત બંધ થઈ ગયા હોય તેના ઈલાજ.

### વાયુ થવાથી ચાવનીઆં તથા દાંત બંધ થઈ ગયા હોય, તથા છાતી બંધ થઇ ગઇ હોય અને તાવ પણ આવતો હોય-જેને સનેપાત કહે છે-તેના ઇલાજ.

### ઈલાજ ૧ લો.

ચીત્રક...તોલા ૨, પીપર...તોલા ૩, ટંકણખાર...તોલા ૨.
લવંગ ...તોલા ૨, ગંધક...તોલા ૨.

ટંકણખારને તવામાં નાખીને ચુલા ઉપર મુકવો. ફુલાઇને ઉજળો ધાણી જેવો થાય એટલે બહાર કહાડીને ખલમાં ખલ કરવો. પછી બીજાં સર્વ વસાણાંને કુટી કપડછંદ કરીને તેને પણ ખલમાં નાખી ખલ કરવાં; અને એકમેકની સાથે મેળવવાં. તે સર્વ મિશ્રણને ભાંગરાના રસમાં દીન ૧ સુધી ખલ કરવાં, ને ગોળી બંધાય એવું થાય એટલે તેની બોરના ઠળીઆ જેવડી ગોળીઓ વાળવી. ગોળી ૧ સવારે આદુનાં રસ સાથે મેળવીને મોઢામાં ચોળવી. કલાક ૩ સુધીમાં ચાવનીઆં નહી ઉઘડે તો ફરીથી બીજી ગોળી એજ પ્રમાણે આપવી. જો એથી પણ દાંત નહીં ખોલે અથવા છાતી ખુલીને હોશીઆરી નહીં આવે તો નીચેનો ઇલાજ કરવો, જેથી દાંત ખુલ્લા થઇ જશે.

### ઈલાજ ૨ જો.

લીંડી પીપર તોલો ૧, ટંકણખાર તોલો ૧, લવંગ તોલો ૧.

ટંકણખારને તવામાં નાખી ચુલા ઉપર મુકીને ફુલવવો, ને સફેદ ધાણી જેવો થાય એટલે તે ઠંડો થવા દેવો. બાદ લવંગ તથા પીપરને ઠીકરાંમાં નાખીને ભુંજવાં અને તે પછી તે ત્રણે ચીજને ખલમાં નાખીને બારીક કરવાં. પછી તેને કપડાંથી ચાળી કહાડી એક શીશીમાં ભરી મુકવાં. તેમાંથી તોલો ૦| ને આસરે લઇને મધ સાથે મેળવીને દાંત તથા પારાને ચોપડવું, એટલે દાંત ખુલશે.

### ઈલાજ ૩ જો.

માંકડ મારી તેનું લોહી કાઢવું ને તે દાંતના પારા ઉપર ભરવાથી ફેર પડે છે.

---

# વાઈના ઈલાજ.

### ઈલાજ ૧ લો.

#### વાઇથી ચકર આવતી હોય તેના ઇલાજ.

સુંઠ તોલો ૦||, પીપરી મુળના ગાંઠ તોલો ૦|, સફેદ મરી તોલો ૦||.

એ ત્રણે જણસને ખોખરી કરી તેમાં પાણી શેર ૧ નાખી ખુબ જોશ આપી પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારી ગાળી કાઢી દિવસમાં ૩ વખત તેમાં સાકર નાખી પીવું.

---

# વાયુના સબબથી આખા આંગમાં ચસક તથા કળતર મારતી હોય તેના ઈલાજ.

## ઈલાજ ૧ લો.

સીંધાલુણ તોલો ૧, વડાગરૂ તોલો ૧, સંચળ ... ...તોલો ૧.
બંગડીખાર તોલો ૧, આમલીની ઉપરનાં છોલતાંની રાખ તોલા ૪.

એ સઘળાં વસાણાંને ખલમાં નાખીને લીંબુના રસમાં દીન ૧ ભીંજવી રાખવાં. બીજે દિવસે તેને કપડાંથી ગાળી લઇને રસને નાખી દેવો, અને ભુકો પાછો ખલમાં નાખી તેમાં હીંગ તોલો એક ભેળીને પેલાં વસાણાં સાથે ખલ કરવો. તે પછી તેમાં,

મરી તોલો ૧, પીપરી તોલો , સુંઠ તોલો ૧, ગંધક તોલો ૦ાા.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને તે ખલમાં નાખી ખલવાં ને બધાં સાથે બરાબર મેળવી તેમાં આદુનો રસ રેડતાં જવું ને ખલ કરતાં જવું. એ પ્રમાણે દીન ૧ સુધી કીધા પછી તેની વાલ બરોબરની ગોળીઓ વાળવી, અને ગોળી ૧ સવારે તથા ગોળી ૧ સાંજે પાન સાથે ખવાડવી.

ખોરાકની પરેહજી રાખવી; ગોસનો સેરવો અને ચોખાની રોટલી આપવી.

## ઈલાજ ૨ જો.

કડવા સેકટાનાં ઝાડનાં પાંદડાંને ભીના કપડાંમાં લપેટવાં. પછી તેને ભભતમાં ભુજવાં, ને તેનો ગરમ ગરમ સેક કરવો, તથા તેજ પાંદડાંને ગરમ કરી જ્યાં ચસક (પેન) મારતી હોય ત્યાં બાંધવાં.

## ઈલાજ ૩ જો.

### છાતી ઉપર ચસક (પેન) મારે તેનો ઈલાજ.

મીઠા સેકટાનાં ઝાડનાં લીલાં અથવા સુકાં છોડાંને મોવડાંના અથવા બરાંડી દારૂમાં ઘસવું અને તેની સાથે સાબરસીંગડું ઉપલાજ ગમે તે જાતનાં દારૂમાં ઘસવું; અને તે ઘસારો જ્યાં ચસક મારતી હોય ત્યાં અગર દુઃખતું હોય ત્યાં અવારનવાર ભરવો. જો ઘણુંજ દુઃખતું હોય તો ઉપલા ઘસારામાંથી પાવલી ભાર લઇ પાણીમાં ભેળીને પાઇ દેવું, એથી ફાયદો થશે, ને ચસક નરમ પડશે.

### ઇલાજ ૪ થો.

વાલની દાળ પાણીમાં ૮–૧૦ કલાક બોળી રાખવી, જેથી દાળ નરમ થઇ જશે. તેને પથ્થર ઉપર બારીક વાટી મલમ જેવી કરવી, ને જ્યાં દુખતું હોય ત્યાં ભરવાથી ઘણું તણાઇ પવન ખેંચી કાઢી સાંધા છુટા થશે.



# વાળાનું દરદ (મરાઠીમાં જેને નારૂ કહેછે) તેના ઈલાજ.

**કારણ—ખરાબ અન્ન ખાધાથી તથા નઠારૂં પાણી પીવાથી એ દરદ પગના કોઇ પણ ભાગ ઉપર તથા હાથ ઉપર થાય છે. પેહેલાં ત્યાં ગુમડી બંધાય છે, ને તેમાં પાતળા દોરા જેવો લાંબો જીવ થાય છે તેના ઇલાજ.**

### ઇલાજ ૧ લો.

ખાવાનાં પાન નંગ ૨૫ લઇ તે બધાં ઉપર ઘી લગાડવું ને તેના ઉપર રાજમની આટા જેવી ભુકી કરી ભભરાવવી, તથા સાથે જરા સીંદુર પણ ભભરાવવો, પછી દરેક પાનને આતસ ઉપર સેકી એક ઉપર એક વાળાના મોં ઉપર મુકી પાટો બાંધવો. તેથી વાળો બહાર આવશે. એ પાન બે ત્રણ દીવસ રાખી પછી નવાં બાંધવાં.

### ઇલાજ ૨ જો.

દરદીને વાળાનું દરદ માલમ પડે કે તુરત તેને જાણ કરવા વગર પલંગમાંના માંકડ નંગ ૩ લઇ ગોળ તોલા ૦ાા માં મેળવી ગોળી વાળી દરદીને ચાવવા

વગર ગળી જવા કહેવું. બીજે દહાડે ગોળમાં ચાર માંકડ મેળવી ખવરાવવા. ત્રીજે દહાડે ચાર, એમ ચાર પાંચ દીવસ ખવરાવ્યાથી વાળો બેસી જશે.

## ઇલાજ ૩ જો.

લોબાન તોલા ૦॥ ની ભુકી કરી તેને દહીં સાથે મેળવી દરરોજ સવારમાં ખવાડવાથી વાળો બહાર નીકળી આવશે. વાળો બહાર નહીં આવે તેટલા દીવસ એ દવા ચાલુ રાખવી.

## ઇલાજ ૪ થો.

સાફ કરેલો નવસાગર જે વેલાતથી આવે છે, જે ગાંધીની દુકાને વેચાય છે જેને Amonia Chloride કરી કહે છે તેની ભુકી એક તપખીરની ચપટી જેટલી લઇ વાળાનાં મોઢાં ઉપર દરરોજ મુકયા કરવી, તેથી વાળો બહાર નીકળી આવશે.

## ઇલાજ ૫ મો.

આકડાનાં ફુલ ડીંડવા સાથે તોલા ૩, ગોળ તોલા ૩.

આકડાનાં ફુલને બારીક છુંદી તેમાં ગોળ મેળવવો, ને તેની ગોળી નંગ ૩ વાળવી અને એ ગોળી, વાળાનાં દરદીને સવારે ૧ તથા સાંજે ૧ તથા બીજે દહાડે સવારે ૧ એમ ત્રણે ખવરાવવી. એથી જ્યાંસુધી વાળાની અસર હશે, તેટલો વખત ઝાડા થશે. અસર નાબુદ થયેલી ઝાડા બંધ થશે.

જો ઝાડા ઘણા થાય અને દરદીને ધીરજ ન રહે તો સાકરની મીઠી ચાહા બનાવીને પાવી, તેથી ઝાડા બંધ થશે.

## ઇલાજ ૬ ઠ્ઠો.

વડાગરૂં મીઠું વાટી વાળા ઉપર દીન ૩ સુધી બાંધવાથી વાળો નાબુદ થશે.

## ઇલાજ ૭ મો.

વાડ દુધેલીના વેલાનાં પાંદડાં વાટી તેમાં જરા મીઠું નાંખી લેપડી કરી વાળા ઉપર મુકવાથી સારૂ થશે. બીજે દહાડે નવી મુકવી.

## ઇલાજ ૮ મો.

કરમાણી તોલો ૧, હીંગ તોલો ૦।, લસણ તોલો ૦॥,
ચુનો ...તોલો ૦।, ... ...સાબુ કપડવંજી તોલો ૧.

એ સર્વેને કુટી તેની લુગદી કરી વાળા ઉપર બાંધવાથી વાળો બળી જશે. એ પ્રમાણે ફેર પડે ત્યાં સુધી અવારનવાર નવી લુગદી બનાવી મુકવી.

### ઈલાજ ૯ મો.

કબુતરનો અધાર વાલ ૩, ગોળ વાલ ૩.

એ બેઉની ગોળી વાળી ખાવી. બીજે દહાડે નવી બનાવી ખાવી, ન દીન ૧૪ ચાલુ રાખવાથી વાળાનું દરદ નાબુદ થશે.

---

# વાનો બુક પકડે તેની દવા.

### ઈલાજ ૧ લો.

શાહજીરૂં શેર ૧ શેરડીના અથવા દરાખના સરકામાં ચીનીના વાસણમાં દીન ૭ સુધી ભીજવી રાખવું ને આઠમે દહાડે સરકામાંથી કહાડી ચીનીનાં વાસણમાં સુકવી લેવું.

| | | |
|---|---|---|
| સીતાબ સુકો ... ... | તોલા ૧૭, | |
| ગુલેઅરમાની ... ... | તોલા ૭, | |
| સફેદ તપખીર (તબાશીર) ... ... | તોલા ૫, | |
| મરીની જડ ... ... | તોલા ૧૭, | |
| કાળાં મરી ... ... | તોલા ૬, | |
| નજ ચીનાઇ ... ... | તોલા ૫, | |
| મોટી હરડેનો મુરબ્બો... | તોલા ૧૦. | |
| ગુલકન (જુનો વરસ ૨ નો) | તોલા ૨૮. | |
| આદુંનો મુરબ્બો ચીનાઇ | તોલા ૨૮. | |
| આમળાંનો મુરબ્બો... ... | તોલા ૨૮. | |
| કાળી દરાખ ... ... ... | તોલા ૨૮. | |
| મીઠી અમદાવાદી આમલી | તોલા ૨૮. | |
| ખરો કેરબો ... ... ... | નંગ ૧. | |

એ સર્વેને છુંદીને બારીક કરી એકરસ કરવાં ને તેમાં સાકર શેર ૨ થી ૩ નો ચાસ બનાવી નાખવો, ને સાથે બરાબર મળે તેમ હીલવી ઠંડું પાડી કોરીના વાસણમાં ભરી મુકવું. જો વાપરનારને મધની અડચણ નહીં હોય તો સાકરના ચાસ સાથે શેર ૧ ને આસરે મધ નાખી તેમાં સાથે મેળવવું.

મધ વાપરવાથી બલગમ છુટો પડશે તથા હાંફ હશે તે પણ નરમ પડશે.

વાપરવાની રીતઃ—

વાનો બુક પકડયો હોય, ભુખ નહીં લાગતી હોય પિત્તથી અથવા નજલાથી માથું દુખતું હોય તેણે ચમચી ૧ થી ચમચો ૧ સુધી દીવસમાં બે વખત લેવું.

એ દવા બે ચાર દીવસ લીધા પછી ૫–૭ દીવસ સુધી વાપરવી નહીં. કારણ કે એ પ્રમાણે પાંચ સાત દિવસનો વચ્ચે ગાળો નાખી વાપરવાથી ફાયદો થશે.

## ઈલાજ ૨ જો.

અજમો ... તોલા ૩, વરીઆળી તોલા ૨, અજમોદ ... તોલા ૩.
અખોડી સફેદ નંગ ૧૦, તમાલપત્ર તોલા ૨, સુંઠ ... ... તોલો ૦॥.

એ સઘળાંને છુંદી બારીક કરી ભરી રાખવાં ને જ્યારે વાપરવું હોય ત્યારે તેમાંથી તોલો ૦॥ લઇ સાકર બેઆની ભાર સાથે મેળવી દરરોજ એક વખત ફાકવાથી આરામ થશે.

## ઈલાજ ૩ જો.

બદામના દાણા નંગ ૭, વરીઆળી તોલો ૦॥, એલચી દાણા નંગ ૭.
કાળી દરાખ નંગ ૧૧, પીપરીમુળ તોલો ૦॥, હીમજી હરડે દાણા ૭.
અનીસું ... તોલો ૦॥.

બદામ તથા હીમજી હરડેના કટકા કરવા, તથા એલચી દાણાનાં છાલાં અલગાં કરી બાકીની બીજી સઘળી જણસો સાફ કરી તેને એક વાસણમાં નાખી તેમાં બહુજ ગરમ ખખળતું પાણી શેર ૦॥ નાંખી ઠંડું પડે ત્યાં સુધી રહેવા દેવું. પછી તેને ગાળી કહાડી તેમાંથી વાઇન ગલાસ ૧ થી ૨ પાવું. પેટ નહીં લાવવું હોય તો હીમજી હરડે તથા અનીસું લેવું નહી.

## ઈલાજ ૪ થો.

વાવડીંગ તોલા ૨ લઇ તેને છુંદી આટા જેવી કરી બ્રાંડી અથવા મોવડાંના દારૂમાં મેળવી ગરમ કરી પેટે ચોળીને ભરવી, તેથી પવન હશે તો ખુલાસો થશે.



# વીંછુ કરડે તેના ઈલાજ.

—⋙⋘—

## ઈલાજ ૧ લો.

કોહોળું કે જેને કેટલાક લોકો દાંગર કહે છે તેનું ડીચું લીલું અથવા સુકું કોઇ પણ મળે તેને પાણીમાં ઘસીને ડંખ ઉપર લગાડવું.

## ઈલાજ ૨ જો.

બોરડીનાં પાંદડાં ચાવીને ડંખ ઉપર મુકવાં.

## ઈલાજ ૩ જો.

મીઠું વાપરવાનું ચમચો ૧ લઇ એક વાઇનગલાસ બ્રાંડીમાં નાખી મેળવવું. પછી ડંખેલા ભાગ ઉપર એક કપડાના કટકાથી તે લગાડવું. તેની અસર થોડા વખતની અંદર ચમત્કારીક રીતે થઇ ઝેર ઉતરી જાય છે.

## ઈલાજ ૪ થો.

નીમક તોલા ૧ થી ૨ લીલી હળદરના રસમાં મેળવી સીસીમાં ભરી રાખવું, ને જેને વીછુએ કરડયો હોય તેની આંખમાં એ પાણીનાં ૪ થી ૫ ટીપાં નાખવાં ને તેમાંથી પગને તળીએ પણ લગાડવું. જો લીલી હળદર નહીં મળે તો સુકી હળદરનો ભુકો પાણીમાં મેળવી ભીંજવી ગાળી કાઢી વાપરવો.

## ઈલાજ ૫ મો.

આમલીના ચીચોડાની ઉપરની છાલ કાઢી તે વીછુનાં ડંખ ઉપર વળગાડવી, એટલે નરમ પડશે.

## ઈલાજ ૬ ઠ્ઠો.

ભીડાંની જડને કુટી તે વીંછુની કરડેલી ડંખની જગો ઉપર બાંધવી. જડ નહીં હોય તો કાંદા કુટી તે જગાએ બાંધવો; એથી ઇજા દુર થશે.

## ઈલાજ ૭ મો.

નીમકનું પાણી કરીને એક એક ટીપું નાકમાં નાખવું.

## ઈલાજ ૮ મો.

સરકો ને નીમક એકરસ કરીને ઘા ઉપર લગાડવું.

### ઈલાજ ૯ મો.

આમલીનો ચીચોડો પાણીમાં અરધો ઘસી બાકી રહેલા અરધાને ડંખ ઉપર લગાડવો. તે એવો વળગશે કે ઝેર ચૂસવા પછીજ પાછો ખરી પડશે.

### ઈલાજ ૧૦ મો.

આંબાના ઝાડ ઉપર જ્યારે કેરીઓ હોય ત્યારે કેરી તોડતાં ચીક નિકળે છે, તે ચીક એક સીસીમાં ભરી રાખવો. જે માણસને વીંછુએ કરડયો હોય તેના ડંખ ઉપર તે ચીક ભરવાથી ઝેર ઉતરી જશે.

### ઈલાજ ૧૧ મો.

વીંછુના કરડવાથી ઝેર જ્યાં સુધી ચડયું હોય તે ભાગથી તે ડંખ મારવામાં આવ્યો હોય ત્યાં સુધી પોમાડીઆના ઝાડનું મુળીઉ લઇ ઉપર ફેરવવું અને ડંખની ઉપર ઉપલું મુળીઉ ઘસીને ચોપડવું, તેથી વીંછુનું ઝેર ઉતરી જશે.

---

# સસણીની અથવા દુધવાવરીની દવા.

**આ દરદ ઘણું કરીને નાનાં બચ્ચાંને થાય છે. બચ્ચાંની માના ખાવામાં કાંઈ ભારે પદાર્થ આવવાથી દુધમાં બીગાડો થાય છે અને તે બીગડેલું દુધ બચ્ચાંને ધવાડયાથી અથવા બચ્ચાંને સરદી થવાથી એ દરદ થાય છે.**

### ઈલાજ ૧ લો.

એરડીની છાલનો રસ ... શેર ૧, નગોડનો રસ ... ... શેર ૧.
અરડુસાનો રસ ... ... શેર ૧, કેળનો રસ ... ... ... શેર ૧.
પીપળાનાં પાંદડાંનો રસ ... શેર ૧, રીંગણીનો રસ ... ... શેર ૧.
ઝીંઝોટાનો રસ ... ... ... શેર ૧, મધ ... ... ... ... શેર ૧.
ગોળ ... ... ... ... ... શેર ૧,

એ સર્વેને એકવત કરીને એક માટીના વાસણમાં ભરી તેનાં મોઢાં ઉપર એક કોડીઉં મુકી, કપડમટી કરવું. પછી ચુલા તળે તે વાસણને ડાટવું ને ઉપર થોડી રાખ નાખી તે ચુલો દરરોજ વાપરવો, અને ૪૦ દીવસ તે વાસણ રહેવા દેવું. એટલે અંદરની દવા બરાબર પકવ થશે. તેમાંથી ચમચો ૧

દવા લઇ સસણીવાળાં બચ્ચાંને દહાડામાં બે વખત પાવી. જોબચ્ચું ઘણું નાનું હોય તો નાની ચમચી ૧ તેના ભાગ ૨ કરીને સવાર સાંજ પીવા આપવી.

## ઇલાજ ૨ જો.

મોટી હરડે, બેડું, જેઠીમધની લાકડી.

એ ત્રણે વસાણાંને ઉકાળેલી ચાહાના પાણીમાં સરખે ભાગે પાંચ ઘસરકા ઘસવા. જો ચાહાનું પાણી નહીં મળે તો ઉના પાણીમાં ઘસવા. અને તેમાં સીધાલુણ વાલ ૧ ને વજને લઇ તે પણ સાથે ઘસવું. પછી તેમાં થોડું મધ નાખીને દહાડામાં બે ત્રણ વખત ચટાડવુ. એ પ્રમાણે બે ચાર દહાડા સુધી એ દવા આપ્યા કરવી. બચ્ચાંની માને એટલા દહાડા ઘણોજ હલકો ખોરાક ખાવા આપવો. તેલ, મરચું, ખાટું, અથવા વાયડું ખાવા દેવુ નહીં.

## ઇલાજ ૩ જો.

હરડે, બેડાં.

એ બંનેને ઠંડા પાણીમાં સરખે ભાગે ઘસીને તેમાં થોડી સાકર ઘસીને એકવત કરીને બચ્ચાંને જરા જરા પાવું.

## ઇલાજ ૪ થો.

મરઘીનો સાતપડો કાઢીને તેને સુકવવો; સુકાયા પછી તેનો ભુંકો કરીને સીસીમાં ભરી રાખવો ને જ્યારે બચ્ચાંને સસણી થાય ત્યારે વાલ ૦ાા થી ૧ એક સુધી મધમાં મેળવી દીવસમાં એક વખત ચટાડવો, એથી સસણી નરમ પડશે.

## ઇલાજ ૫ મો.

દીકામરી, રેવંચીની લાકડી, એળીઓ.

એ ત્રણે વસાણાંને સરખે ભાગે લઇને તેને ખલમાં નાખી ઘુંટવાં. પછી તેમાં થોડુ ઉનું પાણી નાખી ઘુંટયા કરવું, અને તે બચ્ચાંના પેટ ઉપર પાતળું ચોપડવું. ડુંટી ઉપર ચોપડવું નહીં. સવારે ચોપડી, સાંજે ધોઇ નાંખી, નવું ચોપડવું, અને તે પાછું સવારે ધોવું. એમ બે ત્રણ દહાડા ચોપડયાથી ફાયદો થશે.

## ઇલાજ ૬ ઠો.

માંડવાનાં પાકાં પાન મોટાં લાવીને તેની ઉપર એરંડિયું તેલ ચોપડીને અંગાર ઉપર સેકી પેટ ઉપર મુકવાં.

## ઈલાજ ૭ મો.

જાયફળ, લવંગ, વાયવડીંગ, સાબરસીંગડું.

એ સર્વે ચીજને (બ્રાંડી) દારૂમાં સરખે ભાગે ઘસીને તેને એક વાટકામાં ભરવું. પછી તેમાં થોડો વધારે દારૂ નાખીને ગરમ કરવું, અને સેહેવાતું બચ્ચાંની છાતીથી પેટ સુધી ભરવું. જો બચ્ચું ગભરાતું હોય તો એજ દવા લઈ તેમાં થોડું મધ નાખી મેળવી જરા જરા ચટાડવું.

## ઈલાજ ૮ મો.

અગર, સુંઠ, લવંગ, જાયફળ, વાયવડીંગ.

એ સર્વે વસાણાંને સરખે ભાગે લઇને તેને મોવડાનાં ખેવડા દારૂમાં ઘસીને થોડું ઉનું કરીને છાતી, પાંસળાં તથા પેટ ઉપર ચોપડવું. એ પ્રમાણે ત્રણ વખત ચોપડવું.

## ઈલાજ ૯ મો.

હરડાં, બેડાં.

એ બંનેને ઠંડા પાણીમાં સરખ ભાગે ઘસીને તેમાં સીંધાલુણ વાલ ૨ નાખી મેળવવું, પછી તેમાંથી નાની ચમચી ભરીને દહાડામાં એક અથવા બે વખત પાવું, એ પ્રમાણે ત્રણ દહાડા સુધી પાવું.

## ઈલાજ ૧૦ મો.

પાપડ ખાર ચણાની દાળથી ઓછો લઇને તેમાં ગોળ વાલ પાંચ તથા બચ્ચાંની માનું દુધ થોડું નાખી મેળવી દહાડામાં બે વખત પાવું. એમ ત્રણ ચાર દહાડા પાવું; પણ એ દવા પાંચ મહીનાની ઉપરનાં બાળકને પાવી.

## ઈલાજ ૧૧ મો.

ગોરૂં ચંદન વાલ ૩, હળદર વાલ ૩.

એ બંનેને માંડવાના પાનનાં રસમાં એકવત કરીને તેમાંથી ટીપાં ૧૫ થી તે ૨૫ સુધી દહાડામાં બે વખત પાવાં. એ પ્રમાણે દીન ૧૦ સુધી એ દવા બચ્ચાંને પાયા કરવી, જેથી ફાયદો થશે.

## ઈલાજ ૧૨ મો.

કારેલાંના લીલાં પાંદડાંનો રસ તોલા ૨, તેમાં હળદરનો ભુકો વાલ ૫ નાખીને એકવત કરવો; ને તેમાંથી નાની ચમચી ૧ ભરીને સગ્રણીવાળાં

બચ્ચાંને સવારે પાવો. જો એથી આરામ નહીં જણાય તો સાંજે પણ ફરીથી એક ચમચી પાવું. એથી બચ્ચાંને ઉલટી થશે; ને પેટ આવશે.

### ઈલાજ ૧૩ મો.

સીતાબના પાલાનો રસ કહાડી તેમાં તેટલુંજ ચોખ્ખું મધ નાખીને થોડું થોડું દહાડામાં ત્રણ વખત નાની ચમચી પાવું. એથી બચ્ચાંની સસણી નરમ પડશે. તથા પેટનાં દરદને પણ ફાયદો કરશે.

### ઈલાજ ૧૪ મો.

ચોધારા થુવરનાં પાંદડાંને સેકી એળીઓ તોલો ૧, રેવંચીનો શીરો તોલો ૧.
તેનો રસ કહાડવો, ... .. ... ...હરડે ઝીણીનો ભુકો તોલો ૧.

એ સર્વે વસાણુંને ભુકો કરીને થુવરના પાંદડાંના રસમાં નાખીને ઉનું કરવું. પછી તેને ઉનારી ઠંડું પાડી તેનો લેપ બચ્ચાંના પેટ ઉપર ચોપડવો. દુંટી ઉપર ચોપડવો નહીં. એ પ્રમાણે બે ત્રણ વખત ચોપડવું.

### ઈલાજ ૧૫ મો.

ગોળ વાલ ૫ માં સાજીખાર વાલ ૨ અથવા ૩ નાખીને પાણી સાથે મેળવીને નાનાં બચ્ચાંને દહાડામાં બે અથવા ત્રણ વખત નાની ચમચી ભરીને પાવું. એથી પેટ માંહેલી ગાંઠો ઝાડાવાટે પડી જશે.

### ઈલાજ ૧૬ મો.

ચોખ્ખા બ્રાંડીનાં બે ચાર ટીપાં એક ચમચા પાણીમાં નાંખીને દહાડામાં બે વખત બચ્ચાંને પાવાં. એ પ્રમાણે બે ત્રણ દહાડા પાવાથી ફાયદો થશે.

### ઈલાજ ૧૭ મો.

જેઠીમધ તોલા ૨, વરીઆળી તોલા ૨.

એ બંનેને ખાંડી પાણી શેર ાા માં ઉકાળવાં ને પાણી શેર ા રહે ત્યારે ઉતારી તેમાં જેઠીમધના તથા અકલગરાના ઘસરકા ૫, સીંધાલુણ ૧ ચણાભાર, મધ તોલો ાા તથા સાકરની ગાંગડી ૪ નાખી બરોબર મેળવવું. પછી તેમાંથી બચ્ચાંને થોડું થોડું ચટાડવું. એમ થોડા દહાડા ચાલુ રાખવું.

### ઈલાજ ૧૮ મો.

ગાયનું ઘી તોલો ૧, સીંધાલુણનો ભુકો વાલ ૫.
મધ ... તોલો ાા, આદાના રસનાં ટીપાં ૫ થી ૧૦.
એ બધાંને બરાબર મેળવી તેમાંથી બચ્ચાંને બે ત્રણ આંગળી ચટાડવી.

---

# સલેખમ થઈ થાંસો થયો હોય તેના ઈલાજ.

એ રોગ થવાનું કારણુ ઠંડી હુવા ખાવાથી, ઠંડો ખોરાક ખાવાથી, ઠંડી હુવામાં બંધાયલું બરફ ખાવાથી તથા ઝાકળમાં રહેવાથી એ રોગ થાય છે.

## ઈલાજ ૧ લો.

ખજુરની પેસી ... ... ... ૨, હીમજી હરડે ખોખરી કીધેલીના દાણા ૭.
સફેદ મરી ખોખરાં કીધેલાં દાણા ૭, કાળાં મરી ખોખરાં કીધેલાં દાણા ૭.
વરીઆળી ... ... ... તોલો ૦॥, સુંઠ ઝીણી કટકા કીધેલી કટકો ૧.

એ સઘળાં વસાણાંને સાફ કરી એક વાસણમાં નાખી તે માંહે ગરમ ખખળતું પાણી શેર ૦॥ નાખી તે ઠંડું પડે પછી ગાળી કહાડી તેમાંથી વાઇન ગલાસ ૧ પીવાથી સલેખમ તથા થાંસો નરમ પડશે. પેટ નહીં લાવવું હોય તો ખજુર તથા હરડે અંદર નાખવાં નહીં.

## ઈલાજ ૨ જો.

એલચી દાણા નંગ ૧૧, બદામનાં બીજ ૩, વરીઆળી તોલો ૧.

એ વસાણાંને જરા ખોખરાં કરી તેમાં પાણી શેર ૦॥ ગરમ ખખળતું નાખી ઠંડું પડયા પછી ગાળી કહાડવું, અને તેમાંથી એક વાઇન ગલાસ દરદીને દહાડામાં એક વખત પાવાથી સલેખમ નરમ પડશે.

## ઈલાજ ૩ જો.

કાંદો નંગ ૧ મોટો લઇ તેને છોલી સુતી વખતે કાચો ખાઇ જવો. ઉપર પાણી પીવું નહીં. એથી સલેખમ નરમ પડશે.

## ઈલાજ ૪ થો.

સેકેલા ચણાની દાળ છોલાં વગરની તોલા ૫ ને આસરે લઇ રાતે સુતી વખતે બરાબર ચાવીને ખાવી. ઉપર પાણી પીવું નહીં. એથી સલેખમ મટી જશે.

### ઈલાજ ૫ મો.

### સલેખમ એટલે શરદી થઈને નાકમાંથી પાણી જેવું નીકળી આવે છે ને માથું દુઃખે છે તેના ઈલાજ.

માથે ગરમ કપડું બાંધવું, પછી આમળાં તોલો ૧ તથા ત્રીકટુ (સુંઠ–મરી–પીપર) તોલો ૧, એ બંનેને કુટી કપડછંદ કરીને તેને ઘી તોલો ૦ાા તથા ગોળ તોલો ૦ાા ની સાથે મેળવી તોલો ૦ા સવારના તથા તોલો ૦ા સાંજે ખાવું. એથી સલેખમ નરમ પડશે.

### ઈલાજ ૬ ઠ્ઠો.

દુધ શેર ૦ા ને ઉનું કરી તેમાં કાળાં મરીની ભુકી વાલ ૧૦ એટલે પાવલી ભાર નાખવી, અને અંદર સાકર તોલા ૨ નાખી મેળવીને પીવુ. એથી સલેખમ તથા માથાનો દુખાવો નરમ પડશે.

### ઈલાજ ૭ મો.

ગાયનાં દુધમાં અફીણ ઘસી જરા ઉંનું કરીને માથે ચોપડવું, તેથી માથું દુખતું નરમ પડશે.

### ઈલાજ ૮ મો.

કોલનવાટરમાં કપુર ભીંજવીને વારે ઘડીએ સુંઘ્યા કરવો; એથી સલેખમ નરમ પડશે તથા માથું દુખતું પણ નરમ પડશે.

---

# શક્તિ.

### માણસને હરકોઇ રોગના સબબથી અથવા ચિંતાથી અથવા હદ ઉપરાંત મેહેનત કરવાથી તથા બીજા કોઈ પણ કારણથી શક્તિ ઓછી થઈને નબળાઈ થઈ હોય તેને શક્તિ લાવવાના ઇલાજ.

### ઈલાજ ૧ લો.

મોચરસ... ... ... ....તોલો ૧, સાકર... ... ... ... ...તોલા ૫.
ગોખરૂ.. ... ... ... ....તોલા ૪, મરી સફેદ... ... ... ...તોલો ૧.

એ સર્વે વસાણુંને કુટી કપડછંદ કરીને તેનું ચુરણુ તોલો ૧ દરરોજ સવારે દુધ શેર ૦૧ માં મેળવીને પીવું. એ પ્રમાણે દીન ૧૫ સુધી એ દવા ખાવી.

**ખોરાક**—વાયડું, તેલ, મરચું, ખાટું તથા માછલી ખાવાં નહીં.

## ઈલાજ ૨ જો.

અડદ મુંઠી એક લઇને તેને ૧ શેર પાણીમાં ઉકાળવા, ને પાણી તોલા ૬ રહે એટલે ઉતારી તેમાં ગાયનું દુધ તોલા ૬ તથા સાકરનો ભુંકો તોલા ૨ નાંખીને એકવત કરીને દરરોજ સવારે પીવા આપવું. એ પ્રમાણે દીન ૧૦ સુધી પાવું.

**ખોરાક**—ગોસ, રોટલી, ઘઉંનાં લોટનો મલીદો ખાવો.

## ઈલાજ ૩ જો.

સતાવરી......તોલા ૨, કવચાં બી... તોલા ૨, ગોખરૂ... ...તોલા ૨.
અડદ છાલાં ચીકણનું બી તોલા ૨, એખરો... ...તોલા ૨.
કહાડેલાં...તોલા ૨, તલ......... તોલા ૨,

એ સર્વે વસાણુંને કુટી કપડછંદ કરી એક સીસીમાં ભરી મુકવાં. પછી તેમાંથી દરરોજ સવારે તોલો ૧૧ લઇ દુધ શેર ૦૧ માં નાંખી તેમાં સાકર ચમચો ૦॥ નાખી મેળવીને પીવું. એ પ્રમાણે દિન ૧૪ સુધી પીવું.

ખાવાની પરેહેજી રાખવી. તેલ, મરચું, આમલી તથા વાયડું ખાવું નહીં. ગોસ, રોટલી, મરઘી તથા ઘીવાળો ખોરક ખાવો. હિંદુઓએ ઘી, દૂધ તથા ઘઉંના પદાર્થો ખાવા.

## ઈલાજ ૪ થો.

અફીણુ સારૂં એક ચણોઠીભાર લઇ તેને થોડી ખાંડ સાથે ખાવું, અને ઉપર દુધ શેર ૦૧ ઠંડું પીવું, અને દરરોજ સવારે તથા રાતે દુધ શેર ૦॥ તેમાં કેસર વાલ ૨ તથા એલચી દાણા ૫ નાંખી ગરમ કરવું ને થોડું બળે એટલે ઉતારી તેમાં સાકર ચમચો ૧ નાંખી હલાવીને પાઇ દેવું.

**ખોરાક**—ગોસ, મરઘી તથા ઘીવાળું ખાણું આપવું. હિંદુઓએ ઘી, દુધ તથા ઘઉંના પદાર્થો ખાવા.

## ઈલાજ ૫ મો.

જેઠીમધની લાકડી તોલા ૧૦ ને કુટી કપડછંદ કરી તેનું ચુરણ એક

સીસીમાં ભરી મુકવું. પછી તેમાંથી તોલો ૦। મધ સાથે મેળવી દરરોજ સવારે ખાવું; અને કલાક ૧ પછી ઉપર દુધ શેર ૦। પીવું. એજ પ્રમાણે દહાડા-માં બે વખત દવા ખાઇ ઉપર દુધ પીવું. એ પ્રમાણે દીન ૨૧ એ દવા ખાવી.

**ખોરાક**—સારો આપવો. માછલી, તેલ, મરચું તથા ખટાસ ખાવાં નહી.

## ઇલાજ ૬ ઠ્ઠો.

ગળો ... ... તોલા ૩, આમળાં ... તોલા ૩, ગોખરૂ ... તોલા ૪.

એ વસાણાંને કુટી કપડછંદ કરી એક સીસીમાં ભરી મુકવાં. પછી તેમાંથી ચુરણ તોલો ૧ લઇને ઘી તથા સાકર સાથે મેળવીને દરરોજ સ-વારમાં ખાવુ. કદાચ ધ્યાન પહોંચે તો દહાડામાં બે વખત એ દવા ખાવી. એ પ્રમાણે દીન ૨૧ ખાધાથી ફાયદો થશે.

**ખોરાક**—મછી, તેલ, મરચું, ખાટું તથા વાયડા પદાર્થો ખાવા નહી.

## ઇલાજ ૭ મો.

ગોખરૂ... ...તોલા ૫, કુવચાં બી તોલા ૫.

એ બંને વસાણાંને કુટી કપડછંદ કરીને તેમાંથી તોલા ૫ ને આસરે લઇને દુધ શેર ૧ માં ઉકાળવાં ને દુધ શેર ૦। રહે ત્યારે ઉતારી તેમાં સાકરનો ભુકો ચમચો ૧ ભરીને નાખવો અને પછી પીવુ.

**ખોરાક**—ગોસ, રોટલી, મરઘીનો સેરવો વગેરે ખાવાં. કઠોળ, (વાલ, વટાણા, અડદ) તથા વાયડી ચીજ ખાવી નહીં; તથા તેલ, મરચું, આમલી, દહીં, છાસ પણ ખાવી નહીં.

## ઇલાજ ૮ મો.

લવંગ ... ...તોલો ૧, જાવંત્રી ... તોલો ૧, તજ ... ...તોલો ૧. પીપર ... ...તોલો ૧, અફીણ ... તોલો ૦॥, અકલગરો ...તોલો ૧. સમુદર સોખનાં બી તોલો ૧.

એ સઘળાં વસાણાંને કુટી કપડછંદ કરીને તેને ખલમાં નાખવાં, અને એ વસાણાંનાં વજન જેટલી જ ચીની સાકરનો ભુકો પણ સાથે નાખી ખલ કરવાં. પછી તેમાં થોડું પાણી નાખીને ખલવું; અને ગોળી બધાય એવું થાય એટલે તેની ગોળી વાલના જેવડી વાળવી. તેમાંથી ગોળી ૧ દ-રરોજ સવારે ખાવી; અને ઉપર દુધ શેર ૦॥ પીવું. એ પ્રમાણે દીન ૩ કરવું. જો એથી ગરમી માલમ પડે તો લીંબુનું સરબત એક મોટું ગલાસ પીવુ.

## ઈલાજ ૯ મો.

કસ્તુરી ... તોલો ૦॥, કેસર... ... તોલો ૧, રૂમી મસ્તકી તોલો ૧.
લવંગ ... તોલો ૧, જાયફળ ... તોલો ૧, અકલગરો... તોલો ૧.
જાવંત્રી ... તોલો ૧, એલચી ... તોલો ૧, તજ... ... તોલો ૧.
ચોપચીની... તોલો ૧, કંકોલ ... તોલો ૧, પીપરીમુળ... તોલો ૧.
કવચાં બી... તોલો ૧, માલકાંકણી તોલો ૧, સમુદર ફળ તોલો ૧.
ઈંદ્રજવ ... તોલો ૧, મોચરસ ... તોલો ૧, નાગરમોથ... તોલો ૧.
સતાવરી... તોલા ૨, નાગકેસર ... તોલો ૧, કાળીમુસળી તોલો ૧.
પસતાંનો મગજ ,, ૫, અફીણ જુનું વરસ ત્રણનું ... ... ... તોલો ૦॥.

એ સઘળાં વસાણુંને છુંદી ખલમાં નાખી ખલ કરી બધાં એક બીજા સાથે બરાબર મેળવવાં. પછી તેમાં જુનો ગોળ વરસ ૩ નો થોડો થોડો નાખી ખલ કરવાં ને ગોળી બંધાય એવું થાય એટલે તેની ચણી બોર જેવડી ગોળી વાળવી, અને એક ચોખ્ખી સીસીમાં ભરી મુકવી. તેમાંથી ગોળી એક સવારે ખાઇ ઉપર દુધ શેર ૦॥ ગરમ કરી પીવું. સાંજે બીજું દુધ શેર ૦॥ પાચન થાય તો પીવું. એ દવા ખાય તેટલા દહાડા ખોરાક સારો ખાવા.

ખાધાની પરેહજી રાખવી. તેલ, મરચું, ખાટું, ખાવું નહીં.

## ઈલાજ ૧૦ મો.

કસ્તુરી તોલો ૦॥, કેસર ... ... તોલો ૧, જાયફળ તોલા ૨.
લવંગ ... તોલા ૩, અફીણ તોલો ૦॥, ભાંગ ... ... તોલા ૨.

એ સર્વ વસાણુંને કુટી કપડછંદ કરીને તેમાં સાકરનો ભુકો શેર ૦। નાખીને ખુબ ખલ કરવી. પછી તેમાં ઠંડું પાણી નાખીને ફરીથી ખલ કરવી. ખલાઇને ગોળી વળે એવું થાય એટલે તેની ગોળી વટાણા જેવડી વાળવી અને તેને હવામાં સુકવવી. સુકાઇ રહ્યા પછી એક સીસીમાં ભરી મુકવી, અને તેમાંથી, ગોળી એક દરરોજ સવારે ખાઇ ઉપર દુધ શેર ૦॥ પીવું. સાંજે પણ દુધ ગરમ કરી પીવું. દીન ૧૪ સુધી એ દવા ચાલુ રાખવી.

**ખોરાક**—ઘઉંના રવાને ઘીમાં તળી અંદર એલચી, જાયફળ, સાકર વગેરેનો મસાલો નાખી ખાવું. તેલ મરચું, ખટાશ બીલકુલ ખાવું નહીં

## ઈલાજ ૧૧ મો.

ધોળી મુસળી તોલા ૪, તાલીમખાનાં તોલા ૨, સાકર ... તોલા ૪.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરી તેમાંથી ભુકી તોલો ૧ લઇ ગાયના દુધ શેર ૦॥ માં મેળવીને દરરોજ સવારે ખાવા આપવી. એ પ્રમાણે દીન ૭ સુધી ખાવાથી અંગમાં શક્તીનો વધારો થશે.

**ખોરાક**—તેલ, મરચું ખાટું, વાયડું ખાવું નહી.

## ઈલાજ ૧૨ મો.

સાલમમીસરી ... ... ...તોલા ૨, ધોળી મુસળી... ... ...તોલા ૨.
તાલીમખાના ... ... ...તોલા ૨, ચીકણનાં પાન... ... ...તોલા ૨.
મેદીનાં પાન ... ... ...તોલા ૨, કપાસીઆનો મગજ... ...તોલા ૨.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને તેમાંથી ચુરણ તોલો ૦। લઇને દુધ શેર ૦। માં નાખી માંહે સાકરનો ભુકો ચમચો એક નાખી ફાકવું. એ પ્રમાણે દીન ૧૪ ખાવાથી ધાતુ પુષ્ટ થઇને સ્વપનામાં ધાત જતી હોય તે બંધ થશે તથા શકિત આવશે.

**ખોરાક**—તેલ, મરચું ખાવું નહીં. ઘી દુધ ઘઉંના પદાર્થો ખાવા. પછી બીલકુલ ખાવી નહીં.

## ઈલાજ ૧૩ મો.

અફીણ ...તોલો ૦।, જાવંત્રી ...તોલો ૦।, કેસર ...તોલો ૦।.
મરી... ...તોલો ૦॥, લવંગ ...તોલો ૧, જાયફલ ...તોલો ૦।.
કસ્તુરી ...વાલ ૭,

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને મધ નાખીને ખલ કરવાં. ખલાઇને ગોળી વાળવા જેવું થાય એટલે તેની ગોળી મોટા વટાણા જેવડી વાળવી અને દરરોજ સવારે ગોળી ૧ ખાવી, અને ઉપર દુધ શેર ૦॥ પીવું. જો એટલું દુધ પીવાથી ઝાડો પાતળો આવે તો દુધ ઓછું પીવું, અને તે પાચન થાય તો સાંજે દુધ શેર ૦। ગરમ કરી સાકર નાખી પીવું. એ દવાથી ગરમી માલમ પડે તો લીંબુનું શરબત પીવું.

## ઈલાજ ૧૪ મો.

તાલીમખાનું તોલો ૧, એલચીદાણા તોલો ૧, ધોળાં મરી દાણા ૩, અથવા ૪.

એ સર્વે વસાણાંને કપડછંદ કરીને તેના ૭ ભાગ કરવા. પછી પાકેલાં

કેળાં ૩ ધારાં લાવી તે કેળાંની બે ફાડ કરવી. પેલી દવાનો ભાગ ૧ તે ચીરેલાં કળાંમાં ભરવો ને તે કેળાંને પાછું બંધ કરી લેવું, અને રાતે ઉઘાડી હવા-વાળી જગોમાં મુકી રાખવું અને સવારે દાતણ કર્યા પછી તે કેળું છાલ કહાડીને ખાવું. એ પ્રમાણે માસ ૧ સુધી ખાવાથી ધાતુને ઠેકાણેની ગરમી મટી આંખોને ઠંડક આપશે, તથા શક્તિ આવશે.

## ઈલાજ ૧૫ મો.

ઇસબગુળ તોલા ૨, એલચીદાણા તોલો ૧, સાકર તોલા ૪.

એલચી દાણા તથા સાકર છુંદવી અને પછી સઘળાંને પાણી શેર ૦ા માં રાતે ભીંજવી મુકવાં, અને સવારે ગાળી કહાડી પીવું, એથી શરીરમાં જે ખોટી ગરમી હોય તેને કહાડી નાખશે, અને સુસ્તી તથા નબળાઇ પણ જશે.

## ઈલાજ ૧૬ મો.

ઇસબગુળ તોલા ૫, એલચી દાણા તોલા ૫, સાકર તોલા ૫.

એલચી દાણા તથા સાકરને છુંદી બારીક કરવાં. પછી ઇસબગુળ સાથે મેળવી તેમાંથી ભુકી તોલા ૨ લઇ દરરોજ સવારે ફાકવી. અને ઉપર ગાયના દુધના બે ચાર ઘોટ પીવા.

## ઈલાજ ૧૭ મો.

જવનો આટો શેર ૧, ઘી સોજું શેર ૧, સાકર શેર ૧.

સફેદ મરી તોલો ૧, એલચી દાણા... ... ... તોલા ૨.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરી તેને ઘી સાથે ખલ કરવાં, પછી તેને એક કલઈ કરેલી થાળીમાં નાખીને રાતે તે થાળી ઠારમાં મુકવી, અને સવારે ઘરમાં લાવી તેમાંથી રોજ સવારે ૪ અથવા ૫ તોલા ખાવું. ઉપર ગાયના દુધના બે ત્રણ ઘોટ પીવા.

## ઈલાજ ૧૮ મો.

ઘઉંનો રવો શેર ૧ લઈ તેને ગાયનાં તાજાં દુધ શેર ૧ માં કલાક ૨ સુધી ભીંજવી રાખવો. પછી તે રવાને તાજા ઘીમાં સેકવો, તથા એરડીનું મગજ શેર ૧ લઇને તેને પણ ઘીમાં સેકવો તથા માવો શેર ગાયના દુધનો બનાવેલો તેને પણ ઘીમાં સેકવો. પછી એને એકઠાં કરી તેમાં એલચી દાણા

તોલા ૩, ધોળાં મરી તોલા ૩, દુધીનાં બી ... ... ... શેર ૦।, બદામનાં બીજ શેર ૦।.

એ સર્વે વસાણાંને ખાંડીને તેમાં નાખવાં. પછી સર્વેને એકઠાં કરી સાકરના પાકમાં નાખી સર્વેને એકઠાં બરાબર મેળવીને એક કલઈ કીધેલી થાળીમાં નાખીને તેને પાથરીને જરા ઠર્યા પછી તેનાં ચોસલાં કરવાં. તેમાંથી દરરોજ સવારે તોલા ૪–૫ લઈ ખાવું. એથી માથામાંની ગરમી મટી જશે ને મગજ ભરાશે, અને આંખમાંની ગરમી જઇને આંખોનું તેજ વધશે અને ધાતુપુષ્ટ છે તેથી લોહીમાં વધારો થશે ને શક્તિ આવશે.

## ઈલાજ ૧૯ મો.

ગાયનું માખણ... તોલા ૨, સાકર... ... તોલા ૪, નાગકેસર તોલા ૨.
એલચી દાણા તોલો ૧.

એ સર્વે વસાણાંને એક બીજાં સાથે મેળવી રાખવાં અને તેમાંથી દરરોજ સવારે તોલા ૨ ખાવું. એમ દીન ૨૦ સુધી ખાવાથી ધાતુને સુધારીને શરીરમાં શકતીનો વધારો કરશે.

## ઈલાજ ૨૦ મો.

અંબર જે રૂ ૫૦ થી ૬૦ સુધીના ભાવે તોલો ૧ વેચાય છે, તે ખરો અંબર રતી ૧ થી ૨ અથવા ૮ થી ૧૨ ચોખાભાર લેવો. તેને મધ તોલા ૦। માં બરાબર ખલ કરી મેળવવો, ને એ ગલાસ દુધમાં બરાબર મેળવીને નરણે કોઠે પીવું, ને ઉપરથી દુધ શેર ૦। થી ૦॥ પીવું. એથી માણસને શક્તી આવશે. એ પ્રમાણે પંદર દહાડા પીધા પછી માફક આવે તો મહીના બે મહીના પીવુ, તેથી બહુ ફાયદો થશે. ને લોહીનો વધારો થઇ શકતી આવશે.

## ઈલાજ ૨૧ મો.

ખોરાસાની અજમો વાલ ૫, કાચું રેસમ વાલ ૫, વાંસકપુર વાલ ૫
બરાસ ભીમસેન... વાલ ૧, કસ્તુરી ... વાલ ૫, અંબર... વાલ ૫.
સાજની ... ... તોલો ૦।, કેસર ... તોલો ૦।,

ઉપલી સર્વે ચીજોને પાનના રસમાં ખલ કરી તેની ગોળીઓ મગ જેવડી કરવી, અને તેમાંથી સવાર સાંજ એકેક ખાવી. એથી કૌવત આવશે.

## ઈલાજ ૨૨ મો.

ચાપચીની છોલેલી ગુલાબી રંગની... ... ... ... તોલો ૧,
કાળી મુસળી... ... ... તોલો ૧॥,
દરૂનજ અકરબી ... ...તોલો ૧॥,
એલચી દાણા... ... ... તોલા ૨,
સાકર ... ... ... ... રતલ ૦॥,
તુંદરી સફેદ... ... ...તોલો ૧.
ધોળી મુસળી ... ...તોલો ૧॥.
અસન... ... ... ...તોલો ૦॥.
જલગોજાં જેને ફારસીમાં ચલગોજા કરી કહે છે, તે ચલગોજા મીઠા ...તોલો ૦॥.

એ બધાં વસાણુંને બદામ, સાકર તથા મીઠા ચલગોજા વગર છુંદીને આટો કરવો ને મેળવીને સીસીમાં ભરી રાખવો, ને જ્યારે વાપરવો હોય ત્યારે બદામ મીઠી બસરાઇ તોલો અરધો બારી છોલાં કાઢી તે તોલો ૦॥ તથા સાકર અને ચલગોજા એઓને બારીક પીસી આટા જેવાં કરી તેમાં ઉપલાં વસાણુંમાંથી તોલો ૦॥ લઇ સાથે મેળવી તેને ગાયનાં દુધ શેર ૧ માં ઉકાળવાં, ને તે પીવું. જો જાડું પડે તો કટકાએ ગાળી કાહાડી નરને કોઠે સવારના એક વખત પીવું.

## ઈલાજ ૨૩ મો.

ઓસબો જેને હિંદુ લોકો સાલેમ કરી કહે છે તથા અંગ્રેજીમાં "સારસા પરીલા" કહે છે; ઓસબો તે જાડાં ડાંખળાંને કહે છે ને સાલેસ તે કુમળી ડાંખળીને કહે છે તેનાં મુળીઆં ... ...તોલો ૧.
ચોપચીની છોલેલી ગુલાબી રંગની... ... ... ... ...તોલા ૨.
જાયફલનાં ઝાડનું લાકડું ... ... ... ... ... ...તોલો ૦।.
જેઠી મધનાં મુળીઆં... ... ... ... ... ... ...તોલા ૨.
લાકડાનાં વેલાતી કપ્પા જે ભાંગેલા મળે છે તેનાં લાકડાંને છુંદીને બારીક ભુકો કરવો અથવા તે કપીનાં લાકડાંનો વેહેર બે આની ભાર.

એ બધાં વસાણુંને છુંદી બારીક ભુકો કરી, તેને પાણી બાટલી ૧ માં ઉકાળવાં ને ચોથે ભાગે પાણી રહે ત્યારે ઉતારી ગાળી કહાડવું. તેના બે સરખા ભાગ કરી સવારે ભાગ ૧ તથા સાંજે ભાગ ૧ ગરમ દુધ ચમચા બે સાથે મેળવી પીવું.

### ઈલાજ ૨૪ મો.

| | | | |
|---|---|---|---|
| બદામ બીજ... ... | ...શેર ૧, | પસતાં ... ... ... | શેર ০॥. |
| ચારોળી... ... ... | ...શેર ০।, | ખસખસ... ... ... | શેર ০।. |
| દોધીનું મગજ ... | ...શેર ০।, | કાકડીનું મગજ... ... | શેર ০।. |
| ચીભડાનું મગજ ... | ...શેર ০।, | જાયફળ મોટું નંગ ... | ... ૧. |
| ખડબુચાંનું મગજ ... | ...શેર ০।, | સુંઠ ... ... ... | શેર ০।. |
| ઘઉંનું દુધ ... ... | ...શેર ০॥, | ઉજળાં મરી ... ... | તોલા ૩. |

પીપરીમુળના ગાંઠ તોલા ૩, એલચી મોટી તોલો ૧, જાવંત્રી તોલો ૧.

એ બધાં વસાણાંને છુંદી બારીક કરી ચપ્પુમાં ભરી રાખવાં· તેમાંથી ચમચા ૨ લઇ દુધ શેર ০॥ માં ઉકાળી સાકર સાથે મેળવી પીવું.

---

## શ્વાસ-હાંફણના ઉપાય.

**કારણ**-ગરમ તથા વાયડા પદાર્થો ખાવાથી, પેટ અને પીસાબનાં રોકાણથી તથા ભુખ સહન કરવાથી આ રોગ થાય છે.

**લક્ષણ**-રોગીને શ્વાસ થાય ત્યારે કફ છાતી ઉપર આવવાથી હાંફણ થઇ આવે છે તેથી બોલી ચાલી શકાતું નથી; આંખ તરી આવે છે, રાત્રે ઉંઘ આવતી નથી ને બેસી રહેવું ગમે છે; સુવાતું નથી ને ઘણો હેરાન થાય છે- તેના ઇલાજ.

### ઈલાજ ૧ લો.

ટંકણખાર તોલો ૧ ઠીકરાંમાં ઘાલીને ફુલવવો, ને ફુલીને ધાણી જેવો થાય ત્યારે ઉતારવો. પછી લવંગ તોલો ૧ તથા પીપર તોલો ૧ એ બંનેને પણ ઠીકરાંમાં ભુંજવાં, અને સેકાયા પછી ત્રણે ચીજને એકઠી કરી ખલ કરી કપડછંદ કરી એક સીસીમાં ભરી મુકવી, ને એમાંથી વાલ ૫, (બે આની ભાર) લઇ મધ સાથે મેળવી સવારમાં ચાટવી, એથી શ્વાસ તથા હાંફણ તથા દમ સારો થશે, એટલુંજ નહીં પણ જે માણસનાં ચાવનીયાં બેઠાં હોય તેના દાંતે એ દવા લગાડવાથી તે પણ ખુલ્લાં થશે. સુવાવડી સ્ત્રીના દાંત તથા છાતી બેઠી હોય તેને પણ એજ પ્રમાણે કરવું.

## ઈલાજ ૨ જો.

ટંકણખાર તોલા ૧ ને ઠીકરાંમાં નાંખી ધાણી જેવો સફેદ ભુંજી કામમાં લેવો. અતીવીસ તોલો ૧, એલચી નંગ ૫ છાલ સુદ્ધાં લઇ ઠીકરાંમાં અરધી કાચી પાકી ભુંજવી. પછી ત્રણે વસાણાંને કુટી કપડછંદ કરી તેમાંથી વાલ ૨ મધ સાથે સવારે ચાટવી, તથા રાતે સુતી વખતે વાલ ૩ મધમાં ચાટવી.

## ઈલાજ ૩ જો.

ઘી આમળાનો રસ તોલો ૧, લીમડાનો રસ તોલો ૧.

એ બંનેને એકવત કરીને અંદર મધ તોલો ૦। નાંખીને મેળવીને સવાર સાંજ પીવું. એ દવા પીધા પછી એક કલાક રહીને કુંવારનો રસ તોલા ૩ સવાર, બપોર અને સાંજે અકેક તોલો પીવો.

**ખોરાક**–ઇંડુ, રોટલી, બાફેલું ગોસ સાથે રોટલી આપવી, અથવા ચાહે, પાંઉ તથા સાબુ ચોખાની કાંજી આપવી.

## ઈલાજ ૪ થો.

એહેડાં...તોલા ૨
જવખાર તોલા ૨ } તેની અંદરના ઠળીઆ કહાડી નાખી કામમાં લેવા.

એ બંને વસાણાંને કુટી કપડછંદ કરીને તેને ગોળમાં સારી રીતે ખલ કરી વટાણા જેવડી ગોળી વાળી સુકવવી. સુકાયા પછી ઠાંસાવાળાં માણસને ગોળી ૧ ખાવા આપવી, તેણે તે ગોળીને મોંઢામાં રાખી રસ ગળ્યા કરવો. એજ પ્રમાણે ગોળી ૧ રાતના સુતી વખતે પણ મોંઢામાં રાખવી. એમ દિવસ ૩ સુધી એ દવા ચાલુ રાખવી. ખોરાકમાં ચીકાસની વસ્તુ ખાવી નહીં.

## ઈલાજ ૫ મો.

અજમો શેર ૧, સંચળ શેર ૦।.

સંચળના ગાંગડાને પેહેલાં અંગાર ઉપર મુકીને સેકવો, પછી એ બેઉ વસાણાંને કુટી કપડછંદ કરી એક ખલમાં નાખી લીંબુના રસ સાથે ખલવાં, અને પછી તે ખલને તડકે મુકવી. સુકાયા પછી બીજે દીને બીજાં લીંબુ ૪ ના રસમાં ખલવાં, અને સુકવવાં. એમ સાત દહાડા સુધી તડકે મુકતા જવું. ને લીંબુનો રસ નીચોવી ખલ કરતા જવું. પછી તેમાંથી મોટાં માણસને પૈસા ૧ ભાર તથા નાનાં છોકરાંને પૈસા ૦। ભાર ભુકી ફકાડવી

ને ઉપર ઠંડું પાણી જરા પાવું. જો નાનાં બચ્ચાં એમ નહીં ફુકિ તા પાણીમાં મેળવી પાવું.

## ઇલાજ ૬ ઠ્ઠો.

મોરડીનાં ઝાડની અંતરછાલ, ભારંગી મુળ, કનઇ મુળ.

એ બધાં વસાણાંને છુંદી કપડછંદ કરીને કુંવારના રસમાં ખલમાં નાંખી મેળવવાં. પછી તેમાંથી દહાડામાં બે વખત તોલા ૦। ને આસરે ખાવું, એમ દીન ૫ સુધી એ દવા કરવી. ઉપર ચીકાસની જણુસ ખાવી નહીં.

## ઇલાજ ૭ મો.

અસારીઓ ... તોલા ૧૦, હળદર ... તોલો ૧, સીંધવ ... તોલો ૧.

એ બધાં વસાણાંને છુંદી કપડછંદ કરીને ગોળમાં ખલ કરવાં. પછી તેની ગોળી ચણીબોર જેવડી વાળવી; અને દહાડામાં એક વખત સવારમાં એક ગોળી ખાવી. એ પ્રમાણે દીન ૭ સુધી ખાવાથી ફાયદો થશે. ખાટું, તેલ, મરચું ખાવું નહીં.

## ઇલાજ ૮ મો.

ભારંગ, પીપર, હળદર, મરી કાળાં, સાકર.

એ બધાં વસાણાંને સરખે ભાગે લઇને કુટી કપડછંદ કરીને મધ સાથે ખલવાં અને તેની ચણા જેવડી ગોળી વાળવી. પછી તેમાંથી ગોળી એકેક લઇ દહાડામાં ત્રણ વખત ખાવી. એમ દીન ૫ સુધી ચાલુ રાખવી. તેલ, મરચું, ખટાસ અને ઝાઝી ચીકાસવાળી ચીજ ખાવી નહીં.

## ઇલાજ ૯ મો.

લીંડીવાળી પીપર ... તોલા ૩, ટંકણખાર ...તોલા ૩, લવંગ ...તોલા ૩.

પહેલાં પીપર તથા લવંગને તવામાં નાખીને ચુલા ઉપર સેકવાં અને બળવા જેવી વાસ આવે એટલે ઉતારી બહાર કહાડી લેવાં. પછી ટંકણખારને ઠીકરાંમાં નાંખીને ચુહુલા ઉપર ચડાવવો, ને સેકાઇને સફેદ ધાણી જેવો થાય એટલે કહાડી લેવો. એ સર્વે વસાણાંને ખલમાં નાંખીને વાટીને ખુબ ઝીણાં કરવાં અને કપડાંથી ચાળી એક કાચની બુચવાળી સીસીમાં ભરવાં. પછી તેમાંથી વાલ ૧૦ લઇ સોજાં મધ સાથે મેળવી, જે માણસના દાંત બેઠા હોય, તેના દાંતે એ દવા ચોપડવી, એટલે દાંત પોતાની મેળે

ઉઘડી જશે; ને તે માણસ બોલશે. વળી શ્વાસ, હાંફણ તથા દમવાળાં માણસને સવારે વાલ ૭ લઇ મધમાં મેળવી ચટાડવી, અને એજ પ્રમાણે રાતે સુતી વખતે પણ ચટાડવી, એથી તુરત ફાયદો થશે.

## ઈલાજ ૧૦ મો.

સુંઠ, સાકર, જેઠીમધની લાકડી, બદામનાં બીજ.

એ સર્વ વસાણાંના ઠંડા પાણીમાં સરખે ભાગે ઘસરકા ઘસવા અને તેને એક ગલાસમાં ભરી લઇ કપડાંથી ગાળી કહાડવું. પછી તેમાંથી દવા તોલા ૨ ને આસરે દરરોજ સવારે પાવી.

**ખોરાક**—ગોસનો રસ ને ચાવલ દિવસના ખાવો તથા રાતે દુધીનું ગોસ, ઘઉની રોટલી સાથે આપવું.

## ઈલાજ ૧૧ મો.

મોટી હરડે તોલો ૧, વેખંડ ... તોલો ૧, કાકસીંગ તોલો ૧.
અકલગરો ,, ૧, ભારંગી ... તોલા ૨, પીપર... તોલા ૨.
કુલીંજન ... ,, ૧, રૂઇનું મુળ... તોલો ૧, કનકમુળ તોલો ૧.
બોરડીનાં મુળની છાલ ... ... ... ... ... ... ... ... ... શેર ૦।.

એ બધાં વસાણાંને છુંદી ખોખરાં કરીને તેમાં પાણી શેર ૧॥ નાખીને ઉકાળવાં, ને પાણી શેર ૦॥ રહે એટલે ઉતારી દહાડામાં ત્રણ વખત પીવું. બીજે દહાડે એ કાવો વાપરી રદ કરવો.

## ઈલાજ ૧૨ મો.

ચાહા સુકીને ગરમ પાણીમાં બનાવી થોડો વાર રાખી તેમાં સાકર તથા કાગદી લીંબુની એક ચીરનો રસ ભેળી વગર દુધ ભેળવે સવાર, બપોર તથા રાતે સુતી વખતે તથા સવળ પડે તે વખતે બનાવી પીવાથી હાંફણનું જોર તુરત નરમ પડશે.

## ઈલાજ ૧૩ મો.

**લીંડી પીપર નાની જાતની ૧ શેરને દુધ શેર ૧ માં બે દિવસ સુધી ભીંજવી રાખવી. દુધ જો સુકાઇ જાય તો બીજું નાખવું, જેથી તે નરમ રહે. પછી તેને જાડાં ખાદીનાં કપડાં ઉપર ઘસવી, ને તે પછી તેને તડકામાં અથવા છાંયડામાં સુકવવી. સુકાયા પછી તેને હાથવડે ચોળી સુપડાંથી ઝાટકી તેની કાંગરીઓ બી જેવી છુટી પડે તે કાઢી લઇ તે બીને દિવસ ૮ સુધી**

રાત ને દહાડો ખલમાં નાખી ખલ કરવાં, અને તે વટાઇને ભુકો થયા પછી તેમાં ખરો સુનાનો વરખ તોલો ૦। તથા ખરો રૂપાંનો વરખ તોલો ૦। નાખી સાથે ખલ કરવું, ને પછી સીસીમાં ભરી રાખવું.

### વાપરવાની વીગત:—

નાનાં બચ્ચાંને દહાડામાં એકવાર વાલ ૦॥ મધમાં આપવું. મોટાં માણસે વાલ ૧ દહાડામાં એક વખત મધમાં ચાટવું.

**ખોરાક—**દુધ, ઘી, સાકર, ઘઉ, ચાવલ, દાળ, એ સીવાય કાંઇ ચીજ ખાવી નહી. એ દવા વધારે ખાધાથી ગરમી થાય તો ઉપર ઘી, સાકર, સીરપ અથવા સાકરનો શીરો એવી ઠંડી ચીજ ખાધાથી ગરમી નરમ પડશે.

## ઇલાજ ૧૪ મો.

ભારંગી ... તોલો ૧, સુંઠ ... તોલો ૧.

એ બંને જણસોને ખોખરી કરી પાણી શેર ૨ માં ઉકાળવી, ને પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી ગાળી કહાડી તેમાં મધ તોલા ૫ નાખવુ, ને તેમાંથી દહાડામાં બે વખત તોલા બબે પીવું. એ પ્રમાણે દીન ૩–૪ ચાલુ રાખવું.

### છાતી ઉપર ભરવાની દવા.

સમુદર ફળ નંગ ૦॥ ઘસવું, ને એના વજન જેટલી સુંઠ તથા કાયફળ ઘસેલી લેવી ને તેને સાથે મેળવી ઈંગાર ઉપર ખખડાવી છાતી ઉપર ભરવુ, ને તે સુકાય ત્યાંસુધી તે ઉપર ફ્લાનલનો સુકો સેક કરવો.

આ દવા ભરવામાંજ વાપરવી, કારણ કે કાયફળ ઝેરી દવા છે, તેથી ખાધામાં લેવાતી નથી.

## ઈલાજ ૧૫ મો.

અઘાડાના છોડ થાય છે, તેનાં મુળીઆં, પાંદડાં તથા દાંડા સાથે એકઠાં કરીને તેને લોહોડાંના અથવા માટીનાં વાસણમાં નાખીને આતશપર મુકી સળગાવી તેની રાખ કરવી. તે રાખને કપડાંથી છાંદી કાઢી ભરી મુકવી, ને જ્યારે વાપરવી હોય ત્યારે નીચે મુજબ વાપરવી:–

બચ્ચાં ઉમર વરસ ૨ થી ૫ નાને વાલ ૦।.
" " " ૬ થી ૧૦ " વાલ ૧.
મોટાં માણુસને વાલ ૨ થી ૩.

એ મુજબ સવાર સાંજ બે વખત પાણી સાથે ફાકવાથી હાંફણ તથા દમ નરમ પડે છે.

## ઇલાજ ૧૬ મો.

અકલકરો, જેઠીમધ.

એ બેઉ ચીજને સરખે વજને લઇ, તેને કુટીને બારીક કરી તેમાં મધ ગરમ કરી સાથે મેળવવું, ને તેની ચણા અથવા વટાણા જેવડી ગોળી કરી, દરરોજ વારે અકેકસ ખાવી.

## ઇલાજ ૧૭ મો.

કાદવનું તદન નવું કોડીઉં આતસમાં નાખી તપાવવું ને તે લાલ આતસ જેવું થાય ત્યારે તેને બહાર કાઢી તેમાં અજમો વાલ ૫ નાખી તે ઉપર દુધ આસરે શેર ૦। તથા દળેલી હળદરની ભુકી વાલ ૫ તથા થોડું નીમક નાખવું ને પછી ગરમ ગરમ બીજા વાસણમાં કાઢી લેવું, ને તે પાવું. એ પ્રમાણે દિવસ ૩ થી ૪ પીધાથી હાંફણ નરમ પડશે.

તેલ, મરચું, ખાટું, તથા ચીકાસનું ખાવું નહીં.

## ઇલાજ ૧૮ મો.

ઉસ્તકદુશ જેને ગુજરાતીમાં લવંડરનાં ફુલ પણ કહે છે તેનાં પાંદડાં તની જડ સાથે આવે છે, તે તોલો ૧ થી ૨ લઇ ખખળતાં પાણી તોલા ૫ માં નાખી ઠંડુ પડે પછી ગાળી કહાડી સાકર નાખી પીવું. એથી શરદી હશે તે મટી જશે, ને હાંફણનું દરદ સારૂં થશે.

## ઇલાજ ૧૯ મો.

વડનું દુધ વાલ ૧ લઇ આરારોટના આટામાં મેળવી તેની ચણા જેવડી ગોળી કરવી, ને રોજ સવારે, બપોરે તથા સાંજે મળી ૩ ખાવી.

## ઇલાજ ૨૦ મો.

ચોલાઇની ભાજી આસરે શેર ૦। પાણીમાં ખુબ ઉકાળવી ને તે પાણી ગાળી લઇ તેમાંથી ૧ વાઇન ગલાસ (તોલા ૫) રોજ સવારે તથા સાંજે પીવું.

આ ભાજી ઉકાળતી વખતે તેમાં નીમક યા કાંઇબી જાતનો મસાલો નાંખવો નહીં. એ ભાજી વઘારીને નીમક નાંખી દરરોજ ખાય તો હાંફણ-વાળાને ઘણો ફાયદો થશે.

## ઈલાજ ૨૧ મો.

કેવડાનાં ફુલમાંથી આટા જેવો સફેદ મેદો નીકળે છે; તે મેદો પ્રથમ વાલ ૦ાા ખાવામાં લેવો, ને ફેર પડે તો જરા જરા વધતાં વાલ ૨ સુધી ખાવો. એ પ્રમાણે દીન ૧૦ થી ૧૫ સુધી ખાવાથી હાંફણને ફાયદો કરશે.

## ઈલાજ ૨૨ મો.

મેંઢી(જેને વાણીઆઓ ગાદર કહે છે તે તુરતજ જનમેલીનો ચીક (એટલે દુધ) જેને ખીરૂં કહે છે તે, તોલા ૫ થી ૧૦ દરરોજ સવારના પોહોરમાં ખવડાવવો ને પછી ૫–૭ દહાડ તે મેંઢીનું દુધ ગરમ કરી પાવું.

એ ચીક જ્યારે પાવામાં આવે ત્યારે પીનારને ૫૦ થી ૧૦૦ ફુટ એ ચાર વખત ચલાવવો, અથવા દોડાવવો જેથી ચીક પાચન થઇ શકે.

## ઈલાજ ૨૩ મો.

નીમક જાડું મોટું... ...તોલો ૦ાા, ગરમ પાણી... ... ... ...તોલા ૫.

નીમકને પાણીમાં મેળવવું ને પછી તે પાણીને ગાળી કહાડી તેમાં મધ ચમચી ૧ મેળવી પી જવું. એથી હાંફણ નરમ પડશે. એ પ્રમાણે દરેક દહાડાને આંત્રે દિવસ ૧૫ સુધી પાવું.

## ઈલાજ ૨૪ મો.

ઉટકંટા નામનું ઝાડ જે ૧ થી ૧ાા હાથ જેટલું ઉંચુ થાય છે, ને જેની ઉપર કાંટા ઘણા થાય છે, અને ફુલ સફેદ રંગનાં આસરે તસુ ૧ જેટલાં લાંબાં થાય છે, ને ફુલની વચમાં કાંટો થાય છે, એ ઝાડનાં પાંદડાં ઉપર પણ ઝીણા ઝીણા કાંટા હોય છે, તે ઝાડનાં ફુલને તડકામાં સુકવવાં ને તે સુકાઇ ગયા પછી તેને કાદવનાં વાસણમાં નાંખી તેને બાળી તેની રાખ કરવી. તે રાખ આસરે બે ઘઉંભાર જેટલી લઇ ખાવાનાં પાનની બીડી સાથે ખવડાવવી.

અગર જો દરદીને પાન સાથે ચાવી જવા નહીં ગમે તો મધમાં મેળવી ચટાડી દેવું.

## ઈલાજ ૨૫ મો.

સુંઠ ... તોલો ૧, ભાગરનું મુલ (સુકાં લાકડાં જેવું આવે છે, તે) તોલો ૧.

એ બેઉને છુંદી બારીક આટા જેવું કરવું, ને પછી તેને કપડછંદ કરી કાચના બુચની સીસીમાં ભરી રાખવું.

**વાપરવાની રીતઃ**—એ ભુકી ૫ ઘઉં ભાર, સાકર છુંદેલી ૧૦ ઘઉં ભાર.

એ બેઉને સાથે મેળવી ફાકી જવું ને ઉપર સહેજ પાણી પીવું. એ ફાકયા પછી કલાક બે કલાક સુધી કાંઇ પ્રવાહી પદાર્થ, પીવો નહીં. એ દવા ફાકવા દરદીને નહીં ગમે તો થોડા પાણીમાં મેળવીને પાવી. ખાણું ખાધા પછી કલાક રહીને ખાવી.

## ઈલાજ ૨૬ મો.

સોજું સાબર સીંગડું પોકલ નહીં હોય ને ભરેલું હોય તે શેર ૧ લેવું ને તેના નાના કટકા કરવા. તેને આકડાનાં ઝાડનાં દુધ શેર ૨ માં માટીનાં વાસણમાં દીન ૪ સુધી ભીંજવી રાખવા. પછી તે વાણસને ૨૦૦ થી ૩૦૦ છાણાના ઢગમાં ઉનું કરવું. આગ નરમ પડે ને ઠંડું થાય ત્યારે વાસણ બાહેર કહાડવું ને તેમાંથી તમામ બળી ગયલી ખાખ બાહેર કહાડી ખળમાં છુંદી તેને કાચની સીસીમાં ભરી રાખવી; ને તેમાંથી ૦। થી ૦॥ વાલ એક ચમચી મધમાં મેળવી સવારમાં એક વખત ચાટવું. તેલ, મરચું, ખાટું ખાવું નહીં.

## ઈલાજ ૨૭ મો.

આકડાનાં ફુલ ઘણાં મોટાં નહીં પણ વચલી રાસથી જરા ઉતરતાં લઇને તેનાં પાંદડાં કહાડી નાખવાં ને વચમાંનાં ઝીણાં બી તોલો ૧ લેવાં.
કાળા મરી... ... ... ...તોલો ૧, સંચળ ... ... ... ... તોલો ૧.

ઉપલી બધી જણસોને બારીક આટા જેવી કરીને તેને મધમાં મેળવીને તેની ચણોઠી જેવડી અથવા વટાણા જેવડી કદની ગોળીઓ બનાવવી. દહાડામાં ૩ વખત એકેક ગોળી ઠંડા પાણી સાથે ગળવી. એથી પવન છુટો થશે, ને હાંફણનું જોર નરમ પડશે.

## ઈલાજ ૨૮ મો.

ગુલે લીલોફર ... ... ...તોલા ૮, ગુલેબનફ્સા ... ... ... તોલા ૮.
કાસની ... ... ... ,, તોલા ૬, જેઠીમધનું લાકડું ... ... તોલા ૮.
કાઉનાં બીજ ... ... ,, તોલા ૮, કુલફાનાં બીજ ... ,, તોલા ૮.
મરી સફેદ ... ... ,, તોલા ૩,

એ બધાં વસાણાંને સાફ કરી તેના ૬ ભાગ કરવા, ને તેમાંથી ભાગ

૧ લઇ તેમાં પાણી શેર ૨ નાખી ઉકાળવો, ને પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી ગાળી કહાડી, સાકર નાખી દરરોજ સવારમાં એક વાઇન ગલાસ પીવું.

## ઈલાજ ૨૯ મો.

આકડાનાં ઝાડનાં પાંદડાં ઉપર સાંજે મધ ચોપડી આવવું, અને સવારમાં જઇ તે પાંદડાં ઝાડ ઉપરથી તોડી ચાટી જવાં. એ પ્રમાણે સાત દહાડા ચાટવાથી હાંફણ વધારે થશે, જીવ ગભરાશે, જરા છાતી પરથી લોહી પડશે, પણ પછી નરમ પડશે.

## ઈલાજ ૩૦ મો.

| | | | |
|---|---|---|---|
| રાજસ ... ... ... | તોલો ૦।, | ખતમી ... ... ... | તોલો ૦॥. |
| જેઠીમધ ... ... ... | તોલો ૦।, | ઇરાની જીરૂં ... ... | તોલો ૦।. |
| બનફ્સા ... ... ... | તોલો ૦।, | ખસખસ ... ... | તોલો ૦॥. |
| વરીઆળી... ... ... | તોલો ૦॥, | ખબાજી ... ... ... | તોલો ૦॥. |
| કાસની ... ... ... | તોલો ૦॥, | અલસી ... ... ... | તોલો ૦॥. |
| ધાણા ... ... ... | તોલો ૦।, | ગુંદાં ... ... ... | નંગ ૧૧. |
| મેથી ... ... ... | તોલો ૦॥, | સુકાં અંજીર ... ... | નંગ ૨. |
| ઉનાફ ... ... ... | નંગ ૫, | સાકર ... ... ... | તોલા ૩. |

એ સઘળાં વસાણાંને ખોખરાં કરી તેમાં પાણી શેર ૩ નાખી એક કલાક ભીજવી રાખવાં. પછી ચુહુલા ઉપર ઉકાળવાં ને પાણી શેર ૧ રહે એટલે ઉતારી ગાળી કહાડવું, ને તેમાંથી દહાડામાં ૩ વખત અકેક વાઇન ગલાસ પીવું. બીજે દહાડે એજ કાવો કામમાં લેવો, ને ઉકાળી પીવો. ત્રીજે દહાડે નવો વાપરવો. એથી હાંફણનું દરદ નરમ પડશે.

## ઈલાજ ૩૧ મો.

| | | | |
|---|---|---|---|
| અસલેસુસ (જેઠીમધ) ... | તોલો ૧, | સોપ (વરીઆળી) ... | તોલો ૦॥. |
| ગુલે બનફ્સા ... ... | તોલો ૧, | અમબેસાલબ એટલે પીચોરીનાં બી ... | તોલો ૧. |
| ઉસનો ખરદુસ (લવંડરનાં ફુલ) ... ... | તોલો ૦॥, | ગઉ જુબાન ... ... | તોલો ૦॥. |
| અનીસું ... ... ... | તોલો ૦॥, | ગુલે નીલોફર ... ... | તોલો ૧. |
| તુકમે ખરબુચ ... ... | તોલો ૧, | ખબાજી ... ... | તોલો ૦॥. |

| | | | |
|---|---|---|---|
| તુકમે ખીઆરેન (કાકડીનાં બી) ... | તોલો ૧, | સાથરા ... ... ... | તોલો ૧. |
| ખતમી ... ... ... | તોલો ૦॥, | ચોપચીની ... ... | તોલો ૦॥. |
| શકરે તગાર ... ... | તોલો ૦।, | જીરે કરમાની (શાહા જીરૂ) | તોલો ૦।. |
| તુકમે કસુસ ... ... | તોલો ૦॥, | ઉસબો ... ... ... | તોલો ૦॥. |
| સુરીજન ... ... ... | તોલો ૦॥, | અસલે ખાલેસ (સોજું મધ) ... ... ... | તોલા ૩. |
| તુકમે ખસખસ ... | તોલો ૦।, | સુનામખી ... ... | તોલા ૨. |
| ગીસની ખુશક (ધાણા સુકા) ... ... | તોલો ૦॥, | કેવડાની જડ ... ... | તોલો ૦॥. |
| ગ્રીલેખુસ (કેવડાનાં ફુલ) ... ... | તોલો ૧, | અંજીર ... ... ... | નંગ ૧૨. |
| જોફાએ ખુસક... ... | તોલો ૧, | સુપીસતાન ... ... | નંગ ૩૦. |
| પરેસ આવેસાંન ... | તોલો ૧, | ઇસકુઇલફામ (જંગલી કાંદો) | નંગ ૧॥. |
| મવીજ મનકા એટલે કાળી દરાખ ... ... | તોલા ૨, | ઉનાફ ... ... ... | નંગ ૧૨. |
| | | કુઇનાઇન ... ... | ગ્રેન ૩. |

એ સઘળાં વસાણાંને છુંદીને તેને કાદવના વાસણમાં નાખો તેમાં પાણી શેર ૩ નાખી ઉકાળવાં ને પાણી શેર ૦॥ રહે એટલે ઉતારી ગાળી કહાડી તેના ત્રણ ભાગ કરી દરરોજ ભાગ ૧ માં મધ નાખી પીવો. એ કાવો બીજા ત્રણ દિવસ ચલાવવો.

## ઈલાજ ૩૨ મો.

ઝીંઓટાને બાળી તેની રાખ તોલો ૧, નીપાળાના છોડાંની રાખ તોલો ૧.
પીપર ... ... ... ... તોલો ૧,

એ ત્રણેને ખાંડી બારીક ભુકો કરી તેમાં ગોળ તોલો ૧ મેળવી તેની ગોળી પાવલીભાર વજનની વાળવી. દરરોજ ગોળી ૧ ખાવાથી હાંફણ નરમ પડશે. ખાંસી થઇ હોય તેને પણ એ ગોળી ફાયદો કરે છે.



# સીતાન એટલે સરદી.

**એ રોગ મનુષ્યને ઘણાં ઠંડા પદાર્થ ખાવાથી, ઠંડીથી બંધાયલું બરફ ખાવાથી, ભીનાસવાળી તથા ઠંડી જગોમાં રહેવાથી, ઘણી ગરમી થઈ હોય તેમાંથી, બદહજમીથી તથા બીજા કારણોથી થાય છે–તેના ઈલાજ.**

## ઇલાજ ૧ લો.

પીપર વાલ ૫ ને આસરેનો ભુકો કરીને તેનાં પડીકાં બે વાળવાં ને દહાડામાં બે વખત મધમાં ખાવાં. એ પ્રમાણે દીન સાત સુધી એ દવા ચાલુ રાખવાથી સીતાન સારૂં થશે. ઉપલી જ દવા વાલ પાંચ પાણી સાથે પીવાથી ભુખ લાગશે.

## ઇલાજ ૨ જો.

જાયફળ ...તોલા ૨, જાવંત્રી ...તોલા ૨, લવંગ... ...તોલા ૨.
સમંદર સોક તોલા ૨.

એ સઘળાં વસાણાંને કુટી કપડછંદ કરીને પાનના રસમાં ખલ કરવાં ને પછી તેની ગોળી ચણી બોર જેવડી વાળવી, તેમાંથી ગોળી એક સવારે ખાવી. નાનાં બચ્ચાંને ગોળી ૦। દહાડામાં એક વખત ખવાડવી. દહી તથા છાસ બીલકુલ ખાવાં નહીં.

## ઇલાજ ૩ જો.

**બદનમાં સરદી થઇને વાઇ થઈ હોય ને આંગ સુસ્ત થયું હોય તેનો ઇલાજ.**

સુંઠના ઝીણા કટકા ...તોલો ૦॥, મરી સફેદ અથવા કાળાં તોલો ૦॥.
પીપરી મુળના ગાંઠ ...તોલો ૦।,

ઉપલાં ત્રણે વસાણાંને સાથે મેળવી સહેજ ખોખરાં કરી પાણી તોલા ૩૦ માં ઉકાળવાં, તે પાણી તોલા .૧૦ રહે ત્યારે ઉતારી કપડાંએ ગાળી કહાડી ફુંકુ પાડીને પીવું. જોઇએ તો તેમાં સીંધવ મીઠું વાલ ૨ ભેળી અવારનવાર દીવસમાં એક બે વખત પીસે તો વધારે ફાયદો થશે. જો એ કાવો એમ ને એમ પીવા નહીં ગમે તો તે ઉકળતી વખતે તેમાં સાકર તોલા ૨ નાખી બનાવી પીવો.

# સ્ત્રીને ફરજંદ થવાનો ઈલાજ.

### ઈલાજ ૧ લો.

કાયફળ (બેઆની ભાર) ...વાલ ૫, કાથો પાનમાં ખાવાનો ...વાલ ૫.

એ બેઉને મધમાં ઘસી દસ્તાન આવે ત્યારે ચાર દીવસ ચાટવાથી ફરજંદ થશે.

# સુનમેહેરી ઝઝની એટલે અરધું તથા આખું અંગ સુનુ મારી જાય તેના તથા કોહોડ અને રગતપીતના ઈલાજ.

### ઈલાજ ૧ લો.

અજમો ખોરાસાની ... ...શેર ૦।, મોરથુથુ ... ... ... ...શેર ૦।.

એ બંને વસાણુંને કુટી કપડછંદ કરી લીંબુ ૧૨૫ ના રસમાં દીન પાંચ સુધી ખલ કરવાં. પછી તેની ગોળી ચણા જેવડી વાળવી અને દરરોજ સવારમાં ગોળી એક ખાવી, અને એમ થોડા દહાડા ચાલુ રાખવી.

ખોરાક—મછી, તેલ, મરચું, ખાટું, બીલકુલ ખાવું નહીં.

# સુળ અથવા કળતરના ઈલાજ.

### ઈલાજ ૧ લો.

પ્રથમ ખસખસનો પોસ પાણીમાં નાખીને તે પાણી ઉકાળીને તેનો સેક કળતરવાળા ભાગ ઉપર કરવો. ત્યાર પછી તે સેકેલા ભાગ ઉપર "સ્પીરીટ આફ કેમફર" અથવા "સોપ લીનીમેન્ત" અથવા "લીનીમેન્ત આફ કલારા-

ફાર્મ" એ ત્રણ લગાડવાની દવામાંથી જે તે એક દવા ખુબ મસલીને લગાડવી, ને પછી તેની ઉપર ફલાનલનો કટકો બાંધવો.

ઉપર લખેલી ત્રણ જાતની લગાડવાની જે દવા લખી છે તે ડાકટરનાં દવાખાનામાંથી મળશે, કારણ કે તે અંગ્રેજી દવા છે.

### ઇલાજ ૨ જો.

આંબાહળદર ત્રણ ભાગ લઇને તેને પાણીમાં ઘસવી ને તેમાં ૧ ભાગ સાજીખાર સાથે મેળવવી, ને જરા ગરમ કરીને કળીતરવાળા ભાગ ઉપર ચોપડવું.

---

## શુળરોગ (વાયુનું દરદ.)

**ઘણી લાંબી મંજલ ચાલ્યાથી, તુરાં, કડવાં તથા વાયડા પદાર્થો ઘણા ખાધાથી, ઠંડા પદાર્થ ખાવાથી, ઉજાગરો ઘણો કરવાથી, મીઠાસનું ખાણું વારંવાર ખાવાથી એ રોગ ઉત્પન્ન થાય છે, ને તેનાથી કેડમાં તથા પીડુમાં વાયુ પ્રવેશ થઇને શુળને ઉત્પન્ન કરે છે, એટલે ચસક મારે છે, આંગમાં અગન બળે છે, પરસેવો ઘણો થાય છે, ખાવાનું મુદલ ભાવતું નથી ને ઝાડો કબજ રહે છે, તેના ઇલાજો.**

### ઈલાજ ૧ લો.

સુંઠ... તોલો ૧, ચીતરકનું મુળ સુકું... તોલો ૧, વજ......તોલો ૧.
મરી તોલો ૧, હીંગ .............. તોલો ૧, શાહાજીરૂં તોલો ૧.

એ સર્વે વસાણુંને કુટી કપડછંદ કરીને ખલમાં નાખીને તેને ભાંગરાના રસમાં ખુબ ખલ કરવાં ને જેટલો રસ પીયે તેટલો નાખી દીન એ સુધી ખલ કરવાં. પછી તેની ચણા જેવડી ગોળી વાળવી અને અકેક ગોળી સવારે તથા સાંજે ખાઇ પાણીના ગોટથી ઉતારવી. એમ દીન ૧૪ સુધી કરવું.

**ખોરાક**—ગોસનો સેરવો ને રોટલી ખાવા આપવી; બીજી વાયડી ચીજો ખાવા આપવી નહીં. જો હિંદુ હોય ને ગોસ નહીં ખપે તો ઘઉંના

આટાની કાંજી ગોળ નાંખીને પકાવીને દહાડામાં બે ત્રણ વખત પીવા આપવી. ઉપર વાયડા પદાર્થો ખાવા નહીં.

## ઈલાજ ૨ જો.

ઘોડાની લીદને સુકવીને ઠંડાં પાણીમાં ભીંજવી મુકવી, ને પછી હાથે કરીને ચોળીને તે ઘણો વખત સુધી ઠરવા દેવી. જ્યારે નીતરૂં પાણી થાય ને લાદ નીચે ઠરી જાય ત્યારે પાણીને કપડાંથી ગાળી લેવું; ને તેમાં હીંગ વાલ ૫ નાંખી એક બાટલીમાં ભરી મુકવું. દરરોજ સવારના તે દવા ચમચો એક ભરીને પીવા આપવી. એ પ્રમાણે દીન પાંચ સુધી એ દવા પાવી.

## ઈલાજ ૩ જો.

કલથી શેર ૦। માં પાણી શેર ૨ નાંખી ઉકાળો કરવો, ને પાણી શેર ૧ાા રહે એટલે ઉતારીને તેમાં સુંઠ તોલો ૧, વડાગરૂં મીઠું તોલો ૧, હીંગ તોલો ૦ાા

એ સર્વે વસાણુંને કપડછંદ કરીને તેમાંથી ભુકી વાલ ૪ ને આસરે ઉપલી ઉકાળેલી દવા ગલાસ ૧ માં નાંખી દહાડામાં ૩ વખત પીવા આપવી.

## ઈલાજ ૪ થો.

ગેલ ફલને ચોખાની કાંજીમાં ઘસીને જાડું જેવું કરીને દુંટી ઉપર લેપની માફક ચોપડવું. એ પ્રમાણે સવારે ચોપડેલું સાંજ સુધી રાખવું. પછી પાણીથી ધોઇ નાખીને ફરીથી બીજું ચોપડવું. તે આખી રાત રાખવું અને સવારે ધોઇ નાખવું.

## ઈલાજ ૫ મો.

સુંઠ ... ... ... ... તોલા ૫, એરંડનું મુળ ... ... ... ...તોલા ૫.

એ બંને વસાણુંને ખોખરાં કરીને તેને પાણી શેર ૧ માં ઉકાળવાં ને જ્યારે પાણી શેર ૦ાા રહે એટલે ઉતારીને ગાળી કહાડી તેમાં સંચળનો ભુકો વાલ ૪ નાખીને ગલાસ એક ભરીને દહાડામાં ત્રણ વખત પાવું.

## ઈલાજ ૬ ઠો.

આમળાં શેર ૦ાા લાવીને તેને કુટી કપડછંદ કરીને એક શીસીમાં ભરી મુકવાં. તેમાંથી તોલો ૦। લઇને મધમાં મેળવીને થોડુ પાણી નાખીને ઉતરતું જેવું કરીને દહાડામાં ૩ વખત પીવા આપવું. એમ થોડા દહાડા કરવાથી ફાયદો થશે.

## ઈલાજ ૭ મો.

હરડે તોલા ૫ લઈ તેને કુટી કપડછંદ કરી ચુરણ કરવું, પછી સોજું ઘી તોલા ૩ તથા ગોળ તોલા ૩ લઈ તેને ચુલા ઉપર મેલી ઉકાળવું, ને તે બંને પીગળી જાય એટલે તેમાં પેલું હરડેનું ચુરણ નાખવું, અને ઘી ગોળ સાથે મેળવી દેવુ. પછી અંગાર ઉપરથી વાસણ નીચે ઉતારીને ઠંડું કરી તેની મોટા લખોટા જેવડી ગોળી વાળવી અને દરરોજ સવારે ગોળી ૧ ખાવા આપવી, અને બીજી ગોળી ૧ સાંજે ખાવી. એથી દરદીને આરામ થશે.

## ઈલાજ ૮ મો.

દરાખ કાળી.... .. ... તોલા ૪, અરડુસો... ... ... ...તોલા ૧૦.

પેહેલાં દરાખના ઠળીઆ કાઢી નાંખીને તેમાં પાણી શેર ૧॥ નાંખી દરાખને હાથે ચોળવી. પછી તેમાં અરડુસાનાં પાંદડાંને નાખીને તેને ઉકાળવાં ને જ્યારે પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારીને ગાળી કાઢી તેના ત્રણ ભાગ કરી દહાડામાં ત્રણ વખત પીવું. એમ દીન દશ સુધી પીવાથી ફાયદો થશે.

## ઈલાજ ૯ મો.

હરણનું સીંગડું બાળીને તેની રાખ કરી કપડાંથી ચાળી એક સીસીમાં ભરી મુકવી, અને તેમાંથી વાલ બેને આસરે લઈને ઘી સાથે મેળવીને દરરોજ ખાવી. એ મુજબ દીન ૩ સુધી ખાવી.

**ખોરાક**—ઘીવાળું ખાણું ખાવા આપવું, તેલ મરચું તથા ખાટું બીલકુલ ખાવું નહીં.

## ઈલાજ ૧૦ મો.

સુંઠ... ... ...તોલો ૧, તલ ... ...તોલો ૧, ગોળ ... ... તોલો ૧.

એ સર્વે વસાણાંને કુટીને તેમાં ગાયનું દુધ શેર ૦॥ નાંખીને ચુલા ઉપર ઉકાળવાં. ઉકળીને દુધ શેર ૦। રહે એટલે ઉતારીને ગાળી કાઢી તે દવાને સવારમાં પીવી. એજ પ્રમાણે બીજી નવી દવા બનાવી પીવી. એ દવા દીન ૨૧ સુધી ખાવી.

**ખોરાક**—ખાટું, તીખું, તેલ વીગેરે આપવું નહીં.

## ઈલાજ ૧૧ મો.

ઈંદ્રજવ શેર ૦॥ તેને કુટી, કપડછંદ કરીને તે ચુરણને એક સીસીમાં

ભરી મુકવું. પછી તેમાંથી તોલો ૦। લઇને ઉના પાણી સાથે ફાકવું. જો કોઇ માણસ નહીં ફાકી શકે તો, તે ચુરણને ઉના પાણીમાં મેળવી પાવું. એ પ્રમાણે દહાડામાં ત્રણ વખત ફાકવું.

**ખોરાક**– દાળ ભાત, ચોખાની રોટલી આપવી, તેલ, મરચું, ખાટું ખાવા દેવું નહીં.

## ઈલાજ ૧૨ મો.

આમલીની છાલને બાળીને તેની રાખને કપડાંથી ચાળીને તેમાંથી તોલો ૦॥ લઇ તેને ઉનાં પાણીમાં મેળવીને દહાડામાં બે વખત પાવું.

**ખોરાક**–તેલ, મરચું તથા બીજી કાંઇ પણ વાયડી જણસ ખાવા આપવી નહીં.

## ઈલાજ ૧૩ મો.

હીંગ તોલા ૧ ને ચુલા ઉપર તવામાં મુકી સેકવી અને તેની સાથે સીંધાલુણ તોલો ૧ લઇ બનેને કુટી કપડછંદ કરીને તેનું ચુરણ વાલ દશને આસરે લઇને મધ સાથે મેળવીને થોડું પાણી નાંખીને ઉતરતું જેવું કરીને દહાડામાં ત્રણ વખત પીવા આપવું. એ પ્રમાણે દીન ૨૧ સુધી પીવાથી ફાયદો થશે.

**ખોરાક**–મછી, તેલ, મરચું, વાયડી તરકારી, કકોળ, એ ખાવા આપવું નહીં.

## ઈલાજ ૧૪ મો.

જવખાર તોલો ૧, ટંકણખાર ફુલવેલો તોલો ૧, વડાગરૂં મીઠું તોલો ૧.
સીંધાલુણ તોલો ૧, સંચળ ... ... તોલો ૧, નિસોતર ... તોલો ૧.
ચીત્રક તોલો ૧, અજમો ... ... તોલો ૧, હીમજી હરડે તોલો ૧.
વાવડીંગ તોલો ૧, વજ... ... ... તોલો ૧, ત્રીકટુ (સુંઠ, મરી, પીપર) તોલો ૧.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને તે ચુરણને એક ખલમાં નાખીને તેમાં આદુનો રસ નાખીને દીન ત્રણ સુધી ખુબ ખલ કરવાં. પછી તેની વટાણા જેવડી ગોળી વાળવી અને દરરોજ સવારમાં એક ખાવી.

ખાધાની પરેહજી રાખવી. મછી, તેલ, મરચું તથા ખાટું ખાવું નહીં, તથા દારૂ બીલકુલ પીવો નહીં.

## ઈલાજ ૧૫ મો.

જવખાર શેર ૦। તથા સાકર નવટાંક, એ બંને વસાણાંને કુટીને તેનું ચુરણ તોલો ૦। ને આસરે લઇને તેને ઠંડા પાણીમાં દહાડામાં ત્રણ વખત પીવા આપવું. ખાવાની પરેહજી રાખવી.



# સોજો.

**કારણ—ખારૂં, ખાટું, તીખું તથા ઉની વસ્તુઓ ખાવાથી તથા ઘણી ભુખ સહન કરવાથી પગ, હાથ તથા શરીરના બીજા કોઇ પણ ભાગ ઉપર સોજો ચઢે છે, તેના ઈલાજ.**

## ઈલાજ ૧ લો.

સાટોડી. દેવદાર, સુંઠ, વાળો.

એ સર્વે વસાણાંને સરખે ભાગે લઇ, તેને ખોખરાં કરી, તેમાં પાણી શેર ૧। નાખી ઉકાળવાં ને પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારી, ગાળી કહાડી, તેના ત્રણ ભાગ કરી, દહાડામાં ત્રણ વખત પીવું. એમ દીન એકવીસ પીધાથી સોજો નરમ પડશે.

## ઈલાજ ૨ જો.

પીપર તોલા ૧૦, સુંઠ તોલા ૧૦.

એ બંને વસાણાંને કુટી કપડછંદ કરી તેની ભુકી એક સીસીમાં ભરી રાખવી, પછી તેમાંથી ચુરણ તોલો એક લઇ તેને ગોળ સાથે મેળવી બે ભાગ કરવા અને તે સવારે તથા સાંજે ખાવું એથી સોજો તથા પેટમાં મરડાતું હોય તથા અજીર્ણ થયું હોય તે સર્વેને ફાયદો કરશે.

## ઈલાજ ૩ જો.

હરડાં તોલા ૫, આમળાં તોલા ૫, બેડાં તોલા ૫.

એ ત્રણે વસાણાંને કુટી કપડછંદ કરી તેનું ચુરણ કરવું. તેમાંથી તોલો ૦॥ લઇ તેને ગાયનાં દુધ ગલાસ ૧ માં નાખી સવારે પીવું તથા એજ મુજબ બપોરે તથા સાંજે પણ પીવું.

## ઈલાજ ૪ થો.

ભાંગરાંનો રસ તોલા ૫ કહાડી તે તેમાં કાળાં મરીની ભુકી વાલ ૧૫ નાખો મેળવીને તેના બે ભાગ કરવા. તેમાંથી એક ભાગ સવારે તથા બીજો સાંજે પીવો. એમ થોડા દહાડા પીવાથી સોજાને ફાયદો કરશે. એજ દવા સોજા ઉપર લગાડવાથી વધુ ફાયદો થશે.

## ઈલાજ ૫ મો.

વછનાગ, સુંઠ, સાટોડીનાં મુળ.

એ ત્રણે વસાણાંને સરખે ભાગે લઇ ગાયના મુતરમાં ઘસીને સોજા ઉપર લેપ કરવો. એ પ્રમાણે દીન ૭ સુધી ચોપડયા કરવું.

## ઈલાજ ૬ ઠ્ઠો.

સુંઠ તોલા ૩, કડુ કરીઆતું તોલા ૩.

એ બંને વસાણાંને કુટી કપડછંદ કરીને તેમાંથી તોલો ૦॥ લઇ તેને ઉનાં પાણી સાથે મેળવીને સવારે, બપોરે તથા સાંજે પીવું, અને દીન ૧૦ સુધી એ દવા ચાલુ રાખવી.

ખાવાની પહરેજી રાખવી. માછલી, તેલ, મરચું, ખાટું તથા વાયડી ચીજો બીલકુલ ખાવા આપવી નહીં.

## ઈલાજ ૭ મો.

પાહાડમુળ, પીપરીમુળ, હળદર, ચકવ, ધાવરી, ચીત્રક, કડવું જીરૂં, સુંઠ.

એ ઓસડો કુટી કપડછંદ કરીને તેમાંથી તોલો ૦॥ લઇ, ઉનાં પાણી સાથે મેળવી સવારે પીવું. એમ બપોર તથા સાંજે પણ પીવું.

## ઈલાજ ૮ મો.

ધંતુરાનાં પાંદડાંનો રસ તોલા ૧૫ થી ૨૦ લઇને તેમાં ગુગળ તોલા ૫ છુંદીને નાખવો; ને તેને ગરમ કરી સોજા ઉપર લેપ કરવો. તે લેપ દરરોજ સાંજે ધોઇ નાખી બીજો નવો જરા ગરમ કરી લગાડવો. એમ એક માસ ચોપડવાથી સોજો ઉતરી જશે.

## ઈલાજ ૯ મો.

મલકાનાં પાંદડાંનો રસ કહાડી તેમાં ગાયનું મુતર મેળવી ગરમ કરી સોજા ઉપર ચોપડવું. એ પ્રમાણે થોડા દહાડા ચોપડવાથી સોજો ઉતરશે,

## ઈલાજ ૧૦ મો.

ધંતુરાનાં પાનનો રસ, ગલકાનાં પાંદડાંનો રસ તથા ભાંગરાંનો રસ, એ સર્વેને એકઠાં કરી તેમાં અફીણ તોલો ૧ નાખી ગરમ કરીને સોજા ઉપર ચોપડવું.

## ઈલાજ ૧૧ મો.

ગુગળ તોલા ૫, રગતબોર તોલા ૫, ગુજર તોલા ૫, રેવંચીનો શીરો તોલા ૫.

એ સર્વે વસાણાંને છુંદી ભુકો કરવો; ને એક બાટલામાં ભરી મુકવો. તેમાંથી જોઇએ એટલો ભુકો લઇ તેને પેપરમીટનાં તેલમાંથી બના, વેલું પાણી જેને અંગ્રેજીમાં ( એકવા મેનથલ પેપર ) કહે છે, તે સાથે ખલ કરી સોજા ઉપર ચોપડવું ને ઉપર રૂનાં પોળીઆં વળગાવવાં, અને દીન ૩ સુધી એ દવા ચોપડેલી રહેવા દઇ, ત્રીજે દહાડે ધોઇ નાખી નવી ચોપડવી. એમ ઘણા દહાડા ચોપડયાથી સોજો સારો થશે.

### પેપરમીટનું પાણી બનાવવાની રીત.

પેપરમીટનું તેલ જેને અંગ્રેજીમાં (ઓઇલ પેપરમીંટ) કરી કહે છે, તેમાંથી પાણી બનાવવું હોય ત્યારે પેહેલાં એક ઉંડી ખલમાં કારબોનેટ ઓફ મેગ- નીશીઆનો ભુકો એક ઔંશ નાખવો ને પેપરમીટનાં ટીપાં ૨૦ થી ૨૫ નાખી ખુબ ખલવું. એ બંને એકવત થયા પછી તેની અંદર પાણી શેર ૨ નાખીને પાછું ખલવું, અને તે પાણી ઠરે એટલે ઝીણાં કપડાંથી બે વખત ગાળી એક બાટલામાં ભરી રાખવું, પછી તેને ઉપર લખેલા ભુકા સાથે ખલ કરી સોજા ઉપર ચોપડવું.

કદાચ એ પાણી નહીં મળે તો મરઘીનાં તાજાં ઇંડાંની સફેદી સાથે મેળવી ચોપડવું, અગર બ્રાંડીના દારૂમાં મેળવી ચોપડવું. બ્રાંડી નહીં મળે તો મોવડાંનાં દારૂમાં ખલ કરી ચોપડવું.

## ઈલાજ ૧૨ મો.

સોજો અંગ ઉપર નબળાઇથી ચઢયો હોય, કમળાથી થયો હોય, શરીરના સાંધાઓમાં કળતર થતી હોય; તથા પાતળા પાતળા ઝાડા થતા હોય, વાયુના જોરથી આંખોમાં તમર આવતાં હોય, ઉલટી આવતી હોય, હરેક જાતનો પરમો થયો હોય શરીર ઉપર કોહોડનાં સફેદ ચાઠાં થયાં હોય, પીસાબ વારે વારે થતી હોય, ગોળી મોટી થઇ હોય, અજીરણ થઇ છાતી ઉપર દાહે

બળતી હોય, ખાધેલું હજમ નહીં થતું હોય, તાવ કાંઇ પણ રીતનો આવતો હોય તથા કરમ થયાં હોય તે સર્વે દરદોની દવા.

| | | | |
|---|---|---|---|
| કરીઆતું તોલા ... ... ... | ૪, | અરડુસાનો પાલો તોલા ... ... | ૪. |
| પીપરીમુળ તોલા ... ... ... | ૨, | મરી તોલા ... ... ... ... | ૨. |
| ચીત્રક તોલા ... ... ... ... | ૨, | સાજીખાર તોલા ... ... ... | ૨. |
| પાપડ ખાર તોલા ... ... ... | ૨, | એડાં તોલા ... ... ... ... | ૨. |
| અજમો તોલા ... ... ... | ૨, | અજમોદ તોલા ... ... ... | ૨. |
| પાહાડ મુળ તોલા ... ... ... | ૨, | સીંધાલુણ તોલા ... ... ... | ૨. |
| વડાગરૂં મીઠું તોલા ... ... ... | ૨, | સાહાજીરૂં તોલા ... ... ... | ૨. |
| ઇંદ્રજવ તોલા ... ... ... | ૨, | સુંઠ તોલા ... ... ... ... ... | ૨, |
| પીપર મોટી તોલા ... ... ... | ૨, | લસણ તોલા ... ... ... ... | ૨. |
| જવખાર તોલા ... ... ... | ૨, | હરડાં તોલા ... ... ... ... | ૨. |
| આમળાં તોલા ... ... ... | ૨, | કોસ્ઠ તોલા ... ... ... ... | ૨. |
| મીઠું સુરણ તોલા ... ... ... | ૨, | સંચળ તોલા ... ... ... ... | ૨. |
| બંગડી ખાર તોલા ... ... ... | ૨, | રેવંચીની લાકડી તોલા ... ... | ૨. |

લીંડી પીપર તોલા ૨.

એ બધાં વસાણાંને કુટી કપડછંદ કરીને તેને ખલમાં નાખી ખલ કરી એકમેક સાથે મેળવવાં. પછી તેમાં ગોળ નાખીને થોડા દહાડા સુધી ખુબ ખલ કરવાં, ને ગોળી બંધાય એવું થાય એટલે તેની ગોળી ચણીબોર જેવડી વાળવી, અને દરરોજ સવારે ગોળી ૧ ઉના પાણી સાથે ખાવા આપવી.

ખાવાની પરહેજી રાખવી. તેલ, મરચું, ખાટું તથા વાયડી ચીજો ખાવી નહીં.

## ઇલાજ ૧૩ મો.

## સોજો હાથીઓ જે માણસના પગ ઉપર થયો હોય તેની દવા.

મોટો જીવતો સાપ પકડાવી મંગાવીને તેના ઝેરના દાંત કહાડી નાંખવા, અને તેનું મોઢું ખુલ્લું કરાવી તેની અંદર લીલી હળદરના ગાંઠીઆ તેનાં અરધાં પેટ સુધી જાય તેમ કોઇ ચીજવતી અંદર નાખવા. પછી તે સાપને એક મટોડીના ધાડવામાં નાખી તેનું મોઢું કપડાંથી બાંધી લેવું અને ધાડવાને જમીનમાં એક ઉંડો ખાડો ખોદી દાટવું. તેને એક માસ રાખી

બહાર કાઢવું, અને પેલા હળદરના ગાંઠીઆ કહાડી લેવા, ને તે ગાંઠીઆને ઠંડા પાણીમાં ઘસીને હાથીઆ સોજા ઉપર ચોપડવું. એ પ્રમાણે એ દવા થોડા દહાડા ચોપડવાથી હાથીઓ સોજો સારો થશે.

### ઇલાજ ૧૪ મો.

રૂનાં ઝાડનો પાલો છુંદીને ડાંગરના ચોખાના આટામાં મેળવીને તેની રોટલી કરીને ખાવા આપવી.

### ઇલાજ ૧૫ મો.

સાટોડી તોલો ૧, સુંઠ તોલો ૧.

એ બંને વસાણુંને પાણીમાં ઘસીને સોજા ઉપર લગાડવું.

### ઇલાજ ૧૬ મો.

હળદર તથા સુંઠ, એ બેઉને સરખે ભાગે લઇને ઠંડા પાણીમાં ઘસીને ચોપડવું.

### ઇલાજ ૧૭ મો.

કાળીજીરી, સુકાં આમળાં.

એ બેઉ ચીજને સરખે ભાગે લઇ તેને વાટી સબજાનાં પાંદડાંના રસમાં મેળવી ભરવું, એથી સોજો ઉતરી જશે.

### ઇલાજ ૧૮ મો.

કસાઇનો છોડ જે ઘાસ તથા બરૂનાં છોડને મળતો થાય છે, ને તેના ઉપર મોતી જેવાં લાંબા ફળ થાય છે, તે ઝાડનાં મુળીઆં તોલા ૧૦ લઇ તેને ગાયનાં મુતરમાં છુંદીને સુજેલા પગ ઉપર છ સાત દિવસ સુધી અગર સોજો ઉતરે ત્યાંસુધી ચોપડવું, તેથી પગમાંથી પાણી ઝરી સારો થશે.

### ઇલાજ ૧૯ મો.

કુકડવેલનાં દીંડવાંને પાણીમાં ઊકાળી તે ગરમ પાણીએ પગ ઝારવા, એથી પગનો સોજો ઊતરી જશે.

### ઇલાજ ૨૦ મો.

**સોજો રસનો હાથપગ ઉપર ઉતર્યો હોય જેથી તે ઉપર સોજો આવી તે ભાગ જાડો થઈ આવે છે તેના ઈલાજ.**

સેહેરી લોબાનનો ગાંગડો, સુરીજન, સીકાતેરીઓ એલીઓ, રેવંચીની ખટાઇ.

ગરમાળાની સીંગ લઇ જરા બેભતમાં અથવા ગરમ રાખમાં થોડી ગરમ કરી બહાર કહાડી તેનો ગર કહાડવો, ને તે ગરને ગરમ પાણીમાં કાલવીને તે પાણીમાં ઉપલાં વસાણાં ઘસવાં ને ગરમ કરી લેપ મારવો. એ લેપ દરરોજ થોડા દિવસ ચાલુ રાખ્યાથી દરદ નરમ પડશે.

## ઈલાજ ૨૧ મો.

હરડાંની છાલ તોલો ૦ા, બેહેડાંની છાલ તોલો ૦ા, સુકાં આમળાં જે કાચામાં વાપરે છે, તેની છાલ તોલો ૦ા.

એ ત્રણે જણસને ખોખરી કરી તેને પાણી શેર ૧ માં મટોડીના વાસણમાં ઉકાળવી ને પાણી શેર ૦ા રહે ત્યારે ઉતારી તેને ગાળી કહાડી તેમાં જરા સાકર નાખી દહાડામાં બે વખત પીવું.

એ દરદ સારૂં થતાં સુધી એ દવા દિવસમાં ૨ વખત ખાધા અગાઉ પીવી.

## ઈલાજ ૨૨ મો.

મુખડ ઉંચુ ગાંઠવાળું લાલને ગોલાબમાં અથવા પાણીમાં ઘસીને સોજાવાળી જગાએ ભરવાથી સોજો ઉતરશે.

સુખડના ઘસારામાં જરા મોવડાંનો દારૂ મેળવી લગાડવાથી વધુ ફાયદો થશે.

## ઈલાજ ૨૩ મો.

## પગ ઉપર રસ ઉતર્યો હોય ને તેથી પગ મોટો થયો હોય તેના ઈલાજ.

કાયાફુટીનું તેલ રાત દિવસ પગ ઉપર આસ્તે આસ્તે લગાડવાથી ફાયદો થશે ને દરદ મટી જશે.

## ઈલાજ ૨૪ મો.

ગુલેઅરમાનીને છુંદી બારીક આટા જેવી કરી ઠંડા પાણીમાં મેળવી જ્યાં રસ થયો હોય ત્યાં ભરવાથી ફાયદો થશે.

## ઈલાજ ૨૫ મો.

કાળા ધંતુરાનાં ડાંખરનો રસ તોલો ૦ા, કળીચુનો ... ... ... તોલો ૦ા.

એ બેઉને ઘાંઠી તોલા ૩ માં નાખી ગરમ કરી રસ ઉતરેલી જગાએ ચોપડવાથી ફાયદો થશે.

# સોસારી (પાણીની તરસ) ઘણીજ લાગતી હોય તેના ઈલાજ.

**કારણ**—ઘણા ભયથી શરીરમાં નીર્બળતા થઈ પિત્તમાં બીગાડો કરી તરસને ઉત્પન્ન કરે છે.

## ઈલાજ ૧ લો.

દહીં મીઠું શેર ૨, સાકર ... શેર ૦।, મરીનો ભુકો... ...તોલા ૨.
ઘી... ... શેર ૦।, મધ ... શેર ૦।, સુંઠનો ભુકો ... ...તોલા ૨.
એલચી દાણાનો ભુકો તોલા ૨.

પેહેલાં દહીંને એક કલઇના વાસણમાં નાખી તેમાં ઉપલાં સઘળાં વસાણાં મેળવી, એકરસ કરી કલઇનાંજ વાસણમાં ભરી રાખવાં; અને તેમાંથી દરરોજ સવારે નવટાંક (૫ તોલા) ખાવું એથી સોસારી મટશે.

## ઈલાજ ૨ જો.

સોનું, રૂપું, લોઢું.

એ ત્રણેને તપાવી પાણીમાં ઝામવું અને તે પાણી ઠંડું થયા પછી સોસારીવાળાં માણસને પીવા આપવું.

## ઈલાજ ૩ જો.

પાણીમાં સાકર અથવા મધ નાખીને પીવાથી સોસારી મટશે.

## ઈલાજ ૪ થો.

કાળી દરાખ તોલા ૫, જેઠીમધ તોલા ૩.

એ બંને વસાણાંમાં પાણી શેર ૧॥ નાખીને ઉકાળો કરવો, ને જ્યારે પાણી શેર ૦॥ રહે ત્યારે તેમાંથી દહાડામાં ૩ વખત એકેક ગલાસ પાવું.

## ઈલાજ ૫ મો.

ધાણા સુકા તોલા ૨ ને સાફસુફ કરી તેને માટીનાં ઠીકરાં ઉપર સેકી ખોખરા કરી, તેની એક ઝીણાં કપડાંના કટકામાં પોટલી બાંધવી. પછી પીવાનું પાણી જે માટીના વાસણમાં રાખેલું હોય તેમાં તે પોટલી મુકવી ને એક કલાક પછી તેમાંનું પાણી જેને તાપના સબબથી કે પિત્તના

જોરથી કે બીજાં કારણથી સોસારી લાગતી હોય તેને પાવું. એથી સોસારી મટશે. બે દિવસ એ પાણી વાપરી ત્રીજે દિવસે નવું બનાવી વાપરવું, એથી તુરત ફાયદો થશે.

### ઈલાજ ૬ ઠ્ઠો.

દરાખ સુકી તોલો ૦॥, પીતપાપડો તોલો ૦॥, હરડે... ...તોલો ૦॥.
હરડાં ... તોલો ૦॥, આમળાં... તોલો ૦॥, વરીઆળી...તોલો ૦॥.
બેડાં ... તોલો ૦॥, સાકર ... તોલા ૨॥.

એ સર્વેને છુંદી ખોખરાં કરી પાણી શેર ૨ (તોલા ૫૬) માં ઊકાળવાં, ને પાણી ચોથે ભાગે રહે ત્યારે ઊતારી ગાળી કહાડી દીવસમાં બે વખત પીવું.

---

## સંગ્રહણી.

**એ રોગ માણસને અન્ન બરાબર પાચન નહીં થવાથી, ખાધા ઉપર ફરીથી વધારે ખાવાથી, વાયુથી તથા કાચું અનાજ ખાવાથી થાય છે; ત્યારે માણસને તાવ આવે છે, શરીર નબળું થઇ જાય છે, ખાવાની અરૂચી રહે છે, પેટ ચઢી રહે છે, તરસ લાગે છે, ઓડકાર આવે છે તથા પેટ આવે છે, તેના ઇલાજ.**

### ઈલાજ ૧ લો.

હીમજ હરડે તોલા ૨, પીપર ... તોલા ૨, એલચી ... તોલા ૨.
મોટી હરડે તોલા ૨, તજ ... તોલા ૨, નાગ કેસર તોલા ૨.
સુંઠ ... ... તોલા ૨, સાકર ... તોલા ૫, લવંગ ... તોલા ૨.
મરી ... ... તોલા ૨, તમાલપતર તોલા ૨, જાયફળ ... તોલા ૨.
ચીતરંગ ... તોલા ૨.

એ સર્વે વસાણાંને કુટી કપડછંદ કરીને મધમાં ચણા જેવડી ગોળી વાળવી અને તેને છાંયડે સુકવવી. તેમાંથી ગોળી એક સવારે બકરીના દુધમાં તથા સાંજે ગોળી એક ઊના પાણી સાથે ખાવી

**ખોરાક**—તુવરની દાળ, ઘી, ચોખાની તથા ઘઉની રોટલી, મેથીની ભાજી, દોધી ઘીમાં પકાવીને ખાવી તથા બકરીનું દુધ શેર ૦। પીવું.

### ઈલાજ ૨ જો.

દીકાંમરી ... તોલો ૧, અફીણ ... તોલો ૦।, હીંગ ... તોલો ૦।.

એ સર્વે વસાણાંને કુટી તેનાં પડીકાં વાલ બેનાં કરવાં, ને તેમાંથી સવારે પડીકું એક વાસી પાણી સાથે પીવું તથા સાંજે પણ એજ પ્રમાણે પીવું.

**ખોરાક**—ચોખા, ઘી તથા બુરા ખાંડ સાથે ખાવા; દુધ, માછલી, ખાટું, તેલ, મરચું ખાવું નહીં; તેમજ દારૂ પીવા નહીં.

### ઈલાજ ૩ જો.

ગળો, અતીવીસની કળી, નાગરમોથ.

એ સઘળાં વસાણાંને સરખે ભાગે લઇ ખોખરાં કરી પાણી શેર એકમાં ઉકાળવાં, ને પાણી શેર ૦॥ રહે ત્યારે ઉતારી ગાળી કાઢી દહાડામાં ત્રણ વખત ગલાસ એક પીવું.

---

# સંધીવા એટલે "રૂમેટીઝમ"ના ઈલાજ.

**એ રોગથી શરીરના સાંધાઓમાં કળતર થાય છે ને દુખે છે; તેમાં વીશેષે કરી શીયાળાની મોસમમાં એનુ જોર વધુ રહે છે.**

### ઈલાજ ૧ લો.

નાગચંપાનાં ઝાડની છાલ લીલી અથવા સુકી શેર ૧ લઇ તેને બ્રાન્ડી અથવા જલદ મોવડાંના દારૂમાં અથવા સ્પીરીટ આફ વાઇનમાં અથવા રમ દારૂમાં ભીજવવી ને જે સાંધામાં દરદ થતું હોય તે સાંધાવાળા ભાગ ઉપર લગાડી પાટો બાંધી લેવો તેથી ફાયદો થશે.

ઈંટ અથવા નળીઆંનો સેક કરવાથી પણ દુખાવો ઓછો થશે.

### ઈલાજ ૨ જો.

પોટાશ આયોડીડ ... ...ગ્રેન ૧૫, ટીંકચર સીકાના... ... ...ડ્રામ ૨.
સોડા સેલીસીલસ ... ...ડ્રામ ૧, સ્પીરીટ એમોન્યા એરોમેટીક ડ્રામ ૨.

વાઇન કોચીસી ... ...ડ્રામ ૧, ઍકવા મેનથા પ્રપેરેતા ...ઔંસ ૬.
ટીંક્ચર એકતા શેશમેઝા...ડ્રામ ૧,

ઉપલી દવા સઘળી અંગ્રેજી છે તે ડાકટરનાં દવાખાનામાંથી મળશે, તે લાવીને તેના ૪ ભાગ કરવા અને એકેકો ભાગ દર ૩ કલાક પીવો.

## ઈલાજ ૩ જો.

કળીચુનો, તેલ મીઠું.

એ બેઉ સરખે ભાગે લઇને બંનેને બરાબર સાથે મેળવી તેને લેપના જેવું બનાવવું ને જે જગા ઉપર દુખતું હોય તે જગાએ લગાડવું ને ઉપર રૂ વળગાવવો, એથી દશ બાર કલાકમાં ફરક પડશે. એ લેપ એકજ સાંધો પકડેલો હોય તે ઉપર લગાડવાથી ફાયદો થાય છે. કળી ચુનામાં તેલ ભેળેલું હોવાથી ફોલ્લા ઉઠશે નહીં, વાસ્તે તેની કાંઇ ચિંતા રાખવી નહી.

## ઈલાજ ૪ થો.

સાતોડીની જડ સુકી, સુંઠ, સુકાં આમળાં, સાબરસીંગડું.

એ ચારે વસ્તુઓને સરખે વજને લેઇ બ્રાંડી અથવા કોઇ જલદ દારૂમાં અથવા રમ દારૂમાં ઘસવી ને એક કલઇ કરેલા વાસણમાં તે ઘસારો બધો એકઠો કરી ભરવો. પછી તે વાસણ આતશ ઉપર મુકી ખમાય તેટલું ગરમ કરી દુખાવાવાળા ભાગ ઉપર ભરવું, એથી કરાર થશે.

## ઈલાજ ૫ મો.

એળીઓ અને રેવચીનો સીરો એ બંનેને એક સરખે વજને લેઇને પાણીમાં ઘસવાં ને કલઇ કરેલાં વાસણમાં લેઇ ઇંગાર ઉપર મુકી ખમાય તેવું ગરમ કરી દુખાવાવાળા ભાગ ઉપર લગાડવું, એથી કરાર થશે.

## ઈલાજ ૬ ઠો.

કરીઆતાનાં પાંદડાં... ...તોલો ૧, સાલેસનાં ડાંખરાં ... ...તોલો ૧.

(સાલેસનાં ડાંખરાં ભાંજીને નાના નાના કટકા કરવા.)

એ બેઉ જણસોને ૧ શેર પાણીમાં ઉકાળવી ને અરધું પાણી બળી ગયા પછી ચુલા પરથી હેઠળ ઉતારી ઠંડુ થાય તો કપડાંએ ગાળી લઇને એક બાટલીમાં ભરવું. પછી તેમાં "પોટાશ આયોડીડ" નામની વેલાતી દવા જે ડાકટરના દવાખાનામાં અથવા અંગ્રેજી દવા વેચનારની દુકાન પર મળે

છે તે લાવીને વાલ ૫ નાખવા ને તેમાંથી દરરોજ સવારે મલસંક એક ચમચા ભરી લઇને પીવું.

**ખોરાક**–ઘી, માખણ, દુધ વગેરે લેવો, ખાટું કંઇ ખાવું નહીં.

## ઇલાજ ૭ મો.

કાળી દાંડીનાં ધતુરાનાં પાંદડાંનો રસ શેર ૦॥ તથા તેલ મીઠું શેર ૦॥. એ બેઉ વસ્તુને એક કલઇ કરેલાં વાસણમાં રેડીને ચુલા ઉપર ઉકાળવી. ને ધંતુરાનાં પાંદડાંનો રસ બધો બળી જાય ત્યારે તે હેઠળ ઉતારીને ઠંડું પાડવું ને કપડાંએ ગાળી લઇને સીસીમાં ભરવું. પછી તે દુખાવાવાળા ભાગ ઉપર લગાડવાથી ફરક પડશે.

## ઇલાજ ૮ મો.

એળીઓ ...તોલો ૧, ગુજર ... ...તોલો ૧, ઇસસ ......તોલો ૧.
ગુગળ ... ...તોલો ૧, કાળો સરસ તોલો ૧, રેવંચીનો શીરો તોલો ૧.

એ સઘળાં વસાણાંને જુદાં જુદાં છુંદીને બારીક કરવાં. પછી બધાં સાથે ભેળીને એક કલઇ કરેલાં વાસણમાં અથવા કોરીનાં વાસણમાં નાંખવાં. પછી તેમાં મોવડાંનો જલદ દારૂ એ સઘળી ભુકી તેમાં ડુબી રહે તેટલો રેડીને બાર કલાક સુધી ભીંજવી રાખવાં. ત્યારપછી તે વાસણ ઇંગારપર મુકીને અંદરની દવા હીલવ હીલવ કર્યા કરવી, ને સીરાની માફક ઘાડું થાય ત્યારે ઉતારીને ખમાય તેવું ગરમ દુખાવાવાળા ભાગ ઉપર લગાડવું, અને તે ઉપર રૂ વળગાવીને પાટો બાંધવો. એ લેપ ત્રણ દિવસ સુધી રાખવો. ને જ્યારે લગાડવો હોય ત્યારે ગરમ કરી લગાડવો. જો લેપ ઘણો જાડો થયો હોય તો તેમાં બીજો દારૂ ભેળી ગરમ કરી લગાડવો.

## ઇલાજ ૯ મો.

કાળી માટી (જે નળીઆં અથવા વાસણ બનાવવા સારૂ વપરાય છે તે) ને ચાળી પાણીમાં ભીંજવી પછી ગાળી કાઢવી ને તે ભીજાયલી મટોડી શેર ૦॥ લેવી ને તેમાં નીમક શેર ૦। નાંખી સાથે મેળવી જ્યાં દુખાવો હોય ત્યાં લગાડવું.

## ઇલાજ ૧૦ મો.

ઝેરી કચુરાના કટકા શેર ૦।, તેલ મીઠું શેર ૧.

એ બેઉ વસ્તુને કલઇ કરેલા વાસણમાં મુકી ચુલા ઉપર ઉકાળવી

અને જ્યાં સુધી ઝેરી કચુરો બળીને કોયલા જેવો થાય ત્યાં સુધી તેલ ઉકાળીને પછી વાસણ હેઠળ ઉતારવું; ને ઠંડુ પડયા પછી તેને ગાળી લઇ સીસીમાં ભરી રાખવું. ખપ પડે ત્યારે દુખાવાવાળા ભાગ ઉપર લગાડવું.

## ઈલાજ ૧૧ મો.

કોકોતીના અને મેલીન્સપુડ એ બેઉની અકેક ચમચી લઇ પાણીમાં મેળવી પછી દુધને ઉકાળીને તેમાં મેળવવું, ને સાકર અથવા કોઇ બીજો મીઠાસ નાખી દરરોજ એ પ્રમાણે બનાવી પીવું, તેથી ફાયદો થશે.

## ઈલાજ ૧૨ મો.

ગુલે બનફસાં ... ... તોલો ૦ાા, અકલીલ મુલક ... ... તોલો ૦ાા.
મરજજુસ ... ... તોલો ૦ાા, ગુલાબનાં ફુલ ... ... તોલો ૦ાા.
ગુલે અરમાની ... ... તોલો ૦ાા, તુખમે ખતમી ... ... તોલો ૦ાા.
મકો (એને મુસલમાનીમાં અનબો સાલીમ, ફારસીમાં પીચુરી અને મરાઠીમાં કાંગુની કરી કહે છે તે)નો રસ ... ... ... ... ... ... ...તોલો ૦ાા.

ઉપલાં સઘળાં વસાણાંને છુંદી બારીક કરવાં. પછી મકાનાં પાલાનાં લીલાં પાંદડાંનો રસ કહાડી તેમાં એ ભુકી પાટા ઉપર પીસવી, ને પછી દુખાવાવાળા ભાગ ઉપર લગાડવું.

જો મકાનાં લીલાં પાંદડાં નહીં મળી આવે તો સુકાં પાંદડાં લઇને પાણીમાં ઉકાળવાં અને તે પાણી સાથે ઉપલી ભુકી પાટા ઉપર ઘસીને ઠંડુ ઠંડું લગાડવું.

## ઈલાજ ૧૩ મો.

વરીઆળી તોલો ૦ાા, મકો ... તોલો ૦ાા, ગુલકન ...તોલો ૦ાા.

એ સઘળાંને કલઇ કરેલા વાસણમાં મુકીને ૦ાા શેર પાણી તેમાં રેડીને ચુલુલાપર ઉકાળવા મુકવુ, પછી બે ભાગ પાણી તેમાંનું બળી જાય ત્યારે હેઠળ ઉતારી ઠંડું પાડી કપડાંથી ગાળી લઇ દરદીને બધું પાવું. જો એ પીવાથી ઝાડો ખુલાસાથી આવતો નહી હોય તો તેમાં માંઉ (ફારસીમાં સીરખસે ખોરાસાની કહે છે તે) ૧ તોલો મેળવીને પાવુ.

## ઈલાજ ૧૪ મો.

અફીણ ... તોલા ૨, એલચીનું તેલ તોલા ૨, કપુર ચીનાઇ તોલો ૧.

એ સઘળાંને બરાબર મેળવવુ ને દુખતા ભાગ ઉપર મસળીને લગાડવુ તેથી ફરક પડશે.

## ઈલાજ ૧૫ મો.

કળી ચુનો તોલા ૪, મેથીનો આટો તોલા ૪, મધ ... તોલા ૫.

એ ત્રણે જણસોને ઘુટીને સાથે મેળવીને જ્યાં દુખાવો થતો હોય ત્યાં પહેલાં માખણ ચોપડીને પછી એ ઘુંટેલી દવા તે ઉપર લગાડવી, ને રૂ મુકી પાટો બાંધી લેવો. એથી ફરક પડશે.

## ઈલાજ ૧૬ મો.

કાળા સરસનાં ઝાડની સીંગનાં બી થોડાંએક લેવાં ને તે બારીક મેંદા જેવાં કરવાં ને એક કલઇ કરેલાં વાસણમાં મુકીને તેમાં થોડું પાણી રેડી ગરમ કરીને જે ભાગ ઉપર દુખાવો હોય ત્યાં લગાડવું.

## ઈલાજ ૧૭ મો.

મોવડાં શેર ૧, તેલ મીઠું તોલા ૧૦.

મોવડાંને છુંદીને તેમાં તેલ મેળવવુ ને બરાબર ઘુંટી ઘુંટીને એકરસ કરવું કે જેથી તેલ તેમાં બરાબર મળી જાય. પછી રોટલીની માફક બનાવી ઠીકરાં ઉપર સેકવાં ને ખમાય તેટલાં ગરમ કરીને પછી દુખાવાવાળા ભાગ ઉપર સેકી સેકી, તેને, તેની ઉપર મુકીને કપડાનાં પાટાથી બાંધી લેવાં. એમ અવાર નવાર સેકયાથી ને બાંધ્યાથી ફરક પડશે.

## ઈલાજ ૧૮ મો.

લીમડાનાં ઝાડનું મુળીઉ, પીપળાનાં ઝાડની છાલ.

એ બેઉ સરખે વજને લઇને ઓરસીઆ ઉપર પાણીમાં ઘસવાં; ને જે ભાગ ઉપર દરદ થતું હોય તે ભાગ ઉપર જાડું જાડું લગાડવું.

## ઈલાજ ૧૯ મો.

આવર નામનાં ઝાડના પાંદડાં ધોઇને સાફ કરવાં; ને તેને માટીના ધાડવામાં નાખી તેનું મોઢું બંધ કરી આતશપર મુકી ગરમ કરવાં ને પછી કહાડી તેનો દરદ ઉપર સેક કરી તે ઉપર બાંધી લેવાં; તેથી ફરક પડે છે.

## ઈલાજ ૨૦ મો.

ગુલે અરમાની, મંડા.( મરાઠીમાં કાગુની કહે છે) તેનાં પાંદડાંનો રસ.

સબજાનાં પાંદડાંનો રસ, વઘાંન (જેને મરાઠી ભાષામાં પાન્ર કહે છે) તેનાં પાંદડાંનો રસ.

એ બધું સરખે વજને લઇને બધાંને બરાબર મેળવીને એકઠું કરવું. ને દરદવાળા ભાગ ઉપર ભરવું.

## ઈલાજ ૨૧ મો.

ગુલે અરમાની, સબજાનો રસ.

એ બેઉ સરખે વજને લઇને બરાબર મેળવી જે ભાગ ઉપર દરદ થતું હોય તે ભાગ ઉપર લગાડવાથી ફરક પડે છે.

## ઈલાજ ૨૨ મો.

સુખડ, રતાંજળીનું છોડું, સુકા આમળાં, ગુલેઅરમાની.

પ્રથમ સબજાનાં અથવા પીચોરીનાં અથવા મકાનાં એ ત્રણ જાતનાં ઝાડનાં પાંદડાંમાંથી જે તે એક જાતનાં ઝાડનાં પાંદડાં લેવાં ને તેને છુંદીને રસ કહાડવો. પછી તે રસમાં સુખડ, રતાંજળીનું છોડું અને સુકાં આમળાં ઘસવાં, અને ઘસાયા પછી ગુલેઅરમાની મેદા જેવી કરીને તે ઘસારામાં બરાબર મેળવવી અને એ બધું એક કલઇ કરેલાં વાસણમાં નાખીને તેને ઈંગારપર મુકી ગરમ કરવું ને ખમાય તેટલું ગરમ થાય એટલે જે ભાગ ઉપર દરદ થતું હોય તે ભાગ ઉપર ભરવું, તેથી આરામ થશે.

## ઈલાજ ૨૩ મો.

ઑસતરીચ એટલે જેને શાહામૃગ કહીએ છીએ, તે પક્ષીની ચરબી મેળવવી; અને તેને એક વાસણમાં રાખવી. પ્રથમ દરદીને જે જગા ઉપર દરદ થતું હોય, તે ઉપર ગરમ ખળખળતાં પાણીમાં ખસખસના પોસ નાખીને ફ્લાનેલથી તે પાણી નીચોવીને સેક કરવો. સેક કીધા પછી શાહ-મૃગની ચરબી તાવીને તે દરદવાળા ભાગ ઉપર મસળવી, ને તે ઉપર ફ્લાનેલનું કપડું લપેટીને પાટો બાંધી લેવો. એથી દરદીને ઘણો કરાર થશે.

## ઈલાજ ૨૪ મો.

ગુલેઅરમાની, કાળીજીરી.

એ બેઉ સરખે વજને લઇ તેને બારીક મેદા જેવાં કરવાં અને બંને જુદાં રાખવાં.

કાળી દાંડીના ધંતુરાનાં પાંદડાંનો રસ તથા સબજાનાં પાંદડાંનો રસ એ બેઉ રસને સાથે મેળવીને તેમાં ઉપલી ભુકી મેળવીને એકરસ કરવી, પછી દરદવાલા ભાગ ઉપર લગાડવી..

## ઈલાજ ૨૫ મો.

ચીખન નામનું ઝાડ (જે ખાજણમાં થાય છે તે)ની ઉપર ફળ થાય છે તે ફળનું તેલ કહાડવું અને તેને કાચના બુચની સીસીમાં ભરી રાખવું. ખપ પડે તે વેળાએ તે તેલ લઈને દરદવાળા ભાગ ઉપર મસળી મસળીને લગાડવું. એમ અવાર નવાર લગાડયાથી ફાયદો થશે.

## ઈલાજ ૨૬ મો.

એક કલઇ કરેલાં વાસણમાં થોડુંએક ઠંડું પાણી રેડવું ને તેમાં ઘઉનું થુલું ૧ શેર થી ૨ શેર સુધી નાંખવું. પણ એ થુલું નાંખવા આગમચ ૪ ઈંટ ચુલુલામાં મુકીને તેને લાલચોળ કરવી ને એક પછી એક બહાર કહાડીને પાણીમાં ડુબાડવી ને તે વાસણ ઉપર ઢાંકણું ઢાંકવું, કે જેથી પાણીમાંથી વરાળ બહાર નીકળી નહીં જાય. પછી દરદીને નેતરની ઢોલકી ઉપર સુવાડીને પેલુ વાસણ તે ઢોલકીની વચ્ચોવચ મુકવું ને દરદીનાં દીલ ઉપર ચાદર ઓરાડવી. પછી પેલાં વાસણનું ઢાંકણું ઉંચકી લઇને તે પાણીનો બાફ દરદીને આપવો ને પરસેવો પડતો જાય તે કપડાંથી લુછી નાંખવો. કદાચ દરદી એ બાફ આખા અંગ ઉપર લેશે તો કાંઇ ચિંતા નહીં. બાફ નીકળી ગયા પછી દરદીને ઉઠાડવો. એ રીતે વારા ફરતી કરવું, તેથી દરદીને ઘણો ફરક પડશે.

## ઈલાજ ૨૭ મો.

રાસના (ઘાસનાં મુળીયાં જેવું પથ્થરમાં થાય છે તે),
કમળનાં મુળીયાં,
ભોંય વેંગણીનાં મુળીયાં,
સુંઠ,
તેલીઆ દેવદારનું લાકડું.
એરંડીનાં ઝાડનું મુળ.
સાટોડીનાં ઝાડનાં મુળ, જેને સંસ્કૃતમાં પુનરનવા કહે છે, તેનાં મુળ.

એ દરેક ચીજ એક એક તોલો લેવી.

પહાડ નામનાં ઝાડનું મુળ ૧ તોલો લેવું.

ઉપલાં સઘળાંને છુંદી ખોખરાં કરીને કલઇ કરેલા વાસણમાં નાંખવાં ને તેમાં ૧ શેર પાણી રેડીને ઉકાળવાં ને પાંચ તોલા જેટલું પાણી તેમાં રહે ત્યાં સુધી બાળવું. પછી ચુહુલાપરથી હેઠળ ઉતારીને ઠંડુ પાડી કપડાંથી ગાળી લેવું, ને તેમાં સોજું મધ સહેજ ભેળીને દરદીને સવારે તથા સાંજે

એમ દિવસમાં બેવાર પીવા ફરમાવવું. એ રીતે બનાવીને પાધાથી દરદીને આરામ થશે, ને દુખાવો પણ નરમ પડી જશે.

## ઇલાજ ૨૮ મો.

સુકા બાવળનાં લાકડાંના થોડાક ગાંઠ લઇને તેને છુંદી બારીક આટા જેવાં કરવાં ને ફુકાં પાણીમાં મેળવીને દરદવાળા ભાગ ઉપર એ મેળવણીનું પાણી મસળી મસળીને લગાડવું, તેથી ફાયદો થશે.

## ઇલાજ ૨૯ મો.

પાચોરીનો પાલો, તેનાં ડાંખરાં પાંદડાં ફુલ સાથે લેવો ને તેનો રસ કહાડવો ને દરદીને જેટલો લગાડવો હોય તેટલો રસ લઇને તેને કલઇ કરેલાં વાસણમાં રેડીને સહેજ ગરમ કરવો. પછી તેમાં બ્રાંડી અથવા રમ અથવા કોઇ બીજી જાતનો દારૂ ચોથે હિસ્સે એટલે ઉપલા રસનો ૪ થો ભાગ જેટલો તથા થોડું નીમક મેળવવું. એ સઘળાંને ભળીને દરદવાળા ભાગ ઉપર સહેજ ગરમ કરી લગાડવું, એથી દરદીને ફાયદો થાય છે.

## ઈલાજ ૩૦ મો.

ગવીસરીન અથવા તેલ મીઠું અથવા તેલ સાલીડનું, એ ત્રણમાંથી જે તેલ મળી આવે તે લઇ જે ભાગ ઉપર દુખાવો ને દરદ થતું હોય તે ઉપર લગાડવું ને થોડું ચોળવું. પછી તેની ઉપર ૦। થી ૦॥ ચમચી અફીણનું તેલ મસળવું ને નજદીક ૦। કલાક સુધી સારી પેઠે મસળ્યા કરવું, તેથી ફાયદો થશે.

## ઇલાજ ૩૧ મો.

સુખડ ગુલાબમાં ઘસી પગ ઉપર ચોપડી. સુખડના પાણીમાં કટકો ભીંજવી મુકયા કરવો.

## ઇલાજ ૩૨ મો.

સુંઠ... ... ... ... તોલા ૫ ને ઠીકરાંપર સેકીને છુંદી બારીક મેદો કરવો.
અજમો ... ... ... તોલા ૫ ને ઠીકરાંપર સેકીને છુંદી બારીક મેદો કરવો.

એ બેઉ જણસોને સાથે મેળવી જ્યાં સાંધા દુખતા હોય ને કળતર થતી હોય ત્યાં ખુબ મસળવું, જેથી ફાયદો થશે.

## ઈલાજ ૩૩ મો.

હીરાબોળ ...તોલો ૧, હીંગળો ... તોલો ૧, ગુગળ... ... તોલા ૨.

એ સર્વે વસાણુંને કુટી કપડછંદ કરીને તેને ગાયનાં દુધ સાથે ખલ કરવાં, અને તેની ગોળી ચાર ચણોઠી ભાર કરવી. પછી

ચીકણનું મુળ, હળદર, કાયલીનું મુળ (રોહિસ ઘાસ),
રાસણાં, આસંધ, એરંડમુળ.

એ સર્વે વસાણાંને બબે તોલા લઇ ખોખરાં કુટીને (પાણી શેર ૧ માં) ઉકાળો કરવો; ને તેમાં હીંગ વાલ ૩ તથા સીંધાલુણ વાલ ૫ ને આસરે નાખીને તે ઉકાળો ગાળી કહાડવો, અને ઉપલી ગોળી એક ખાઇ ઉપર ઉકાળો ગલાસ ૧ પીવો.

પહેલાં હીંગળાને ખલમાં નાખીને તેમાં લીંબુનો રસ નાખીને આખો દહાડો ખલ કરવી. તે રસ સુકાઇ ગયાથી બીજો લીંબુનો રસ નીચોવવો. પછી પાછી ખલ કરવી. એ પણ સુકાયા પછી તે હીંગળો કામમાં લેવો.

## ઈલાજ ૩૪ મો.

લીંબડાનાં બીજ તોલા ૪, અફીણ તોલો ... ૧, કસ્તુરી વાલ ... ૫.

એ સર્વે વસાણાંને ખલ કરીને મધમાં વટાણા જેવડી ગોળી વાળવી અને તેમાંથી ગોળી એક સવારે તથા એક સાંજે ખાવી, ને ઉપર તજ તથા એલચી ૧ ખાવી.

ખાટું, ખારૂં, તેલ, મરચું, ખાવું નહીં, અને ચાવલ, દાળ, ઘી તથા ગાયનું દુધ પીવું.

## ઈલાજ ૩૫ મો.

| | |
|---|---|
| કપુર તોલા ૨॥ ને સ્પીરીટ વાઇન લીકર આમોનીઆ આંઉસ ૧. | |
| નાં ટીપાં ૧૦ અથવા ૧૫ નાખીને | તેલ મીઠું આંઉસ ... ... ... ૪. |
| પીગળવવો. | સ્પીરીટ ટરપેનટાઇન આંઉસ ... ૨. |

એ સઘળાં વસાણાંને એકવત કરીને ખલ કરીને નાની સીસીમાં ભરવાં; પછી તેમાંથી લઇ સાંધા દુખતા હોય ત્યાં ચોપડવું, અને તે ઉપર ચુલાની ભેભતને ચાળણીએ ચાળીને ઠીકરાંમાં નાખીને ખુબ ગરમ કરવી ને પછી એક જાડાં લુગડાંમાં તે ગરમ રાખ નાખીને તેમાં કપુરનો એક ગાંગડો નાખીને તેની પોટલી બાંધી સેક કરવો.

# હથેલીનું દરદ.

હાથની હથેલીમાં દરદ થાય છે તેનાથી ઘટકા એવા મારે છે કે તે માણુસથી ખમી શકાતા નથી, અને પાકતું પણ નથી. કોઇ માણુસ નસ્તરવતી ફોડાવે છે, પણ તે પાછું ભરાય છે ને છેદ પાછો બુરાઇ જાય છે; અને બહુજ દુઃખ થાય છે તેને પકવવાના ઇલાજ.

## ઇલાજ ૧ લો.

ફુદેડીનો પાલો લાવીને તેમાં સુનાગેરૂ તોલો એક નાખીને તેને પાંદડાં સાથે છુંદવો, ને પછી તેમાં થોડું નીમક નાખીને હથેલી ઉપર બાંધવુ. દહાડામાં ત્રણ ચાર વાર બાંધવાથી ફુટી જશે ને નરમ પડશે.



# હમેલના છુટકારાનો ઇલાજ.

હમેલદાર ઓરત કષ્ટાતી હોય ને હમેલ છુટતા નહીં હોય તેના ઈલાજ.

## ઇલાજ ૧ લો.

કીરમજ તોલો ૧.

એને પાણીમાં ભીજવી ગાળી કહાડી તે પાણી એકજ વખત પાવાથી હમેલ છુટા થશે.



# હરસની દવા.

માણસના શરીરમાં વાયુ થવાથી માંસમાં બીગાડ થઇ સફરાની જગાએ મસા થાય છે, ને તે મસામાંથી લોહી વહે છે, ને ઘણો અકરસાત થાય છે, તેના ઇલાજ.

## ઇલાજ ૧ લો.

પાખનભેદ... તોલો ૧, મુરદાલસીંગ લઇ તેને બાળી રાખ કરવી તોલો ાા.
સખજીરૂં .. તોલો ૧, મલાખી કાથો જે સાબુ જેવો સફેદ આવે છે તે તોલો ાા.

ઉપલી ચારે જણસોને વાટી ભુકી કરી માખણની અંદર મેળવી મલમ કરવો, ને સીસીસાં ભરી રાખવો. પછી હરસવાળાને સફરામાંથી લોહી જતું હોય તે જગા ઉપર એ મલમમાંથી આંગળી પર લઇ સફરા ઉપર લગાડવો ને નરમ પડતાં સુધી ચાલુ રાખવો.

## ઇલાજ ૨ જો.

શરમાઉ ઝાડ (જેને કાઠીયાવાડનાં લોકો રીસામણી કહે છે, તથા મરાઠીમાં "લાજાળૂ" કહે છે તે)નાં પાંદડાં તથા તેની વચમાંની પાતળી ડાંખળીઓને છુંદીને હરસના મસા ઉપર લેપની માફક ઠંડી બાંધવાથી મસા નરમ પડશે.

## ઇલાજ ૩ જો.

મુળાનાં પાકટ પાંદડાંનો ઉપરનો અરધો ભાગ લઇ તેનો રસ ચમચો એક કાઢી તેમાં ઘી અથવા માખણનાં બે ચાર ટીપાં નાંખી, પાંચ દિવસ સવાર સાંજ પીવાથી હરસ જાથુકનો જતો રહેશે.

## ઇલાજ ૪ થો.

કાચકાનું ઝાડ જેના ઉપર કાંકો થાય છે, તેનો પાલો લાવી તેને વાટી લુગદી કરી સફરાપર બે ત્રણ કલાક રાખવાથી બે ત્રણ દિવસમાં હરસના મસાનો અકરસાત નરમ પડશે.

## ઇલાજ ૫ મો.

કડવી દોડકી (જેને કડવાં તુરીઆં પણ કહે છે તે)નાં બીજ નંગ ત્રણ લઇ પાણી સાથે ઘસવાં ને તેનો ઘસારો હરસના મસા ઉપર સાત દિવસ સુધી લગાડવો. તેથી મસા નરમ પડશે.

## ઈલાજ ૬ ઠ્ઠો.

લીંબડાની લીંબોળીનાં બીજ તોલા ૪, ગોળ જુનો તોલા ૧॥, શાજી તોલા ૧॥.

એ ત્રણે જણસને ખાંડી બારીક કરી તેની પાણી સાથે તોલા ૦। ની વજનની ગોળીઓ વાળવી, ને તેમાંથી ગોળી ૧ દરરોજ સવારે પાણી સાથે માસ ૧ સુધી ખાવી. પછી રાતના નીચે મુજબ ફાકી કરવી:—

કલોજી ... ... ... તોલા ૮, હીંગ ... ... ... તોલો ૦॥.

એ બંનેને વાટી બારીક ભુંકા કરી તેમાંથી દરરોજ રાતના તોલો ૦।. પાણી સાથે ફાકવી.

## ઈલાજ ૭ મો.

### મસા ઉપર ચોપડવાનો મલમ.

દાંતી મૂળ તોલો ૦।, સફેદ કનેરનું મૂળ તોલો ૦।, કશીશ તોલો ૦।. વાએવડંગ તોલો ૦।, એલચી ... ... તોલો ૦।,

એ સર્વેને વાટી કપડછંદ કરી તેમાં આંકડાનું દુધ તથા મીઠું તેલ મેળવી મલમ બનાવવો ને દરરોજ મસા ઉપર ચોપડવો. એથી મસા નીકળી જશે.



# હાડકું ભાંગે તેના ઈલાજ.



### કોઇ માણસનું હાડકું ભાંગે અથવા કોઇ કારણથી હાડકું કચડાઇને છુંદાઈ જાય તેના ઇલાજ.

## ઈલાજ ૧ લો.

માણસના શરીરના કોઇ પણ ભાગનું હાડકું ભાંગું હોય અથવા કચ-ડાયું હોય તો પહેલાં તે ભાગ ઉપર ઠંડા પાણીની ધાર કરવી અને ઠંડા પાણીમાં કપડું ભીંજવી ઉપર મુકવું. હાડકામાં વાગવાના સબબથી કળ ઘણી લાગી હોય, તો તેની આંખ ઉપર ઠંડુ પાણી છાંટયા કરવું. એમ કરવાથી તે માણસ હોશીયાર થશે. પછી રાતી મટોડી ભીંજવી તે જગા ઉપર લેપ કરી ઉપર કપડાથી પાટો બાંધવો; અને બાર કલાક સુધી તે લેપ રહેવા

દીધા પછી, ઉતારીને મજીઠ, મોવડાની છાલ, આમલીનાં પાંદડાં, એ સઘળાંને વાટી ઉંના કરી તે જગા ઉપર લેપ કરવો, અને તે લેપ એક દહાડો રહેવા દઇને કાઢી નાખવો. પછી પાણીએ ધોયલાં ઘીમાં ચોખાનો આટો નાખીને ખુબ મસળવું ને તે જગા ઉપર બાંધવું, અને બાર કલાક પછી કાઢી નાખવું, અને ત્યાર પછી તે જગાને વડની, ઉંબરાની તથા પીપળાની ઝાડની છાલને વાટીને ઉકાળો કરી તે પાણીથી ગરમ ગરમ સેકવી, એટલે હાડકું સાજું થઇ દરદ મટશે.

**ખોરાક**–તેલ, મરચું, આમલી વીગેરે ખાવાં નહી.



# હીસટીરિયાના ઈલાજ.

**જે ધણીને એ મરજ થાય છે તે બેહોંશ થઇ જાય છે, છાતી તથા ચાવણીયાં બેસી જાય છે, ને ઘણોવાર બેશુદ્ધ પડી રહે છે, તેને હોશમાં (શુદ્ધિમાં) લાવવાના ઇલાજ.**

## ઈલાજ ૧ લો.

લસણુની કળી નંગ ૪ થી ૫, ચોખી હીંગ ૧॥ આનીભાર.

એ બેઉ ચીજને ખાંખરી કરી એક ઝીણા કપડાંમાં પોટલી બાંધવી ને તે દરદીને સુંઘાડયા કરવી, તેથી તે શુદ્ધિમાં આવશે. ચાવણીયાં નહાં ઉઘડતાં હોય તો સુંઠ બારીક કરી ચાવણીયાં ઉપર ઘસવી જેથી ચાવણીયાં ઉઘડશે. જો વધુ શરદી માલમ પડે તો હીંગ ચણા જેટલી લઇ પાણીમાં મેળવી તે પાણી પાઇ દેવું, એથી તે માણુસ હોશીઆર થશે.

## ઈલાજ ૨ જો.

પીપળાના ઝાડની વડવાઇ તાજી કુંમળી તોલા ૨, જાવંત્રી ...તોલો ૧.
કસ્તુરી ચોખ્ખી... ... ... ... બે આનીભાર.

વડવાઇના ઝીણા કટકા કરી છુંદવી. પછી તેમાં જાવંત્રી નાખી બેઉને ખલ કરી મેળવવી. તેમાં કસ્તુરી નાખી એ ત્રણેને સાથે ખલમાં નાખી ખલ કરવાં. પછી તેની મગના દાણા જેવી ગોળીઓ વાળી એક સીસીમાં

ભરી રાખવી, ને દરદીને દહાડામાં ત્રણ વખત એકેક ગોળી ઠંડા પાણી સાથે ગળાવવી ને ગોળી ખાધા પછી અરધા કલાકે થોડું દુધ પાવું, અથવા દુધમાં ચોખાની કાંજી કરી પાવી. એ પ્રમાણે ૩ કે ૪ દહાડા કરવાથી ફેર પડશે. જો નહીં ફેર પડે તો વધારે દિવસ એ દવા ચાલુ રાખવાથી આરામ થશે.



# ક્ષયરોગ.



**કારણઃ**—ઘણું ભુખે રહેવાથી, ઝાડો પીસાબ અનીયમિતકાળે થવાથી, અતિ સ્ત્રીસેવનથી, વધારે ઓછું ખાવાથી, આ રોગ ઉત્પન્ન થાય છે. એ રોગને લીધે માણસથી વધારે ચાલી શકાતું નથી, ચાલતાં શ્વાસ ચઢી આવે છે, પગ દુઃખી આવે છે, શરીર સફેદ થઇ જાય છે. ઝીણો તાપ પણ આવે છે, હાથ પગ ઉપર સોજો પણ આવે છે તથા અશક્ત થઇ જાય છે તેના ઇલાજ.

## ઇલાજ ૧ લો.

લીંડી પીપર તોલા ૨, ટંકણખાર .. તોલા ૨, ગંધક... ... તોલા ૨.
મનસલ જેને (સલફેટ ઓફ કોપર) કહે છે તે... ... ... ... તોલા ૨.

ટંકણખારને તવામાં નાખી ચુલા ઉપર મુકવો. તે ફુલાઇને સફેદ ધાણી જેવો થાય એટલે ખલમાં નાખી ખલ કરવો. પછી ગંધકનો ભુકો કરીને દુધમાં ઉકાળીને દુધ અરધાથી ઓછું રહે ત્યારે ઉતારીને તેમાંનો ગંધક કાઢી ખલમાં નાંખી ટંકણખાર સાથે ખલવો. પછી બીજાં સર્વે વસાણાંને ખુંદી કપડછંદ કરીને તેને પણ ખલમાં નાખવાં ને ખલ કરી એકમેક સાથે બરાબર મેળવવાં. પછી એક સીસીમાં ભરી મુકવાં. પછી તેમાંથી વાલ પાંચને આસરે લઇ મધ સાથે મેળવી સવારમાં ખાવું. બપોરે તથા સાંજે પણ એ દવા ખાવી. તેલ, મરચું તથા ખાટું ખાવું નહીં.

## ઈલાજ ૨ જો.

મરી કાળાં ...તોલા ૩, ગંધક ... ...તોલો ૧.
પીપર લીંડી ...તોલા ૨, લવંગ .. ...તોલા ૨.
વાએવડીંગ ...તોલા ૨, ખસખસ ...તોલો ૧.
જેઠી મધની લાકડી તોલા ૨. એલચી દાણા તોલો ૧.

પ્રથમ ટંકણખારને તવામાં ફુલવી ધોળો ધાણી જેવો થાય એટલે ખલ કરવો. ગંધકને દુધમાં ઉકાળી દુધ અરધું બળે એટલે ઉતારી તેમાંનો ગંધક પેલી ખલમાં નાખી ખલ કરવો. પછી બીજાં બધાં વસાણાંને કુટી કપડછંદ કરી ખલમાં નાખી લીંબુના રસમાં ખલ કરવાં, ને તેની ગોળી વટાણા જેવડી વાળવી ને ક્ષયવાળા માણસને ગોળી એક શાકરમાં આપવી. સંગ્રહણીવાળાને મધ સાથે આપવી. અજીરણવાળાને આદુના રસમાં આપવી. દમવાળાને ઠંડાં પાણીમાં મેળવીને આપવી. ઉપર તેલ, મરચું, તીખું, ખાટું ખાવું નહીં.

## ઈલાજ ૩ જો.

સુંઠ, મરી કાળાં, એ બેને સરખે ભાગે લઇને વાટીને તેની ગોળી ગોળમાં મોટાં બોર જેવડી વાળવી, અને દરરોજ સવારમાં ગોળી એક એમ દીન એકવીસ સુધી ખાવી. તેલ, મરચું, ખાટું તથા સરદીવાળી ચીજ ખાવી નહીં.

## ઈલાજ ૪ થો.

અગંન પતરીનો સુકો ભુકો અથવા તેનાં ડાંખળાં હોય તો તેનો ભુકો વાલ ૧ ને આસરે લઇને માંડવાનાં પાનમાં મુકીને ચાવી ખાવો. જો એ દવાથી અંગમાં ગરમી માલમ પડે તો મરી કાળાં આખાં દાણા પાંચ ચાવી ખાવાં; તેથી ગરમીનો જોસ નરમ પડશે.

**ખોરાક**–તેલ, મરચું, ખાટું તથા વાયડી ચીજ ખાવી નહીં. ઘઉના આટાનો લાડવો બનાવીને ખાવા આપવો, તથા ગોસ રોટલી ખાવી.

## ઈલાજ ૫ મો.

**પુશકર મુળ તોલો ૧, કાયફળ ...તોલો ૧, ભારંગ ......તોલો ૧.**
**સુંઠ ... ...તોલો ૧, પીપર ......તોલો ૧, મરી કાળાં ...તોલો ૧.**

એ સઘળાં વસાણુંને છુંદી ખોખરાં કરી તેની પડી બે કરવી. તેમાંની પડી ૧ ને પાણી શેર ૧ માં ઉકાળવી ને પાણી નવટાંક રહે ત્યારે ઉતારી ગાળી કાઢી તેમાં સાકર તોલો ૦ાા નાખીને દહાડામાં બે વખત પાવી. એજ પડી પાછી સાંજે તેજ વાસણમાં ભીજવી મુકી સવારે શેર ૧ પાણી મૂકી ઉકાળવી ને નવટાંક રાખી ઉપલી રીતે પાવી. એમ એક પડી બે દિવસ ચલાવી, નવી લેવી. એમ દીન પંદર સુધી એ દવા કરવી.

**ખોરાક**—દાળ, ભાત, ગોસ, રોટલી, એટલું આપવું. તેલ, મરચું. ખાટું ખાવું નહીં, દારૂ કોઇ પણ જાતનો પીવો નહીં.

## ઈલાજ ૬ ઠ્ઠો.

| | | | |
|---|---|---|---|
| મોટી હરડેનો માવો જેને હરડેદલ કહે છે | ...તોલા ૪, | ભોંયરીંગણી ... ... | ...તોલા ૨. |
| | | ઉભી રીંગણી ... ... | ...તોલા ૨. |
| સમુદર ફળ ... ... | ...તોલો ૧, | દેવદાર ... ... ... | ...તોલો ૧ાા. |
| દારૂ હળદર ... ... | ...તોલો ૦ાા, | અતિવીસની કળી ... | ...તોલો ૧. |
| કાયફલ ... ... ... | ...તોલો ૧, | ખેરસાલ... ... ... | ...તોલો ૦ાા. |
| ગોખરૂ ... ... ... | ...તોલા ૨, | ધોળાં મરી ... ... | ...તોલો ૦ાા. |
| પીપરી મુળ... ... | ...તોલો ૧, | પીપર ... ... ... | ...તોલો ૦ાા. |
| ધોળી મુસળી ... | ...તોલો ૧, | કાળી મુસળી... ... | ...તોલો ૧. |
| ગરમાળાનો ગર ... | ...તોલા ૨, | વાળો સુગંધી... ... | ...તોલા ૨. |
| મોથ ... ... ... | ...તોલો ૧ાા, | ગલોલ ... ... ... | ...તોલો ૧. |
| એરવોદસ ... ... | ...તોલા ૨, | ઈંદ્રજવ ... ... ... | ...તોલો ૧. |
| સુંઠ ... ... ... | ...તોલો ૧, | કરીઆતાંની પાંદડી | ...તોલો ૦ાા. |
| રાસના ... ... ... | ...તોલો ૧ાા, | પટોલ ... ... ... | ...તોલો ૧. |

એ સર્વે વસાણુંને ખોખરાં કરીને તેના ત્રણ ભાગ કરવા, ને તેમાંના ભાગ ૧ ને પાણી શેર ૦ાા માં ઊકાળવો, ને પાણી નવટાંક રહે ત્યારે ઉતારી ગાળી પાઇ દેવું; અને એજ ભાગ સાંજે પણ વાપરી રદ કરવો. એમ ત્રણ ભાગ ૬ વખત પાઇ રદ કરવા. એ દવા ખાય તેટલા દિવસ બદામનું તેલ તોલો ૧ દરરોજ બપોરે કહાડી પીવું તથા દુધ શેર ૦ાા માં કાળાં મરી આખાં ૫-૬ દાણા નાખી ઉકાળી પીવાં.

**ખોરાક**—સાકરનો સીરો ખાવો. ઘઉંની રોટલી, ગોસ, મરઘી, ભીંડા, દોધી, પટેટા એ સીવાય કાંઇ ખાવું નહીં.

## ઇલાજ ૭ મો.

આઆપાન (હરખીપાન—આરસપાન) જેને મરાઠીમાં જાવ કરી કહે છે જે ઝાડ ઘણુંકરી બધી જગાએ મળતું નથી, પણ મુબઇમાં વીકટોરિયા ગાર્ડનમાં થાય છે; જેનાં પાંદડાં આંગળાં જેટલાં લાંબાં રહે છે, ને પાંદડું સ્વાદે તુરાસ જેવું લાગે છે, તે પાંદડાં નંગ ૪ સવાર, બપોર તથા સાંજે ખાધા પછી પાનમાં મુકી ખાવાં. બચ્ચાંને ૨ પાંદડાનો રસ એજ મુજબ પાનનાં રસમાં મેળવી ખવાડવો.

**ખોરાક**—તેલ, મરચું, ખાટું તથા માછલી ખાવી નહી તથા દારૂ પીવો નહીં. એથી ત્રણ દિવસ વધારે જોર થઇ બળગમ બહાર નીકળી આવશે, તેથી ગભરાવુ નહી. એ દવા દીન ૧૪ સુધી ચાલુ રાખવી.

## ઇલાજ ૮ મો.

મરી કાળાં તોલો ૦॥, સુંઠ ... ...તોલો ૦॥, જમાલગોટો તોલો ૦॥•
ગંધક ...તોલો ૦॥, ટંકણખાર તોલો ૦॥.

એ સર્વે વસાણાંને સરખે ભાગે લઇને કુટીને દીન એક સુધી ખલ કરવી અને તેને પાનના રસમાં મેળવી વટાણાં જેવડી ગોળી વાળવી. તેમાંથી ગોળી એક દરરોજ સવારમાં વાસી પાણી સાથે ગળવી. એથી બે ત્રણ પેટ ખુલાસેથી આવશે. એ ગોળી ખાધા પછી ઉપર થોડું ઉનું પાણી પીવુ.

**ખોરાક**—ભાત, દાળ, ઘી નાખીને ખાવું. તેલ, મરચું, ખાટું ખાવુ નહી.

## ઇલાજ ૯ મો.

પીપર, પદમકાષ્ટ, રીંગણીફળ.

એ સર્વે વસાણાંને સરખે ભાગે લઇને છુંદી કપડછંદ કરીને એનું ચુરણ એક પૈસા ભાર મધ સાથે અગર ઘી સાથે ભેળવીને દરરોજ સવારે ચાટવું. એ દવા દીન એકવીસ સુધી ચાલુ રાખવી.

## ઇલાજ ૧૦ મો.

દારૂહળદર, હળદર, મનસીલ.

એ ઓસડો થોડાં અધકચરાં છુંદીને હુકાની ચીલમમાં નાખી તંબાકુની પેઠે તાણવાં એટલે કફ પીગળીને પડી જશે.

## ઈલાજ ૧૧ મો.

કળસી, સુંઠ, ભોંયરીંગણી, અરડુસો, પુસ્કરમુળ, વરીઆળી.

એ સર્વે વસાણાં એકેક તોલો લઇ ખોખરાં કરી પાણી શેર એકમાં ઉકાળવાં ને પાણી શેર ાા રહે એટલે ઉતારી ગાળી કાઢી તેમાં થોડી સાકર નાખીને દહાડામાં બે વખત એકેક ગલાસ પીવું. એ ઉકાળો બે દિવસ ચલાવવો. એમ એ દવા દીન એકવીસ સુધી કરવી.

## ઈલાજ ૧૨ મો.

ભાંગરાનું મુળ અને સુંઠ, એ બંને વસાણાંને સરખે ભાગે લઇને તેને કુટીને કપડછંદ કરીને તેને એક સીસીમાં ભરી રાખવાં, પછી તેમાંથી ચુરણ વાલ દશ લઇ તેમાં આદુનો રસ તથા થોડી સાકર નાખી મેળવી, સવારમાં ચાટવું, અને દીન એકવીસ સુધી ચાલુ રાખવું. ખાવાની પહરેજી રાખવી.

## ઈલાજ ૧૩ મો.

પીપર, ગેલફળ, સીંધાલુણ.

એ ત્રણે વસાણાંને કુટી કપડછંદ કરીને એનું ચુરણ એક બાટલીમાં ભરી મુકવું. તેમાંથી અરધા પૈસા ભાર લઇ ઉના પાણી સાથે ફાકવું. સાંજે પણ એટલુંજ ફાકવું.

**ખોરાક**–તેલ, મરચું, ખાટું તથા વાયડી ચીજો ખાવી નહીં.

## ઈલાજ ૧૪ મો.

મોરનાં પીછાંને બાળીને તેની રાખ તોલા ૧, પીપર તોલો ૧.

એ બંને વસાણાંને કુટી કપડછંદ કરીને તેનું ચુરણ એક સીસીમાં ભરી મુકવું. પછી તેમાંથી ચુરણ વાલ ૩ લઇને મધ સાથે મેળવીને દહાડામાં ત્રણ વખત ચાટવું. એ પ્રમાણે દીન ૨ ખાવાથી ફાયદો થશે.

**ખોરાક**–તેલ, મરચું, આમલી ખાવું નહીં, દાળ, ભાત, ગોસ, રોટલી ખાવું.

## ઈલાજ ૧૫ મો.

આકડાનાં પાનનો રસ તોલો ૧ દહાડામાં એક વખત પીવો, તેથી ઉલટી થઇ કફ તથા પિત્ત પડશે. એ રસ પીધા પછી ઘી, ભાત સાથે ખાવું અથવા એકલું ઘી પીવું. ઉપર તેલ, મરચું, ખાટું ખાવું નહીં.

## ઇલાજ ૧૬ મો.

અરડુસાના પાલાનો રસ તોલો ૧ કહાડીને તેની અંદર મધ તોલો ૦ાા નાંખીને દહાડામાં બે વખત પીવુ.

## ઇલાજ ૧૭ મો.

અરડુસાનો પાલો લાવીને તેને સેજ વાટી ગાળી કાઢી તેની અંદર પાણી શેર ૧ાા નાંખીને ઉકાળવા, ને પાણી શેર ૦ા રહે ત્યારે ઉતારી તેમાં મધ ચમચા ૨ નાખી દહાડામાં ત્રણ વખત પીવું.

## ઇલાજ ૧૮ મો.

કનઇનાં મુળનાં ઝીણા ઝીણા કટકા કરી તેમાંથી તોલા ૦ાા થી ૧ સુધી દિવસમાં ત્રણ વખત ખાવા.

## ઇલાજ ૧૯ મો.

સાકર ... ભાગ ૧૬, વંસલોચન ...ભાગ ૮, પીપર... ... ભાગ ૪.
એલચી ... ભાગ ૨, તજ ... ...ભાગ ૧,

એ ભાગ કહ્યા છે તેટલું વજન લેવું.

એ બધાં વસાણાંને છુંદી કપડછંદ કરીને તેનું ચુરણ વાલ ૫ મધ તથા સાકર મેળવી દહાડામાં બે વખત ખાવું. એ દવાને સંસ્કૃતમાં (સીતોપલાદી ચુર્ણ) કહે છે.

**ખોરાક**—ચીકાશવાળું ખાવું નહીં. ગોસમાં દુધી પકાવીને ખાવી. ચોખાની રોટલી ખાવી. ચોલાઇની તથા ભીંડાની તરકારી ખાવી.

